# પ્રસ્તાવના



બૌદ્ધ શ્રમણ હ્યુએનસંગ, બૌદ્ધ તીર્થોનાં દર્શન કરવા તથા બૌદ્ધ ધર્મનો ઊંડો અભ્યાસ કરવા, સાતમી સદીમાં ઠેઠ ચીનથી હિન્દુસ્થાન આવ્યો હતો. એની મુસાફરીનું વર્ણન તથા એ મુસાફરીના વર્ણનમાં અંતર્ગત થયેલું એનું જીવનચરિત્ર આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે.

જીંદગીમાં પગ ઢસરડા કરવા એનું નામ ખરી મુસાફરી નથી. તેમ હાલના જમાનામાં રેલ્વેના એક સ્ટેશનેથી બેસી બીજા સ્ટેશને ઉતરી પડવું એનું નામ પણ ખરી મુસાફરી ન કહી શકાય. ખરી મુસાફરી આપણને વર્તમાન કાળનું દર્શન કરાવે છે. દુનિયાની સમસ્ત મહાપ્રજાઓ સાથે આપણો સંબંધ જોડી દે છે. આપણી કૂપ-મંડૂક વૃત્તિનો અંત આણે છે તથા આપણી દૃષ્ટિને વિશાળ બનાવે છે. આપણા વહેમો એ દૂર કરે છે અને જૂની મુડી નવી દૃષ્ટિએ પારખવાની આપણી શક્તિને એ કેળવે છે. વળી કાકાસાહેબ કાલેલકર કહે છે તેમ "પ્રવાસ એ વેપારનું મંડાણ છે; રાજકારણીની આંખ છે: અને કલ્પનાઓ તથા આદર્શોના વહાણનું લંગર છે."

ચીનના આ મહાનુભાવ પ્રવાસીનો કથામાં ઘણાં અદ્ભુત સાહસો, માનવ હૃદયના ઉચ્ચ ગુણોનું દર્શન અને જુવાન હૃદયની ભૂખ મટાડતું અને ઉઘાડતું એવું ઘણું ઘણું સમાયેલું છે.

ક્ષિતિજને પેલે પાર શું છે તે જાણવાની ઉત્સુકતા લગભગ દરેક માનવીમાં હોય છેઃ પરંતુ તે જાણવા પાછળ પોતાની તમામ શક્તિઓ ખરચી નાંખવા જેવી ઉગ્ર આતુરતા તો વિરલાઓમાંજ હોય છે. હ્યુએન-સંગ બૌદ્ધધર્મના સાચા સિદ્ધાંતો જાણવા તથા તેને સમજવાની ઉગ્ર આતુરતા ધરાવતો હતો. અને તેની પાછળ પોતાની તમામ શક્તિઓ ખરચી નાંખવા ગાંડો બન્યો હતો.

ચીનમાં બૌદ્ધધર્મનો પ્રચાર તો તેના પહેલાં થયેલોજ હતો; પરંતુ એ ધર્મનાં મૂળ પુસ્તકો ત્યાં જોવામાં આવતાં ન હોતાં. એના ફક્ત ચીની ભાષાના અનુવાદોજ મળતા હતા. આ ચીની અનુવાદોના શબ્દોનો જુદા જુદા શ્રમણો જુદો જુદો અર્થ કરી બતાવતા. તેથી મૂળ પાલી તથા સંસ્કૃત ભાષાનાં પુસ્તકોનો બરાબર અભ્યાસ કરી, પોતાના દેશના ધર્મ-ગ્રંથો સુધારી નાંખવાની પવિત્ર તથા ઉન્નત ઈચ્છા, હ્યુએનસંગના અંતરમાં પ્રગટી હતી.

એ ઉગ્ર આતુરતા અથવા ધ્યેય સિદ્ધ કરવા માટે અઠ્ઠાવીસ-ઓગણત્રીસ વર્ષના જુવાને જોખમભર્યો પ્રવાસ ખેડવા હામ બીડી. ઈ. સ. ૬૨૯ માં હિન્દુસ્થાનની યાત્રા કહો, મુસાફરી કહો કે પ્રવાસ કહો, જે કહો તે કરવાની તમન્ના હ્યુએનસંગમાં જાગી. પરંતુ સાતમી સદીમાં, તે વખતનાં પ્રવાસનાં સાધનો અને તેમાં પડતી મુશ્કેલીઓનો વિચાર કરતાં, આટલો લાંબો પ્રવાસ એકલા અને અટૂલા કરવો એ ખરેખર કંઈ ન્હાનીસૂની વાત નહોતી.

'મહાત્મા' શબ્દના અસલ અર્થમાં પ્રવાસી હ્યુએનસંગને એક મહાત્મા પણ કહી શકાય; કારણ કે તમામ મહાત્માઓ પોતે નક્કી કરેલા કોઈ એકજ ધ્યેયની પાછળ ગાંડા બની જાય છે; અને એ ધ્યેયને પહોંચવા માટે જીવનસર્વસ્વને ખર્ચી નાંખે છે. આવા લોકો જેમ જેમ ધ્યેયની વધારે નજીક પહોંચતા જાય છે, તેમ તેમ તેમની આધ્યાત્મિકતા—તેમની માનવતા —વધારે વધારે ખીલતી જાય છે. આવા મહાત્માઓએ પોતાની

આંતર-વિશાળતાથી દેશ-કાળ-પંથનાં બંધનો તોડી નાખ્યાં હોય છે, એટલેજ તેઓ આખી માનવજાતની વિભૂતિઓ ગણાય છે. હ્યુએનસંગ એવો એક મહાત્મા હતો.

હ્યુએનસંગે હિન્દુસ્થાનમાં જ્યારે પગલાં માંડ્યાં, ત્યારે ચક્રવર્તી હર્ષવર્ધનનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. હિન્દુસ્થાનમાં શ્રમણ હ્યુએનસંગે સોળેક વર્ષ, પોતાનું ધ્યેય સિદ્ધ કરવા પાછળ ગાળ્યાં. એ વર્ષો દરમ્યાનના એના પ્રવાસમાં એણે જોયેલી, તે વખતના લોકોની સામાજિક, આર્થિક તથા ધાર્મિક સ્થિતિ, વહેપાર, ઉદ્યોગો, મંદિરો, સંઘારામો, ભિખ્ખુ સંઘો વગેરેનું એણે ઝીણવટથી અવલોકન કર્યું હતું. અવલોકન તો ઘણાયે કરે છે : પરંતુ એ સઘળું અવલોકન એણે લખી રાખ્યું હતું, એટલી એની વિશેષતા છે. તે દ્વારા સાતમી સદીના હિન્દુસ્થાનની ઉજ્જવળ ઝાંખી આપણને થઈ શકે છે.

ચોથા સૈકામાં થઈ ગયેલા ફાહિયાન નામના બૌદ્ધ શ્રમણે હિન્દુસ્થાનનું જે ચિત્ર આપ્યું છે, તેને મળતુંજ હ્યુએનસંગનું આ માત્રાવર્ણન છે. પણ ફાહિયાને બૌદ્ધધર્મને લગતી બાબત સિવાય બીજા તરફ ધ્યાન આપ્યું નથી. પરંતુ હ્યુએનસંગે તો મળે એટલી માહીતી મેળવવા પ્રયત્ન કરેલો છે. એનું લખેલું એ વર્ણન તે વખતના ઇતિહાસપર પુષ્કળ અજવાળું પાડે છે.

હ્યુએનસંગનાં પ્રવાસવર્ણનો વાંચ્યા પછી એમ લાગશે કે પૃથ્વી ઘણી વિશાળ છે. આપણી આસપાસ ઘણું જોવા જાણવાનું છે, એટલુંજ નહિં પણ તેમાંથી આપણે જેટલી દુનિયા જોઇશું તેથી પણ વધારે આપણે આપણી જાતને જોઈ શકીશું. આપણી કેટલી યે આળસુ બની ગયેલી શક્તિઓનું આપણને ભાન થશે, અને સંકટો વેઠવામાં મળતો આનંદ સમજાશે.

હ્યુએનસ ગ ઈ સ ૬૪૬માં ચીન પાછો ફર્યો અને ત્યાર પછી તે ઓગણીસ વર્ષ જીવ્યો તે દરમિયાન તેણે ૭૪ ગ્ર થોના અનુવાદ કર્યા ને કેટલાય સૂત્રો તથા ચિત્રોની નકલ કરી. પાસઠ વર્ષની ઉમરે જ્યારે તેને પોતાનો અ તકાલ નજીક આવતો લાગ્યો ત્યારે તેણે પોતાના અનુવાદ કરેલા પુસ્તકો મ ગાવી વ ચાવ્યાં અને રહી ગયેલી ભૂલો સુધારી નાખી. આ મહાન મુસાફર મહાત્મા હ્યુએનસ ગ ઈ સ ૬૬૪ ના ઑક્ટોબરની ૨૩મી તારીખે શાન્તિથી આ દુનિયા છોડી નિર્વાણ પામ્યો

આ અસલ પ્રવાસ-વર્ણનમાં વાર્તા જેટલો રસ આવી શકયો છે એમ કહેવા કરતા, વાચકને તે વર્ણનનો સાર વાચી જવાનીજ હુ ભલામણ કરુ છુ. મને તો તેને ગુજરાતીમા ઊતારતા તેટલોજ રસ અને આન દ મળ્યાં છે.

આ પુસ્તક ઉપજાવી કાઢવામા મે જે જે પુસ્તકો જોયા છે તેના સર્વ લેખકોનો હુ આભાર માનું છુ એ સર્વ પુસ્તકોની યાદી આ સાથે સામેલ રાખી છે

પુસ્તકમા કેટલાક પારિભાષિક શબ્દોના અર્થની યાદી વાચકની સરળતા ખાતર જોડી છે, તે જોઈ જવા ભલામણ છે. બરોડા કૉલેજના પાલીના પ્રોફેસર શ્રી ચિંતામણ વિનાયક જોશી તથા પ્રાચ્ય વિદ્યામ દિરના જૈન પ ડિત શ્રી. લાલચ દ ગાધી, એ બન્ને સદ્ગૃહસ્થોએ આ યાદી તૈયાર કરવામા પુષ્કળ મદદ કરી છે તે માટે એમનો ઉપકાર માનવાની તક હુ અત્રે લઉ છુ

ઘ ડિયાળ<br>વડોદરા

દેવેન્દ્ર ૨. મજમુદાર.



## ઉપયોગમાં લીધેલાં સાધનોની યાદી.


૧ Watters : On yuan chwang's "Travels in India" Vols Two. London 1904-5.

૨ Beal : "Life of Hiuen Tsiang" by Shaman H Wui Li, London 1911, (New edition.)

૩ Beal : "Buddists Records of Western World" Translated from Chinese of Hiuen Tsiang by Samuel Beal, London.

૪ 'પૂર્વરંગ' શ્રી. કાલેલકર અને શ્રી. નરહરિ પરીખ.

૫ हुएनत्साङ्ग का भारतभ्रमण : श्री. जगन्मोहन वर्मा.

૬ મહાન મુસાફરો : શ્રી. મૂળશંકર મો. ભટ્ટ.

૭ "કુમાર" ફાગણ ૧૯૮૨ માંથી "હ્યુએનસંગ" નો શ્રી. ધૂમકેતુનો લેખ.




# સાંકળિયું



# પારિભાષિક શબ્દોનો કોષ

સ્તૂપ —પવિત્ર મૃત પુરુષ અગર સ્ત્રીના શરીર ધાતુ ઉપર બનાવેલું માટી અગર પથ્થરનું સ્મારક. ચૈત્ય.

વિહાર —ભિક્ષુઓનો મઠ; સુગતાલય.

સંઘારામ —ભિક્ષુસંઘને અર્પણ કરેલો નગર નજીકનો બગીચો, એમાં વિહાર પણ હોય છે.

•.•

ભિક્ષુ —બૌદ્ધ સાધુ. સંસારનો ત્યાગ કરી, ભિક્ષા માગીને નિર્વાહ કરી, સંઘમાં દાખલ થયેલો પુરુષ.

શ્રમણ —બ્રાહ્મણેતર કોમનો તપસ્વી. સાધુ.

સ્થવિર —વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ સાધુ.

મહાસ્થવિર —અત્યંત વૃદ્ધ ભિક્ષુ.

પરિવ્રાજક* —સંન્યાસ પાળનાર તથા પળાવનાર. હંમેશાં પર્યટન કરનાર તપસ્વી.

પારિપાર્શ્વક —પાસે રહેનાર.

•.•

પ્રવ્રજ્યા —વ્રત, દીક્ષા અથવા સંન્યાસ.

નિર્વાણ —મોક્ષ. પુનર્જન્મમાંથી મુક્તિ અગર રાગ, દ્વેષ, લોભ વગેરેમાંથી મુક્તિ મેળવવી તે.

પરિનિર્વાણ —મહાપુરુષનો મોક્ષ.

•.•

સંગાતી —વસ્ત્ર અથવા ઉપવસ્ત્ર.

લોહપાત્ર —લોઢાનું પાત્ર.

દાંતો–દાંત —મહાપુરૂષના શરીરનો અવશેષ, દાંત. ઇંદ્રિયોનું દમન કરનાર.

પિચ્છિકા —પીછી. જંતુ રક્ષા માટે હળવેથી સાફસુધી કરવા વપરાતી મોરનાં પિછાંની બનાવેલી પીછી.

ચક્ષુગોલક —આંખનો ગોળો. મહાપુરૂષના શરીરનો અવશેષ.

•.•

ધાતુ —મહાપુરૂષનું સ્મારક. મહાપુરૂષના શરીરનો અવશેષ અગર એના ઉપયોગની વસ્તુ. માંસ વગેરે સાત ધાતુ.

શરીર ધાતુ —શરીર સાથે સંબંધ ધરાવનાર અવશેષો, જેવાકે કેશ, નખ, દાંત, અસ્થિ વગેરે.

માંસ ધાતુ —માંસ રૂપ ધાતુ.

ઉષ્ણિષ ધાતુ —મુકુટ રૂપ ધાતુ.

•.•

જનપદ —પ્રદેશ. શહેર.

પંચ શીલ વ્રત—પાંચ પ્રકારનાં વ્રત.

નિર્ગ્રન્થ ભિક્ષુ—જૈન સાધુ.

કાર્પાસ વસ્ત્ર —કપાસ, રૂ માંથી બનાવેલું સુતરાઉ કપડું.

[1]દશબલત્વ —બુદ્ધત્વ. ૧ દાન, ૨ શીલ, ૩ ક્ષાન્તિ, ૪ વીર્ય, ૫ ધ્યાન, ૬ શાન્તિ, ૭ બલ, ૮ ઉપાય, ૯ પ્રણિધાન, અને જ્ઞાન એ દશબલો મનાય છે.

વિભૂતિ —સંપત્તિ, વૈભવ.

દ્રોણ —એક શેર; ચાળીસ તોલા.

## ૧

## બાલ્યાવસ્થા

એશિયાખંડમાં આપણા હિન્દુસ્તાનનો દૂરનો પાડોશી દેશ તે ચીન દેશ. આપણે દિવાળીના દિવસમાં ફટાકડા ફોડીએ છીએ તે ચીનમાં બને છે. ચાઇના સિલ્ક, ચીનાઇઓ વગેરે રેશમી કાપડ વાપરીએ છીએ તે બધું પણ મોટે ભાગે ચીન દેશમાંથી જ આવે છે. — ચીન દેશ:

એ ચીન દેશના 'કાઉશી' નામે પ્રાંતના 'ચીનલુ' નામના ગામમાં ઈ. સ. ૬૦૦ માં એક પ્રતાપી બાળકનો જન્મ થયો. એ બાળકનું નામ હુએનસંગ. — હુએન-સંગનો જન્મ:

આગળ જતાં એ બાળક એક સુપ્રસિદ્ધ મુસાફર થયો. એણે જ્યાં જ્યાં મુસાફરી કરી હતી ત્યાં ત્યાંનું એણે એટલું બધું ઝીણવટથી વર્ણન લખી રાખ્યું હતું કે આજે પણ એના વર્ણનની ચોપડી એક બહુ જ ઉપયોગી ગ્રંથ તરીકે મનાય છે. એ વર્ણનની ચોપડીને લીધે જ એ માણસ બહુ પ્રસિદ્ધિ પામ્યો. — સુપ્રસિદ્ધ મુસાફર:

એનું જીવનચરિત્ર બહુ રસમય છે. હુએનસંગના દાદાનું નામ 'કોંગ' હતું. ચીનમાં તે વખતે કોંગદાદા મોટા વિદ્વાન ગણાતા. એમની વિદ્વત્તા જોઇ 'ત્સી' — કોંગ દાદા:

વંશના મહારાજાએ કોંગહદાને પેકીંગના વિશ્વવિદ્યાલય-ના કુલગુરુ નીમ્યા. પગારને બદલે આજીવિકા માટે ચાઉનાન પરગણાની જાગીર એમને આપી.

હ્યુએન-સંગના પિતા: હ્યુએનસંગના પિતા હુઇ વિદ્વાન્ હતા. પણ એમને રાજ્યપ્રતિષ્ઠા, નોકરી કે મુત્સદ્દીપણું બીલકુલ ગમતાં નહિં. એટલે બધી પ્રવૃત્તિથી અલગ રહી ફક્ત ધર્મગ્રંથોના અભ્યાસમાં જ એ મચ્યા રહેતા. ગૃહસ્થાશ્રમી હોવા છતાં વિરાગી જેમ એ રહ્યા હતા. તે વખતે બૌદ્ધધર્મ ચીનમાં ખૂબ ફેલાયલો હતો.

વાંચનનો શોખ: એમને ચાર પુત્રો હતા. એમાંનો સૌથી નાનો પુત્ર તે હ્યુએનસંગ. નાનપણથી જ એ ગંભીર, શાંત, આજ્ઞાંકિત અને પિતૃભક્ત હતો. એના બાપની માફક એને પણ નાનપણથી ભણવાની લહે લાગી હતી. ઘેર એકલા બેઠા બેઠા વાંચવામાં એને એવી મઝા પડતી કે ભાઈ સાહેબ બહાર રમવા કરવા યે જતા નહિં. ઘરમાં ને ઘરમાં બેસી રહીને વાંચ્યા કરે.

એકાગ્રતા: ચીનનું ગામ છેક નાનું નહોતું. એટલે સડક પર તરેહ તરેહના વરઘોડા, યાત્રાસંઘો, સરઘસો, તમાશગીરો વગેરેની દોડધામ ચાલુ જ રહેતી. છતાં એ દોડધામનો અવાજ આ નાનકડા હ્યુએનસંગને બીલકુલ આકર્ષી શકતો નહિં. એ તો ફક્ત ચીન દેશના ધર્મગ્રંથોના અધ્યયનમાં જ મશગુલ રહેતો.

આચાર-ગ્રંથો: એને એ આચારગ્રંથ બહુ ગમતા. એટલે એનો અભ્યાસ કરી તે પ્રમાણે વર્તન કરી જોવા ચૂકતો નહિં.

એને સદાચારમાં ખૂબ શ્રદ્ધા હતી, એટલે આચારનું પાલન કરવામાં એ ખૂબ સાવધ રહેતો.

જેની તેની સાથે વાતચીત કરવામાં પણ નમ્રતા અને વિનય, આચારશાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે બતાવવા એ પ્રયત્ન કરતો.

**પિતૃ-ભક્તિ:** એક વખત હ્યુએનસંગના પિતા બેઠા બેઠા 'હિયાવ' નામનો ગ્રંથ વાંચતા હતા. તેમાં પિતૃભકિત સંબંધી રસમય વાર્તા હતી. આઠ વર્ષનો નાનો હ્યુએનસંગ એ વાર્તા રસથી સાંભળી રહ્યો હતો.

વાર્તામાં એમ આવ્યું કે, 'ચાંગત્યુ પોતાના પિતાની આજ્ઞા સાંભળતાં બરોબર વિનયથી ઊઠી, બે હાથ જોડી પિતા સમક્ષ ઊભો રહ્યો.' આટલા શબ્દો બાળક હ્યુએનસંગને કાને પડ્યા એટલે એ પણ વિનયથી હાથ જોડી પોતાના પિતા સામે આવી ઊભો રહ્યો.

**વર્તનમાં ઉતાર્યું:** બાપને એનું વર્તન જોઇ બહુ નવાઇ લાગી. એણે વહાલથી પૂછ્યું, "ભાઇ! આમ કરવાનું કાંઇ કારણ?"

હ્યુએનસંગે બહુ જ વિનીત ભાવથી કહ્યું: "પિતાજી! જ્યારે "ચાંગત્યુ" પિતાની આજ્ઞા સાંભળી હાથ જોડી સામો ઊભો રહે ત્યારે હું મારા પિતાના મુખમાંથી એ જ શબ્દો સાંભળી કેમ ન ઊભો રહું?"

**ભવિષ્યની આગાહી:** આ સાંભળી પિતાનો હરખ માયો નહિ. આ વાત એણે આખા કુટુંબમાં કહી સંભળાવી. કુટુંબના દરેક માણસને એ સાંભળી આનંદ થયો; અને ભવિષ્યમાં એ એક મોટો માણસ થશે એવી સૌએ આગાહી કરી.



## ૨

## શિષ્યવૃત્તિનો ઉમેદવાર

ભાઈઓનું ઓળખાણ : હુએનસંગનો સૌથી મોટો ભાઈ ગૃહસ્થાશ્રમી હતો. બીજો ભાઈ ચાંગચી બૌદ્ધ સંન્યાસી થઈ ગયો હતો. લોયાંગ નગરના ચિંગ-તૂ નામે વિહારમાં એ રહેતો અને બૌદ્ધધર્મના ગ્રંથોનું અધ્યયન કરતો. ત્રીજો ભાઈ, સૌથી મોટાભાઈની સાથે ઘરકામમાં, ઉપયોગી થતો.

વિદ્યાભ્યાસનો અવસર : એકવાર બીજો ભાઈ ચાંગચી પોતાના વિહારમાંથી માતાપિતાને મળવા આવી પહોંચ્યો. ઘરમાં હુએનસંગની વિદ્યા ઉપર પ્રીતિ જોઈ, એને વધુ અભ્યાસ કરાવવા પોતાની સાથે લઈ ગયો. હુએનસંગને તો એ જ જોઈતું હતું. પોતાના ભાઈ સાથે રહી બૌદ્ધધર્મના ગ્રંથોનું અધ્યયન કરવામાં એને ખૂબ મઝા પડી.

રાજાજ્ઞા : એવામાં ચીનના રાજાએ એક હુકમ કાઢ્યો કે, “ લોયાંગ નગરના ભિક્ષુઓમાંથી ચૌદ લાયક ભિક્ષુઓ શોધી કહાડવા. એમની પાસે ધર્મગ્રંથોનો વધારેમાં વધારે અભ્યાસ કરાવરાવવો. અભ્યાસ કરવાની સરળતા થાય તે માટે એમના ભરણપોષણ અને અધ્યયનનો સર્વ ખર્ચ રાજ્યમાંથી આપવામાં આવશે. ”

ચૌદ ભિક્ષુઓની પસંદગી કરવા એક સમિતિ નીમવામાં આવી. સમિતિના પ્રમુખ તરીકે ચિન-શોનક્કોની નિમણૂંક કરવામાં આવી.

શિષ્યવૃત્તિની જાહેર ખબર:

સમિતિએ જાહેરનામાં કાઢયાં કે લોયાંગ નગરના બધા ભિક્ષુઓએ અમુક દિવસે અમુક જગ્યાએ ભેગા થવું. ત્યાં એમની પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં પસાર થયેલામાંથી પહેલા ચૌદ જણને રાજ્યની-(સ્કોલરશિપ)-શિષ્યવૃત્તિ આપવામાં આવશે.

ઠરાવેલે દિવસે પરીક્ષામંડપ આગળ હજારો ભિક્ષુઓની ભીડ જામી ગઈ. એમાં મોટા મોટા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, અનુભવવૃદ્ધ એમ જુદી જુદી લાયકાતવાળા ભિક્ષુઓ અને શ્રમણો દેખા દેતા હતા.

પરીક્ષાનો ઉમેદવાર:

મોટા ભિક્ષુઓ આગળ શ્રમણોનો શો હિસાબ ? છતાં આપણા બારતેર વર્ષના હુએનસંગભાઈએ પણ પરીક્ષાના મંડપ આગળ જઈ ઊભા રહેવાનું સાહસ ખેડયું.

એમને દરવાને અંદર જતા રોકયા; પણ એમ કંઈ એ હારી જાય એમ નહોતા. એ તો ત્યાં જ અડ્ડો લગાવીને બેઠા.

પ્રમુખ સાથે વાર્તાલાપ:

થોડીવારે સમિતિના પ્રમુખ ચિન-શોનકકો પરીક્ષા લેવા મંડપ આગળ આવી પહોંચ્યા. ત્યારે દ્વાર પર અડ્ડો જમાવી બેઠેલા તેર વર્ષના બાળકને જોઈ એમને બહુ આશ્ચર્ય થયું.

એમણે પૂછ્યું: "તું કોણ છે ? કયાંથી આવ્યો છે ?"

હ્યુએનસંગે બિલકુલ ગભરાયા વગર પોતાનું ઓળખાણ આપ્યું.

પ્રમુખને, એની હિંમત અને બોલવાની છટા જોઈ, એની વાતમાં રસ પડ્યો. એણે પૂછ્યું, "કેમ, વિદ્યાવેતન જીતવાની તારી ઇચ્છા છે કે શું ?"

"હા જી, એ આશાએ તો હું અહીં આવ્યો છું. પણ મને નાની ઉંમરનો જોઇ કોઇએ અંદર જ જવા દીધો નહિ એટલે એ આશા હું ક્યાંથી રાખી શકું ?"

"પણ તું વિદ્યાવેતન મેળવીને કરીશ શું ?"

મહત્ત્વાકાંક્ષા : "મારી તો એક જ હાર્દિક ઇચ્છા છે કે, ભગવાં વસ્ત્ર પહેરી ચારે દિશાએ બુદ્ધ ભગવાનના ઉપદેશેલા ધર્મનો પ્રચાર કરું."

બાળક હ્યુએનસંગની આવી આશાભરી વાતો સાંભળી પ્રમુખ બહુ પ્રસન્ન થયા. એમણે આ ભાવી મહાન પુરુષને પોતાની સાથે લીધો; અને સમિતિ આગળ લઇ જઈ ઊભો કર્યો.

પરીક્ષા-સમિતિને પ્રમુખની ભલામણ: સમિતિના બીજા સભ્યો સાથે પ્રમુખે આ બાળકનું ઓળખાણ કરાવ્યું. વળી ઉમેર્યું કે "ગોખેલા ગ્રંથોનું કેવળ પારાયણ કરવું એ કંઇ અઘરી વાત નથી. પરંતુ એની સાથે આત્મસંયમ અને સાહસ ઠીક વિરલા પુરુષોમાં જ હોય છે. મને પૂર્ણ શ્રદ્ધા છે કે જો આપ સાહેબો આ બાળકને અભ્યાસી તરીકે પસંદ કરશો તો જરૂર શાક્યસિંહના બુદ્ધધર્મનું એ અણમોલું રત્ન થઇ ઝળકશે. ફક્ત મને એક જ વાતનું દુઃખ થાય છે

કે આ બાળકને હાથે ધર્મનો ઉદ્ધાર થતો જોવાને આપણે જીવતા હોઇશું નહિ. હું ઇચ્છું છું કે આ સાહસિક અને મહત્ત્વાકાંક્ષી બાળકની ઊછળતી આશાઓને આપ સાહેબો દાબીને કચરી નહિ જ નાખો." — પ્રમુખની ભવિષ્યવાણી :

સભાપતિની દરખાસ્ત બીજા સભ્યોએ વધાવી લીધી; અને પરીક્ષા લીધા વગર હુએનસંગનું નામ પસંદ કરેલા ચૌદમાંના એક તરીકે લખી લેવામાં આવ્યું. — શિષ્યવૃત્તિ જીત્યો :

શિષ્યવૃત્તિ મળી એટલે પોતાના ભાઈ ચાંગચી સાથે લોયાંગ નગરમાં રહી એણે વિદ્યાભ્યાસ કરવા માંડયો. ત્યાં એક વિદ્વાન્ ભિક્ષુ પાસે નિર્વાણસૂત્ર અને મહાયાનના અનેક ગ્રંથોનો એણે અભ્યાસ કર્યો. — અભ્યાસ શરૂ :

વાંચવા બેસે એ વખતે હુએનસંગને ખાવાનું કે સૂવાનું પણ ભાન રહેતું નહિ. એની ગ્રહણશક્તિ એટલી જબરી હતી કે ફક્ત એક જ વખત વાંચેલી કે સાંભળેલી વાત એને બરાબર યાદ રહી જતી. બે વખત કોઈ ગ્રંથ વાંચવામાં આવતો તો તે તેને કંઠસ્થ થઈ જતો. — ગ્રહણ શક્તિ :

અભ્યાસ કરતાં કરતાં ચૌદેક વર્ષની ઉમ્મર એની થઈ હશે; તે વખતે એક સંઘમાંના કેટલાક ભિક્ષુઓએ એક સૂત્રની વ્યાખ્યા સમજાવવા એને ખૂબ આગ્રહ કર્યો. હુએનસંગ વયોવૃદ્ધ સાધુઓને ના કહી શકયો નહિ.

એણે આસનપર બેસી એવી સરસ રીતે એમાંના સૂક્ષ્મ ભાવોસહિત એ સૂત્ર સમજાવ્યું કે સાંભળનારા દિંગ થઈ ગયા. એની કીર્તિ ચોમેર ફેલાઈ ગઈ. દૂર દૂરથી લોકો એનાં દર્શન કરવા દોડી આવવા લાગ્યા. — કીર્તિના ફેલાવાની શરુઆત :

# ૩

## રાજ્ય-વિપ્લવ

રાજ્યમાં ઉથલ-પાથલ:

આ અરસામાં ચીન દેશમાં રાજ્યની મોટી ઉથલ-પાથલ થઈ. સુઈ નામના રાજ્યવંશનો અધિકાર નાશ પામ્યો. જ્યાં જુઓ ત્યાં ચોર અને લુંટારાનો ઉપદ્રવ. સ્થળે સ્થળે ધાડ અને લૂંટફાટ. ઘરોને પણ આગ વગેરે થવા લાગ્યું. લોકો ત્રાહ ત્રાહ પોકારી ઉઠયા.

આ ઉપદ્રવમાંથી સંઘારામો તથા વિહારો પણ બચી શકયા નહિ. અહિંસક ભિક્ષુઓને પણ માર પડ્યા. બિચારા કેટલાએ ભિક્ષુઓ વગરમોતે મુવા. સંઘારામો લૂંટી લીધા અને છેવટે આગ લગાડી બાળી મૂક્યા. ભિક્ષુઓએ આમાંથી અથવા જેને જ્યાં ફાવ્યું ત્યાં નાસી છૂટ્યા.

'ચાંગાન'-માં વ્યવસ્થા:

આ વખતે તાંગવંશના બહાદુર રાજકુમારે થોડા સૈનિકો ભેગા કરી ચાંગાનનો મુલક કબજે કર્યો; અને ત્યાં પોતાની સત્તા જમાવી. પોતાના રાજ્યમાં થોડા જ વખતમાં એણે બધું વ્યવસ્થિત કરી દીધું.

'લોયાંગ' પર ધાડ અને અભ્યાસ-માં ખલેલ:

પરંતુ આસપાસનો મુલક જે એના કબજામાં નહોતો ત્યાં હજી ઉપદ્રવ ચાલ્યા કરતો હતો. થોડા જ દિવસમાં લોયાંગનગર પર ધાડ આવી.

હુએનસંગે એના મોટા ભાઈને કહ્યું "ભાઈ! હવે અહિં રહેવાય એમ નથી. જીવ બચાવવાનું જ અઘરૂં છે. ત્યાં અભ્યાસની વાત જ શી રીતે થાય?

'આપણે સાંભળ્યું છે કે કુમાર તાંગે, ચાંગાનમાં સારૂં વ્યવસ્થિત રાજ્ય જમાવ્યું છે. ત્યાં આવા ધાડપાડુઓનો ભય નથી. ત્યારે આપણે ત્યાં જતા રહીએ તો કેમ?'

પ્રયાણ: ચાંગચીભાઈને નાનાભાઈ હુએનસંગનું કહેવું વ્યાજબી લાગ્યું. એટલે બંને ભાઈઓ ગમે તેમ કરી દુ:ખ વેઠતા વેઠતા ચાંગાન આવી પહોંચ્યા.

'ચાંગાન'-માં: ચાંગાનમાં આવી જોયું તો સર્વત્ર શાંતિ હતી; પણ અધ્યયન માટે હજી કંઇ પણ વ્યવસ્થા થઈ દેખાતી નહોતી. કારણ કે નવીન રાજ્ય સ્થાપન થયાને હજી પુરૂં એક વર્ષ પણ થયું નહોતું.

ચાંગાનમાં ચાર વિહાર હતા. અને જૂના સુઈસમ્રાટ યાંગતીના સમયમાં ઘણા ભિક્ષુઓને રાજ્ય તરફથી ભરણપોષણની વ્યવસ્થા કરી આપવામાં આવતી પણ રાજ્યવિપ્લવના સમયમાં એ બધું છિન્નભિન્ન થઈ ગયું હતું. એક પણ ભિક્ષુ ત્યાં નજરે પડતો નહોતો. જ્યાં જુઓ ત્યાં યુદ્ધની જ તૈયારીઓ દેખાતી હતી.

હુએનસંગ યુદ્ધને કારણે વખત ગાળવા બિલકુલ તૈયાર નહોતો. એને તો પોતાનો અભ્યાસ જ વધારવો હતો. એટલે એને કંઇ ચેન પડયું નહિં. ફરી પાછો એણે મોટા ભાઇને જાગૃત કર્યો.

## ૪

## અભ્યાસ માટે દોડાદોડી

**"કાંગ" અને "કીંગ"નો મેળાપ:**

પાછા બંને ભાઈઓએ 'શું' પ્રદેશ તરફ મુસાફરી શરૂ કરી. 'ચેઉણુ' પાર કરી 'હાન ચુયેન'માં એ લોકો આવી પહોંચ્યા. અહીં એમને 'કાંગ' અને 'કીંગ' નામના બે વિદ્વાન ભિક્ષુઓનો ભેટો થયો. લોયાંગમાં આ લોકો સાથે હુએનસંગ રહ્યો હતો; એટલે મિત્રો ભેગા મળતાં એકમેકની આંખમાં હર્ષાશ્રુ ઊભરાઈ આવ્યાં.

બંને ભાઈઓ આ ભિક્ષુઓની સાથે જ રહી પડયા; અને થોડા દિવસ અભ્યાસ કર્યો. ત્યાંથી ચારે જણ શીંગલુ નામના નગરમાં ગયા.

**મળતી તકનો ઉપયોગ:**

અહીં આવી, ચારે જણાઓએ નગરમાં ધર્મચર્ચા કરવા માંડી. એટલામાં સાઈચિંગ નામનો મહાન વિદ્વાન એમને મળી ગયો. એટલે એની સાથે બે ત્રણ વર્ષ રહી, આ લોકોએ અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો.

**શું પ્રદેશમાં ભરતી:**

એક બાજુ ચીનનું રાજકીય વાતાવરણ તદ્દન અશાંત હતું; અને બીજી બાજુ વરસાદ વરસ્યો નહીં. ઠેર ઠેર દુકાળ પડયો. ફક્ત 'શું' પ્રાંતમાં ખૂબ અનાજ પાકયું, એટલે ભૂખે મરતા લોકો આસપાસથી સંભરાઈને શું દેશમાં આવી પહોંચ્યા.

હ્યુએનસંગને ઠીક મઝા પડી. બહારથી આવનારમાં ઘણા વિદ્વાનો પણ હતા. એમની સાથે દરરોજ ધર્મ-ચર્ચાઓ અને શાસ્ત્રાર્થ થવા લાગ્યાં.

એક વાર સૌએ ભેગા થઈ હ્યુએનસંગ સાથે શાસ્ત્રાર્થ કરી એને હરાવવાનો નિશ્ચય કર્યો. ઉપદેશમંડપમાં બધા પંડિતો અને ભિક્ષુઓ ભેગા થયા; અને હ્યુએનસંગને ઉપરાઉપરી પ્રશ્નો પૂછવા લાગ્યા.

હ્યુએન-સંગનો દિગ્વિજય

પણ હ્યુએનસંગે બિલકુલ ગભરાયા વગર હરેકને એવા યુક્તિપુરઃસર જવાબ વાળ્યા કે બધાનાં મ્હોં બંધ થઈ ગયાં અને એનો વિજય થયો.

એના વિજયનો ડંકો ચારે બાજુના પ્રદેશોમાં 'શુ', 'વૂ', 'ખિંગ', અને 'શુ' પ્રદેશોમાં ઘેર ઘેર વાગી ગયો. લોકોનાં ટોળે ટોળાં આ પ્રતાપી બાળકના દર્શનાર્થે દોડી આવવા લાગ્યાં.

## ૫

## પ્રવ્રજ્યા

હ્યુએનસ્ત્સંગ એકવીસ વર્ષનો થયો ત્યારે એણે પ્રવ્રજ્યા ગ્રહણ કરી ભગવાં વસ્ત્રો પહેર્યાં. અહીં "શુ" પ્રદેશમાં જ ભિક્ષુવેશ ધારણ કરી એક વર્ષનો વાસો રહ્યો અને એટલા વખતમાં એણે 'વિનયપિટક'નો અભ્યાસ સમાપ્ત કર્યો.

પ્રવ્રજ્યા ગ્રહણ કરી :

ત્યાર પછી 'સૂત્રપિટક' અને 'અભિધમ્મ પિટક'નું અધ્યયન કર્યું. પરંતુ આ અધ્યયન કરતી વખતે એને અનેક શંકાઓ ઉત્પન્ન થઈ. શંકાસમાધાન માટે એણે ત્યાં હાજર રહેલા ઘણા ભિક્ષુઓ સાથે વાદવિવાદ કર્યો; પણ એનું મન કંઈ સંતોષ પામ્યું નહિ.

ધર્મગ્રંથોમાં શંકા :

ચાંગાનમાં પાછી શાંતિ સ્થપાઈ હતી; અને વિદ્યાભ્યાસનો યુગ શરૂ થયો હતો. હ્યુએનસંગે એના ભાઈને કહ્યું, "ભાઈ! સાંભળ્યું છે કે ચાંગાનમાં પાછી વિદ્યાભ્યાસ માટે સુવ્યવસ્થા થઈ છે. અને મહાન પંડિત ભિક્ષુઓ ત્યાં એકઠા થતા જાય છે. ત્યારે આપણે પણ ત્યાં પહોંચી જઈએ. નીરાંતે વિદ્યાભ્યાસ કરીશું અને જે શંકાઓનું સમાધાન અહીં થઈ શક્યું નથી તેનું સમાધાન કરાવી લઈશું."

ચાંગાન તરફ દૃષ્ટિ :

પરંતુ આ વખતે મોટાભાઈને હ્યુએનસંગની વાત રૂચી નહિં એણે પોતે આવવાની ના પાડી; અને હ્યુએન-સંગને પણ જવા દેવાની ના કહી.

**છુપચુપ પ્રયાણ :** એક દિવસ સૌ પોતપોતાના કામમાં મશગુલ હતા તે વખતે, હ્યુએનસંગે એકલા છાનેમાને " શું " પ્રદેશને રામરામ કર્યા; અને ચાંગાન પહોંચવા મુસાફરી શરૂ કરી દીધી.

રસ્તે ચાલતાં કેટલાક વહેપારીઓ ' હાંગચાઉ ' જતા હતા તેમનો એને સંગાથ થઈ ગયો. એમની સાથે અનેક કષ્ટો વેઠતો હ્યુએનસંગ ઘણે દિવસે ' હાંગચાઉ ' પહોંચ્યો.

**' તિયન-હવાંગ ' સંઘારામમાં :** ત્યાં જઈ ' તિયનાહ્યાંગ ' નામે સંઘારામમાં એણે મુકામ કર્યો. આ સંઘારામના શ્રમણોએ એની કીર્તિ ખુબ સાંભળી હતી; અને એનાં દર્શન કરવાની એ લોકોની ઘણી ઇચ્છા હતી. એટલે એનું નામ સાંભળી બધા ભેગા થઈ ગયા; એટલે ત્યાં જ રહી જઈ, ધર્મકથા કરવા એને ખુબ વિનવ્યો.

હ્યુએનસંગ એમની વિનવણીને તરછોડી શકયો નહિ. એણે ત્યાં ધર્મકથા સાથે અભિધર્મની વ્યાખ્યા સંભળાવવી શરૂ કરી; અને લગભગ એક વર્ષ ત્યાં ગાળ્યું.

**રસમય કથાશૈલી :** આ વખત દરમ્યાન, એની કથા કરવાની રસમય શૈલીનાં બહુ જ વખાણ આસપાસનાં પ્રાંતોમાં થયાં. તે એટલે સુધી કે હાનચાંગના રાજાને પણ એની મોહિની લાગી.

રાજા ધર્મચુસ્ત અને શ્રદ્ધાવાળો હતો. એનાથી હવે રાજમહેલમાં બેસી રહેવાયું નહિ. તરત જ પોતાના રસાલા સાથે જ્યાં હ્યુએનસંગ કથા કરતો હતો ત્યાં જઈ પહોંચ્યો. ત્યાં એણે શ્રદ્ધા અને ભક્તિથી ધર્મોપદેશ સાંભળ્યો.

**'હાનચાંગ' ના રાજાને લાગેલી મોહિની :** રાજા એનું મનોહર વ્યાખ્યાન સાંભળી ગાંડોઘેલો થઈ ગયો. એણે હ્યુએનસંગને ખૂબ વિનંતિ કરી શાસ્ત્રાર્થ વિષે વાદવિવાદ કરાવવાનું કબૂલ કરાવ્યું.

શાસ્ત્રાર્થ માટે મોટા મોટા વિદ્વાન ભિક્ષુઓને આમંત્રણ થયાં; અને ઠરાવેલે દિવસે સર્વ વિદ્વાનો ઉપરાંત રાજ્યાધિકારીઓસહ રાજા પણ સભામંડપમાં હાજર થઈ ગયા.

**વાદવિવાદ અને દિગ્વિજયઃ** રાજાની આજ્ઞાને માન આપી એક પછી એક પંડિતોએ હ્યુએનસંગને વિકટ પ્રશ્નો પૂછવા માંડ્યા. પરંતુ દરેકને એણે સંતોષકારક જવાબો આપ્યા. એણે આપેલા જવાબો સામે કોઈ કંઈ પણ કહી શક્યું નહિ. હ્યુએનસંગનો દિગ્વિજય થયો. વિદ્વાન ભિક્ષુઓએ પોતાના હાર કબૂલ કરી.

**ધનના ઢગલાને ઠોકર મારી :** હ્યુએનસંગ ઉપર રાજા એટલો બધો પ્રસન્ન થઈ ગયો કે એણે એની પાસે, કિંમતીમાં કિંમતી ઝવેરાત અને ધનનો ઢગલો કર્યો; અને તે ભેટ સ્વીકારી લેવા વિનંતિ કરી. પણ હ્યુએનસંગે એમાંનું કંઈ પણ લેવા ના પાડી; અને રાજાનો સારી લાગણી માટે ઉપકાર માન્યો.

## ૬

## શંકાસમાધાન માટે ચટપટી

આગે કૂચ: હ્યુએનસંગને લાગ્યું કે હવે આ સ્થળે વધારે રોકાવાથી બંધનો વધતાં જશે. એટલે સભા સમાપ્ત થતાં બરોબર એણે ઉત્તર દિશા તરફ વિદ્વાન સાધુઓની શોધમાં ચાલવા માંડયું. પોતાની શંકાઓનું સમાધાન કરાવી લેવાની એને હવે ચટપટી લાગી હતી.

'હિઉ' સાથે મેળાપ: હ્યુએનસંગ 'હાઉચાંગ' છોડી પંડિતોનો શોધ કરતો કરતો 'સિયાંગચાઉ'માં આવી પહોંચ્યો. ત્યાં 'હિઉ' નામના વિદ્વાન ભિક્ષુનો એને ભેટો થયો. એણે જાણ્યું: 'મારી શંકાઓનું નિરાકરણ થઈ જશે.' પરંતુ અહીં પણ એને નિરાશ જ થવું પડયું!

સત્યસિદ્ધ વ્યાકરણ શીખી લીધું: એટલે ત્યાંથી એ 'ચિઉચાઉ' નગરમાં ગયો. 'ફિન' નામનો એક વિદ્વાન ભિક્ષુ ત્યાં એને મળી ગયો એની પાસે રહી હ્યુએનસંગે સત્યસિદ્ધ વ્યાકરણનો અભ્યાસ કરી લીધો.

એ અભ્યાસ પૂરો થયો એટલે પાછું એણે ચાંગાન-તરફ પ્રયાણ કર્યું.

**કોષ-શાસ્ત્રનો અભ્યાસ:**

ચાંગાનમાં આવી મહાબોધિ નામના વિહારમાં એણે ઊતારો કર્યો ત્યાં પેઃ ' નામના વિદ્વાન ભિક્ષુ પાસે રહી કોષશાસ્ત્રનો અભ્યાસ કરી લીધો. કોષશાસ્ત્રના અભ્યાસમાં એને એટલો બધો રસ પડ્યો કે એક જ વારના વાંચન પછી એ ગ્રંથ હ્યુએનસંગને મોંઢે થઈ ગયો.

**'શાંગ' અને 'પિંગ' સાથે મેળાપ:**

ત્યાં જ આગળ " શાંગ " અને " પિંગ " નામના બે સ્થવિરો સાથે એને ઓળખાણ થયું. બંને જણ ખૂબ વિદ્વાન અને શાસ્ત્રજ્ઞ મનાતા હતા. એટલે એ પાછો એમની પાસે રહી પડયો. એમની પાસેથી જેટલું શીખાય એટલું શીખી લીધું. જેટલી શંકાઓનું સમાધાન કરી શકાયું એટલું કરી લીધું.

હ્યુએનસંગની અલૌકિક ગ્રાહકશક્તિ જોઈ બંને ભિક્ષુઓ બહુ તાજુબ થઈ ગયા. બંને જણે હર્ષથી કહ્યું. "હ્યુએનસંગ ! એક સમય એવો આવશે કે તારા પરિશ્રમ વડે આખા ચીન દેશમાં ધર્મનો સૂર્ય ઊગશે. પરંતુ એ જોવા હમે તે વખતે હયાત નહિં હોઈએ એટલી અમને દિલગીરી થાય છે !"

**જ્ઞાન સાથે ગુંચવાડા પણ વધ્યા:**

આ પ્રમાણે શ્રમણ હ્યુએનસંગે, આખા ચીન દેશના મોટા મોટા વિદ્વાનોને શોધી કહાડી, દરેક પાસેથી જાણવા જેવું શીખી લીધું. પોતાના ગુંચવાડાનો નિકાલ પણ ધીમે ધીમે આણતો ગયો. પરંતુ જેમ જ્ઞાન વધવા માંડયું તેમ શંકાઓ-ગુંચવાડા પણ વધતાં જ ચાલ્યાં.

## ૭

## ભારતયાત્રાનો સંકલ્પ

ગુંચ ઉકેલનો પ્રશ્ન : હ્યુએનસંગની શંકાઓ તો દિવસે દિવસે વધતી ચાલી; પણ સમાધાન કરવાનું કંઈ ઠેકાણું પડ્યું નહિ. એ વિચાર કરવા લાગ્યો કે જેટલા વિદ્વાન ભિક્ષુઓ છે તે દરેક જણનો મત જુદો છે. દરેક જણ પોતાનો મત સાચો છે અને બીજાનો ખોટો છે એમ જ કહે છે.

એક જણ અમુક કર્મનું વિધાન સારૂં છે એમ કહે છે ત્યારે બીજો એનો નિષેધ કરે છે. 'ભગવાન બુદ્ધનો ઉપદેશ શો હતો ?' તે કોઇ સંતોષકારક રીતે કહી શકતું નથી. દરેક જણ એનાં એ વાક્યોનો અર્થ મારી મચરડીને પોતાને અનુકૂળ કરી બતાવે છે.

એટલે જ્યાં સુધી બુદ્ધ ભગવાનની પોતાની ભાષામાંના વાક્યો વાંચી સમજીએ નહિ ત્યાં સુધી એનો સાચો અર્થ નહિં જ સમજી શકાય. ચીનમાં તો ચિનાઇ ભાષામાં એનો અનુવાદ થયેલો એટલે એનાં એ વાક્યોનો જેવો અર્થ કરવો હોય તેવો થઈ શકે.

મૂળ ગ્રંથો : માટે મૂળ સંસ્કૃત અને પાલી ભાષામાં લખાયલા સૂત્રગ્રંથોનો અભ્યાસ ગમે તેમ કરી કરવો જોઇએ એવો નિશ્ચય એણે કરી લીધો. પરંતુ મૂળ ગ્રંથો ચીનમાં

નહોતા અને એ વિષે કોઇને ખબર પણ નહોતી. એ ગ્રંથો ભારતવર્ષમાં જ હયાતી ધરાવતા હતા. એટલે હ્યુએનસંગે મનમાં નિશ્ચય કરી લીધો કે હું હિંદુસ્થાન જઇશ, મૂળ ગ્રંથોને વાંચીશ, અભ્યાસ કરીશ, શંકાઓનું નિવારણ કરીશ અને પાછો સ્વદેશ આવી અહીંના ભિક્ષુઓની આંખો ઉઘાડીશ.

હિન્દુસ્થાનની યાત્રાનો વિચાર:

ધીમે ધીમે એ વિચાર એના મનમાં દૃઢ થતો ગયો. એટલે એણે એ વિચાર પોતાના બે ત્રણ મિત્ર શ્રમણો આગળ જાહેર કર્યો. એ લોકો એને સમ્મત થયા અને સાથે આવવા ઇચ્છા પણ દર્શાવી. હિંદુસ્થાનમાંથી મૂળ ગ્રંથોની એક એક નકલ લઈ આવવી એવો પણ એમણે નિશ્ચય કરી લીધો.

પણ એ સમયમાં ચીન છોડી પરદેશ જવું એ બહુ મુશ્કેલ કામ હતું. વળી દેશમાં ચાલી રહેલી અરાજકતાને કારણે સમ્રાટ તાંગે 'પોતાની પરવાનગી સિવાય ચિન છોડી જનારને સખ્ત સજા થશે' એવો હુકમ બહાર પાડયો હતો.

પ્રયત્ન શરૂ કર્યો:

હ્યુએનસંગે રાજા પાસે હિંદુસ્થાન જવાની પરવાનગી મેળવવા અરજી કરી પરંતુ એનો કંઇ જવાબ મળ્યો નહિં. એટલે એની સાથે જવા તૈયાર થયેલાઓ નિરાશ થઈ ગયા. પણ હ્યુએનસંગે ફરી અરજી કરી એનો પણ કંઈ જવાબ ન મળ્યો.

હ્યુએનસંગે એના મિત્રોને કહ્યું 'તમે જો મારી સાથે આવો તો આપણે રાજાને રૂબરૂ મળી એની પરવાનગી

મેળવીએ. પણ એ લોકો ફસકી ગયા અને એમણે સાથે જવાની ના પાડી.

બીજો હુકમ : એટલામાં રાજાનો એક બીજો હુકમ બહાર પડયો કે 'પ્રજામાનો માણસ, ગૃહસ્થાશ્રમી, સન્યાસી કે ભિક્ષુ ગમે તે હશે તેને પણ હવે ચીન બહાર જવાની પરવાનગી આપવામાં આવશે નહિ.'

દૃઢ નિશ્ચય: આ સાંભળી હ્યુએનસંગે રાજા પાસે રૂબરૂ જવાનો વિચાર માંડી વાળ્યો; પણ હિંદુસ્થાન જવાનો વિચાર માંડી વાળ્યો નહિં. હવે કેવી રીતે હિંદુસ્થાન જવું એ વિચારમાં એ મશગુલ બન્યો. એણે હિંદુસ્થાન જવાના માર્ગ વિષે માહીતી મેળવી લેવા પુછપરછ કરવા માંડી અને એ માર્ગ બહુ વિકટ છે એમ જાણવા છતાં પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિં.



## ૮

## હ્યુએનસંગનું સ્વપ્ન

હ્યુએનસંગ વિહારમાં ગયો. ત્યાં નાહિ ધોઈ બુદ્ધ-ભગવાનની પૂજા કરી મૂર્તિ સામે હાથ જોડી ભારતવર્ષની યાત્રા કરવાનો સંકલ્પ કર્યો. પછી ઈશ્વરને પ્રાર્થના કરી કે 'પ્રભો ! જો મારી પાસે સફળ યાત્રા કરાવરાવવી હોય તો મને સ્વપ્નું આપજો અને એમાં મારા મનોરથ પૂર્ણ થશે કે કેમ તેનું સૂચન કરજો.'

ઈશ્વર પ્રાર્થના :

ઈશ્વરે એની પ્રાર્થના સાંભળી તેજ રાત્રે હ્યુએનસંગને સ્વપ્ન થયું. પોતે એક મહાન સમુદ્રને કિનારે ઊભા છે. સમુદ્રની વચ્ચોવચ સુમેરૂ પર્વત છે. એ સુમેરૂ પર્વતની ટોચ પર જવાની હ્યુએનસંગની ઇચ્છા થઈ.

પર્વતની પાસે પહોંચવાના જ સાંસા હતા તો પછી ટોચ પર શી રીતે ચડાવાનું હતું ? ત્યાં નહોતું વહાણ કે નહોતો તરાપો.

સાંકેતિક સ્વપ્ન :

પરંતુ એકાએક સમુદ્રમાંથી બે પથ્થરનાં સિંહાસનો બહાર ઊંચાં થયાં. હ્યુએનસંગ એના પર ચઢવા ગયો. એ જેમ જેમ દરિયાની સપાટી પર ચાલતો ચાલતો સિંહાસનની પાસે આવતો ગયો તેમ તેમ તે આઘાં જતાં

ગયાં અને છેક સુમેરૂ પર્વત પાસે જઇ અટકયાં. હ્યુએન-
સંગ પણ ત્યાં પહોંચી ગયો

અપૂર્વ આનંદ : પણ હવે ટોચ પર શી રીતે જવું એની વિમાસણમાં એ પડ્યો. એટલામાં એક ચમત્કાર થયો. એક વંટોળિયો ત્યાં ઉત્પન્ન થયો અને એને ઉંચકી લઇ પર્વતની ટોચ પર મૂકી આવ્યો. પર્વત પરથી આસપાસ નજર ફેરવતાં સઘળે પાણી પાણી ને આકાશ એ સિવાય બીજું કાંઇ જ નજરે પડતું નહતું. પણ ત્યાં પહોંચ્યા પછી એના હૃદયમાં એવો આનંદ એણે અનુભવ્યો કે, એની જીંદગીમાં કોઇ પણ વખતે આવો આનંદ એણે અનુભવ્યો નહોતો. ઇ. સ. ૬૨૯ ના સપ્ટેમ્બરમાં આ સ્વપ્ન એને થયું હતું.

ચાંગાનથી નિકળ્યો : 'ચાંગાન'માં તે વખતે 'હિયાવતા' નામનો 'ચીન-ચાઉ'નો વતની ભિક્ષુ, વિદ્યાધ્યયન કરતો હતો. પોતાનો અભ્યાસ પૂરો થવાથી હવે નિર્વાણ વિહાર છોડી એ પોતાને વતન જવાનો હતો. હ્યુએનસંગ એને મળ્યો. અને એની સાથે જ ચાંગાનથી એ નીકળી પડ્યો.

# ૯

## યાત્રારંભ માટે પ્રયાસ

યાત્રારંભઃ

હ્યુએનસંગ, ચીનચાઉના ભિક્ષુ હિયાવતા સાથે ચાંગાનથી ચીનચાઉ આવી પહોંચ્યો. ત્યાં એક રાત રહ્યો. બીજે દિવસે 'લાનચાઉ' નગરનો એક માણસ એને મળી ગયો. એ અહીં ચીનચાઉમાં કંઇ કામ માટે આવ્યો હતો અને પાછો તરતજ પોતાને વતન 'લાનચાઉ' જવાનો હતો. એની સાથે હ્યુસેનસંગ 'લાનચાઉ' ગયો ત્યાં પણ એણે એક રાત ગાળી.

સવારમાં કેટલાક સરકારી સ્વારો એને મળ્યા. એ લોકો કોઈ અધિકારીને 'લાનચાઉ' મૂકી 'લીયાંગચાઉ' જતા હતા. હ્યુએનસંગે છાનોમાનો પોતાનો ઘોડો એ લોકોની પાછળ પાછળ હંકાર્યો અને પોતે 'લિયાંગચાઉ' આવી પહોંચ્યો.

'લાનચાઉ' થી 'લિયાંગચાઉ'

લિયાંગચાઉ નગરમાં ટિબેટ આદી પશ્ચિમના લોકોની ખૂબ વસ્તિ હતી એ લોકો ત્યાં રહી ખુશીથી બીજા દેશોમાં આવ જા કરતા હતા. એટલે અહીં હ્યુએનસંગે કોઇ જાણીતા સોબતીની શોધ કરવા માંડી.

સત્કારિક્રિયા :

એટલામાં એ ગામના ભિક્ષુઓને હ્યુએનસંગના આવવાની ખબર પડી, એ બધા એની પાસે આવી પગે પડ્યા

અને સૂત્રાદિની વ્યાખ્યાની કથા કરવા વિનંતિ કરી.

હ્યુએનસંગ એ લોકોને નિરાશ કરી શકયો નહિ. અને કથા શરૂ કરી. કથામાં સૂત્રોનાં ગુપ્ત રહસ્યો એટલી સરસ રીતે એણે સમજાવવા માંડયા કે દૂર દૂરથી લોકો એ સાંભળવા દોડી આવવા લાગ્યા. લિયાંગચાઉની પચરંગી પ્રજા પણ એનો લાભ લેવા લાગી જે જે મુસાફરો એની કથા સાંભળી ગયા એમણે પોતાના દેશમાં જઈ એનાં ખૂબ વખાણ કર્યાં. એની કીર્તિની સુવાસ રાજદરબાર સુધી પણ પહોંચી ગઈ.

વધુ જાપ્તો : પરંતુ એટલામાં ચીનના સમ્રાટનો બીજો હુકમ બહાર પડયો કે, 'પોતે કોઇને પરદેશ ન જવા દેવાનો જે હુકમ બહાર પાડયો હતો તેનું સખ્તમાં સખ્ત રીતે પાલન કરવું. પાલન કરવા માટે વધારાનાં માણસો નીમવાં પડે તો નીમવાં. એક ગુપ્તચર ખાતું ખોલવું અને ચીનની હદ ઉપરની સર્વ બિના મેળવ્યા કરવી.'

હ્યુએનસંગ ભારતવર્ષની યાત્રા કરવાનો છે એ વાત પશ્ચિમના દેશમાં તેમજ લિયાંગચાઉમાં ખૂબ પ્રસિદ્ધ થઇ ગઇ હતી. હવે કંઇ કુલડીમાં ગોળ ભાંગી શકાય એમ નહોતું. ગુપ્તચરોએ જઈ એ સમાચાર તથા એનું નામ, ઠામ, ઠેકાણું વગેરે પોતાના અધિકારી આગળ નિવેદન કર્યું.

ગુપ્તચર ખાતાના અધિકારી પાસે : અધિકારીએ હ્યુએનસંગને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. અધિકારીએ પૂછ્યું, 'મને ખબર મળી છે કે આપ ચીનની હદ છોડી બહાર જવાના છો.' શું એ વાત ખરી છે?'

હ્યુએનસંગે નિડરતાથી કહ્યું. 'જી હા, હું ભારતવર્ષમાં જવા માગું છું. અને કોઈ સોબતીની શોધમાં છું.'

'ત્યાં જવાનું કંઇ કારણ ?'

ઉદ્દેશ : 'આપણા દેશના ધર્મગ્રંથોમાં ઘણું ઘણું અશુદ્ધ લખાણ છે. એ અશુદ્ધ લખાણને શુદ્ધ માની એને જ વળગી રહી આપણા ભિક્ષુઓએ ધર્મમાં અવ્યવસ્થા કરી મૂકી છે. ભારતવર્ષમાં જઈ ભગવાન બુદ્ધની હયાતીમાં જ લખાયલા શુદ્ધ ગ્રંથોનું અધ્યયન કરી દરેક પ્રકારની શંકાઓનું સમાધાન હું ત્યાં કરીશ. પછી એ ગ્રંથો ત્યાંથી ચીનમાં લાવીશ એ ગ્રંથો સાથે અહીંના ગ્રંથોને સરખાવી, ભૂલો સુધારી, સંશોધન કરીશ અને એનો શુદ્ધ અનુવાદ કરી આપણા દેશનું સાહિત્ય વધારીશ તથા ભિક્ષુઓની આંખો ઉઘાડીશ.'

'હું ભારતવર્ષમાં કેમ જવા માગું છું એ હવે આપને બરાબર સમજાયું હશે એમ હું માનું છું.'

'એ બધી વાત ખરી, પણ શહેનશાહનો હુકમ બહુ કડક છે. એના હુકમને માન આપવું જ જોઈએ. તમે સમજુ છો એટલે હું એટલું જ કહું છું કે તમે તમારો વિચાર હમણાં મોકુફ રાખો.

ધમકી : એમ છતાં શહેનશાહના હુકમનો અનાદર કરી તમે ચીનની હદ છોડવાનું સાહસ કરશો તો પકડાયા વગર રહેવાના નથી. અને એકવાર પકડાયા એટલે સાધારણ શિક્ષાથી પતશે નહિં.'

હ્યુએનસંગ કાંઇ પણ જવાબ આપ્યા વગર ઊઠીને

ઉભો થયો અને સીધો પોતાના ઉતારાપર આવ્યો. એના મનમાં ખૂબ ગડભાંગ થવા લાગી. નિશ્ચય છોડી પાછા જવું ગમતું નથી અને આગળ જઉં છું તો અનેક અડચણો રોકી રાખે છે. કોઇ સાથી મળતો નથી, હવે શું કરવું ?

આખરે પોતાના મનનો ઉભરો એણે 'હુઇવીઇ' નામના એક પ્રસિદ્ધ અને વિદ્વાન સ્થવિર પાસે કાઢયો. એતો એનો ઉદ્દેશ સાંભળી ખૂબ રાજી રાજી થઇ ગયો. એની પાસે ઘણા શ્રમણો વિદ્યાભ્યાસ માટે રહેતા હતા.

આશાનો અંકુર : તેમાંના બે વિશ્વાસુ શ્રમણોને એણે હ્યુએનસંગની સાથે મોકલ્યા, અને હ્યુએનસંગને ચીનના હદ બહાર મૂકી પાછા ચાલ્યા આવવા કહ્યું. હ્યુએનસંગે પોતાનો સામાન બાંધી લીધો અને છાનેમાને ત્યાંથી પશ્ચિમ તરફનો પ્રવાસ શરૂ કરી દીધો.



## ૧૦

## કેટલીક વધુ માહીતી

'હુદવીઈ'ના બે શિષ્યો સાથે હ્યુએનસંગ લીયાંગ-ચાઉથી છાનોમાનો રાતને વખતે નાઠો. કોઈ એને જોઈ ન જાય એ વિષે એ ખૂબ સાવધ રહ્યો. રાત્રે મુસાફરી કરે અને દહાડે કોઈ ઝાડ જંગલમાં સંતાઈ રહે. એમ દુઃખ વેઠતો વેઠતો કેટલેક દિવસે એ 'ક્વાચાઉ' નગરમાં આવી પહોંચ્યો. ત્યાં એક વિહારમાં ઊતારો કર્યો.

'ક્વાચાઉ'-માં

એના બે સાથીઓ પૈકી એક તો તરત જ 'તુનહ્યાંગ' જતો રહ્યો. બીજો આગળના ખૂબ વિકટ માર્ગના વિચારે ગભરાતો હતો. એ પણ પાછો જવા ઇચ્છતો હતો. પરંતુ હ્યુએનસંગે એને બીજો સાથી મળતા સુધી રોકાઈ જવા ખૂબ વિનવ્યો. આખરે એટલો વખત એણે રોકાવા કબૂલ્યું.

એક સાથી ભાગ્યો :

વિહારમાં એણે ઊતારો કર્યો એટલામાં બધે વાત ફેલાઈ ગઈ કે કોઈ ખૂબ વિદ્વાન ભિક્ષુ અહીં પધાર્યા છે. ચારે બાજુથી લોકોનાં ટોળાં એના દર્શનાર્થે ઉલટી આવ્યાં. આ સમાચાર ત્યાંના અધિકારીને પણ મળ્યા.

અધિકારી ધર્મિષ્ઠ માણસ હતો. જુદી જુદી જાતના ખાવાના પદાર્થો લેવડાવી એ જાતે ભિક્ષુનાં દર્શન કરવા

આવી પહોંચ્યો. હ્યુએનસંગનો ધર્મોપદેશ સાંભળી એ ખૂબ પ્રસન્ન થયો.

પ્રસ્તુત માર્ગની માહીતી : વાતવાતમાં હ્યુએનસંગે પશ્ચિમનો માર્ગ કેવો છે, ક્યાં થઈને જવાય છે વગેરે હકીકત અધિકારી પાસે કઢાવી લીધી. અધિકારીએ ખુશીથી કહ્યું. અહીંથી ઉત્તર દિશામાં પચાસ માઇલ પર ' હૂહુ ' નામની નદી છે. એ નદી વચમાં વચમાં ખૂબ ઊંડી અને પહોળા પટ વાળી છે. કઇ વખતે એ નદી કેવું સ્વરૂપ લેશે એ કોઇ કહી શકતું નથી. એટલે લોકો અને ગમે તે સ્થળેથી પાર કરવાનું સાહસ ખેડતા નથી.

' યુઃમેન ' ચોકી : પરંતુ એ નદી ઉપર ' યુઃમેન ' નામની સરકારી ચોકી છે ત્યાં ઘાટ તથા પુલ બાંધેલાં છે. લોકો ત્યાંથી નદી પાર કરે છે ' યુઃમેન 'ની ચોકીની પશ્ચિમ દિશાએ પાંચ ગઢ છે. દરેક ગઢ વચ્ચે સો સો માઈલનું અંતર છે. ગઢમા સરકારી પહેરો છે.

'ચોકીયેન' નું રેતીનું રણ : આ ગઢ સિવાય રસ્તામાં પાણી બાણી કે લીલોતરીનું નામ નિશાન પણ નજરે પડતું નથી. ગઢ વટાવ્યા બાદ ' ચોકીયેન ' નામનું વિશાળ રેતીનું રણ આવેલું છે.

રેતીનું રણ ઓળંગ્યા પછી થોડા માઇલને છેટે ' ઇગો ' નામનો હરિયાળો અને વસ્તિવાળો મુલક આવે છે. ત્યાંથી પશ્ચિમનો મુલક શરૂ થાય છે ' એટલું કહી અધિકારી પ્રણામ કરી પોતાને ત્યાં ગયો.

હ્યુએનસંગ વિચારમાં ગરકાવ થઇ ગયો કે આટલી કઠણ યાત્રા અને સાથે કોઇ સંગાથી નહિં. પણ એનામા આત્મશ્રદ્ધા અજબ હતી.

કોઇ સાથી ન મળ્યો :

પેલો બીજો સાથી બે દિવસ રોકાયા પછી ઘેર જવા તલપાપડ થઇ રહ્યો હતો. એણે આખરે રજા માંગી અને હુએનસંગે એને જવા દીધો. પોતે એકલાએ ઇગો સુધી આવનારની શોધ કરવા માંડી. એમ કરતાં કરતાં એને લગભગ એક મહીનો ત્યાં થઇ ગયો છતાં કોઇ સાથી ન મળ્યો.



## ૧૧

## મુંઝવણ

સૈકોની પરંપરા : એટલામાં ' લિયાંગચાઉમાં ' હ્યુએનસંગની શોધ કરતાં એ નાસી ગયેલો માલુમ પડયો એટલે ત્યાંના અધિકારીએ ચારે કોર માણસો દોડાવ્યાં અને આસપાસના મુલકના અધિકારીઓ પર હુકમ છોડ્યા કે ' હ્યુએનસંગ નામનો ભિક્ષુ અહીંથી નાઠો છે અને ભારતવર્ષ જવા પ્રયત્ન કરે છે. એને પકડવો અને જવા ન દેવો. "

' કવાચાઉ ' ના અધિકારીના હાથમાં પણ હુકમની એક નકલ આવી. એ હુકમ વાંચતાં જ એ કળી ગયો કે અહીં આવેલો ભિક્ષુ હ્યુએનસંગ જ હોવો જોઇએ.

તરત જ એ વિહારમાં ગયો અને હુકમની નકલ હ્યુએનસંગના હાથમાં મૂકી દીધી. હ્યુએનસંગ એ વાંચતાં વિચારમાં પડી ગયો. શો જવાબ દેવો એ એને સૂઝયું નહિં. ના કહે છે તો જુઠું બોલવું પડે છે અને હા કહે છે તો રોકાઇ જવું પડે છે.

એને વિચારગ્રસ્ત જોઇ અધિકારીએ પૂછયું. ' મહારાજ ! આપ બિલકુલ ગભરાશો નહિં. હું તમને અહીંથી જવાનો બંદોબસ્ત કરાવી આપીશ, પણ આપનું જ નામ હ્યુએનસંગ છે ?

હુએનસંગે પોતાનો આખો ઇતિહાસ એને કહી સંભળાવ્યો. અધિકારી તો બિચારો એની આપવીતી સાંભળી અચંબો જ પામી ગયો.

નવી આશા : એણે હુએનસંગનાં સાહસ અને આત્મબળની પ્રશંસા કરી કહ્યું. 'મહારાજ, આપ અહીંથી જેમ બને તેમ જલદી ભાગો, વધારે વખત જશે તો વાત મારા અધિકારની બહાર જતી રહેશે અને આ હુકમને તો હું આપના દેખતાં જ ફાડી નાંખું છું.' એમ કહી પેલો કાગળ ફાડી નાંખ્યો.

આ વખતની પરિસ્થિતિ જોઇ હુએનસંગના હૃદયમાં ખુબ ગડભાંગ ચાલતી હતી. પૈસા આપવા છતાં કોઇ સાથે આવવા કબૂલ કરતું નહોતું. અને એક મહીના ઉપરાંત દિવસો ચાલ્યા ગયા હતા.

અનુષ્ઠાન : આખરે મંદિરમાં જઇ ભગવાન મૈત્રેયનું અનુષ્ઠાન કરવાનો એણે આરંભ કરી દીધો અનુષ્ઠાન પુરૂં થયુ તે જ દિવસે રાત્રે એ વિહારના ધર્મ નામના ભિક્ષુને સ્વપ્ન આવ્યું. એણે જોયું કે, 'હુએનસંગ કમલપુષ્પ પર બેસી પશ્ચિમ તરફ જઇ રહ્યો છે.' રાતમાં એ ઝબકીને જાગી ઉઠયો.

શુભ સ્વપ્ન : સવાર પડતાં હુએનસંગ પાસે આવી પોતના સ્વપ્નની વાત એણે કહી સંભળાવી તથા એ સ્વપ્નનું ફળાફળ શું તે કહેવા કહ્યું. હુએનસંગ શુભ સ્વપ્નની વાત સાંભળી મનમાં ખુશ થયો. એને એ બધા શુભ ચિન્હો જણાયાં. પણ ધર્મ નામે ભિક્ષુને એણે વાત ઉડાવતાં કહ્યું 'ભાઇ! સ્વપ્નની વાતો તો જુઠી હોય છે એટલે એનું ફળાફળ શી રીતે કહી શકાય?'

પંચશીલ વ્રતની દીક્ષા : બીજે દિવસે હ્યુએનસંગ જ્યારે પૂજા, પાઠ, તથા જપ કરવા મંદિરમાં બેઠો, તે વખતે એક પરદેશી, ભગવાનની પૂજા કરવા આવ્યો. પૂજા કરી રહી એણે જપ કરતા હ્યુએનસંગની ત્રણ પ્રદક્ષિણા કરી, અને હાથ જોડી એની સામે ઉભો રહ્યો.

હ્યુએનસંગે એમ કરવાનું કારણ પૂછયું. એણે જવાબ આપ્યો, "મહારાજ ! હું 'શી નામના ગોત્રનો 'પાનસો' નામનો માણસ છું. મને આપનો સેવક બનાવો અને મને 'પંચશીલ' વ્રત કરવાની દીક્ષા આપો. હ્યુએનસંગે એનો ભકિતભાવ જોઇ એને પંચ-શીલ વ્રત દીક્ષા આપી.

પેલો માણસ દીક્ષા લઇ મંદિરમાંથી ગયો અને થોડી વારમાં થોડાં ફળફુલ લાવી હ્યુએનસંગ આગળ મૂકયાં. હ્યુએનસંગને એનું વર્તન જોઇ પોતાના મનોરથ પૂર્ણ થવાની આશા દેખાવા લાગી.

એણે પેલા પરદેશી માણસને ઉદ્દેશીને કહ્યું, 'ભાઈ, હું એક મોટા ધર્મસંકટમાં આવી પડયો છું. તમે મને એમાં મદદ કરશો તો તમારો મોટો ઉપકાર થશે.'

'મારો વિચાર ભારત દેશની યાત્રા કરવાનો છે. ત્યાં જઇ બુદ્ધ ભગવાનના ઉપદેશોનો સાચો અભ્યાસ કરી ધર્મગ્રંથોનો સંગ્રહ કરવાનો છે. પરંતુ મહિનો થઇ ગયો, હજી કોઇ ભારત સુધી તો ઠીક, પણ ઇગો સુધીએ પહોંચાડી જનાર મળતું નથી.'

આશા : પરદેશીએ કહ્યું, 'એ બાબતનો આપ બિલકુલ ઊચો જીવ ન રાખશો. હું આપને પાંચે ગઢ પાર કરાવી દઈશ.'

## ૧૨

## અડગ નિશ્ચય

એની વાત સાંભળી હુએનસંગને અનહદ આનંદ થયો. એણે તરતજ યાત્રારંભનો દિવસ અને સમય નક્કી કરી દીધાં. પેલાને કહ્યું, " ભાઇ ! મારી પાસે પૈસા તો નથી પણ થોડાં કપડાં લતાં છે તેને વેચી જે પૈસા આવે તેમાંથી તારે સારૂ એક ટટ્ટુ ખરીદી લાવ. મેં મારે સારૂ તો ઘોડો કયારનોએ ખરીદી રાખ્યો છે.

નિશ્ચય :

" ત્યારે તમે આપણા સંકેત સમયે નગર બહારની ઝાડી પછવાડે આવજો. હું ત્યાં તૈયાર રહીશ. જો, એમાં કાંઇ ભૂલ થાય નહિ ! "

ગોઠવણ પ્રમાણે :

વાત ચોક્કસ થઇ ગઇ. હુએનસંગ જપ પૂરા કરી પોતાના ઓરડામાં આવ્યો. એણે કપડાં પહેર્યાં. અને ઉત્કંઠાથી સાંજ પડવાની રાહ જોવા લાગ્યો.

સાંજ પડી, એક એકનું મ્હોં દેખાય નહિં એવું થયું એટલે હુએનસંગ ઘોડા ઉપર પોતાનો સામાન નાંખી, સવાર થયો, અને ઝાડી પાછળ પહોંચી ગયો. ત્યાં જઈ જુએ છે તો ભયંકર શાંતિ પથરાયલી હતી. કોઈ કરતાં કોઇનો પગરવ સુદ્ધાં સંભળાતો નહોતો !

નિરાશા : હ્યુએનસંગ બિચારો હતાશ થઇ ગયો એને અનેક વિચારો આવી ગયાઃ "પરદેશીની સમજફેર થઇ કે પછી એ તદ્દન ભૂલી ગયો હશે. અથવા એ કંઇ દગો કરવા તો નહિં માગતો હોય ?"

એટલામાં દૂર દૂરથી ઘોડાના ડાબલાનો અવાજ કાન પર અથડાવા લાગ્યો, જોતજોતામાં બે સવારો એની સામે આવી પ્રણામ કરી ઊભા રહ્યા. એમાંનો એક મનુષ્ય તો મંદિરમાં મળ્યો હતો એ જ હતો. બીજો અપરિચિત માણસ આધેડ ઉમરનો જણાતો હતો. એની દાઢીના વાળ કાબરચીતરા, અડધા કાળા અને અડધા ધોળા દેખાતા હતા.

ગભરામણ : એક દૂબળા પાતળા ઘોડા પર એ સવાર થયેલો હતો. ઘોડા પર, રોગાન કરેલાં લાકડાં જીન સાથે બાંધેલાં હતાં. એ અપરિચિત મનુષ્યને જોઇ હ્યુએનસંગ ગભરાઇ ગયો. એનો ચહેરો હેબતાઇ ગયેલો દેખાતો હતો.

ઘોડાનો પરિચય : એ જોઇ પેલા ઓળખીતા માણસે કહ્યું: 'આમને જોઇ તમે ગભરાશો નહિં. આ માણસ કેટલીયે વખત 'ઇગો' જઈ આવ્યો છે, અને એને એ માર્ગની જરેજર ખબર છે. એના ઘોડાએ વીસેક વખત ત્યાંની મુસાફરી કરી છે. જો આપ એના ઘોડા પર મુસાફરી કરશો તો એ ઘોડો તમને સીધા 'ઇગો' પહોંચાડશે. ઘોડો અવળે રસ્તે ચઢી નહિં જાય, તેમ રસ્તામાં કંઇ તોફાન ઓફાન પણ નહિ કરે.'

યાત્રામાં પડતા ત્રાસનો ખ્યાલ : આમ વાત ચાલતી હતી એટલામાં નવીન આવનારે વચમાં ટાપસી પૂરીઃ "મહાશય, પશ્ચિમની યાત્રા સહેલ સપાટાની યાત્રા નથી. એ તો બહુ જ અઘરી અને ડગલે

ને પગલે ભયથી ભરેલી છે. રસ્તામાં મોટું રેતીનું રણ આવશે. તે વખતે ચારે બાજુ જ્યાં જોશો ત્યાં રેતી શિવાય કશું જ જોવામાં નહિં આવે! તોફાની વાવાંઝોડાંની સામે થવું પડશે, બળબળતા બપોરે વરાળો નીકળતી લુથી, શરીર શેકાઇ જશે!

"ભૂત, પ્રેત, પિશાચની બિહામણી કીકીયારીઓ અને દસ્યોથી ભલભલા બહાદુરોનાં કાળજાં ફાટી ગયાં છે. મોટા મોટા સંઘો અને કાફલાઓ ભેગા હોય તો પણ એ રણ વટાવતાં અડધા થઇ જાય છે. તો એકલ દુકલનું તો પૂછવું જ શું ?

"આપ પૂરો વિચાર કરીને પગ ઉપાડજો. કારણકે જીવના જોખમનું આ કામ છે!"

દૃઢનિશ્ચયઃ

હુએનસંગે જવાબ આપ્યોઃ 'હું પ્રતિજ્ઞા કરી ચૂક્યો છું કે 'હું પૂર્વ તરફથી પગ પાછો ફેરવીશ નહિ અને પ્રાણ જાય પણ ભારતયાત્રા તરફ ઉપાડેલો પગ પાછો હઠાવીશ નહિં.'

ઘોડાની અદલાબદલી:

એની આવી દૃઢ પ્રતિજ્ઞા સાંભળી પેલા અનુભવી પુરૂષે કહ્યુંઃ 'ભલે, જ્યારે તમે તમારા નિશ્ચયને વળગી જ રહો છો ત્યારે હું આપને આ મારો ઘોડો આપું છું. આ ઘોડો મારી સાથે વીસ વાર 'ઇગો' આવ્યો છે. એના પર સ્વારી કરી જશો તો આપનો કષ્ટમય માર્ગ કંઇક સરળ થશે. ઘોડો માર્ગથી જાણીતો છે; અને રસ્તામાં ભડકીને નાશી જાય એમ નથી. આપનો આ ઘોડો તદ્દન અપરિચિત, નાનો, તથા ભડકે એવો દેખાય છે તો એને અદલબદલ કરી લો."

ભવિષ્ય યાદ આવ્યું : આની વાત સાંભળી, હ્યુએનસંગને એક જ્યોતિષીએ ભવિષ્ય ભાખેલું તે વાત યાદ આવી. ચાંગાનમાં જ્યારે એ ભારતયાત્રાનો વિચાર કરી રહ્યો હતો ત્યારે એણે એક જોષીને પૂછેલું કે મારો મનોરથ પૂર્ણ થશે કે કેમ ?'

ત્યારે એ જોષીએ કહેલું. 'તમે ઘોડા પર બેસી ભારતયાત્રા કરશો. તમારો ઘોડો લાલ હશે, એના જીન ઉપરના સામાનનાં લાકડાં રોગાનવાળાં અને એને લોખંડની ચીપો જડેલી હશે.'

યાત્રાના શ્રીગણેશ : હ્યુએનસંગે તપાસ્યું તો વર્ણન બરાબર બંધબેસતું હતું. એટલે એને શુભ ચિહ્ન ગણી લઇ, તરત ઘોડો બદલી લીધો. પેલો માણસ પ્રણામ કરી નગર તરફ વિદાય થયો.

હ્યુએનસંગે પોતાના પરદેશી પરિચિત માણસ સાથે ઉત્તર દિશાનો માર્ગ લીધો. ત્રણેક માઇલ કાપ્યા પછી નદી કિનારો આવ્યો. ત્યાંથી 'યુઃમેન' ચોકીની ટોચ દેખાવા લાગી રસ્તો કાપતાં વચમાં જ એક જગ્યાએ નદીનો પટ દસેક ફુટ જેટલો આવ્યો. ત્યાં બને જણ ઘોડેથી ઊતરી પડ્યા.

## ૧૩

## વિપત્તિનાં વાદળ

પાસે ખૂબ ઝાડી હતી. સાથીદારે લાકડાં કાપી આણ્યાં. બંને જણુ પૂલ બનાવવાના કામમાં લાગી ગયા. લાકડાં ગોઠવી ઉપર માટી ચોપડી દીધી. પૂલ તૈયાર થઈ ગયો એટલે ઉપરથી ઘોડો દોરી જઈ બંને જણુ નદી ઓળંગી ગયા.

નદી પાર કરી :

પેલે પાર ગયા પછી બંને જણે પોતાના ઘોડા એક ઝાડ સાથે બાંધી દીધા. પાસે પોતાનાં બિછાનાં પાથર્યાં અને આરામ કરવા જરા આડા થયા. બંને જણુ એક બીજાથી પચાસ કદમને અંતરે સૂતા હતા. વિદેશી, પૂલ બનાવવાની મહેનતથી લોથપોથ થઈ ગયો હતો.

શરૂઆતમાં બને જણુ જાગતા પડી રહ્યા. પણુ થોડી વાર પછી હુએનસંગની આંખ જરા મળી ગઈ.

સાથીદારના મનમાં કોણુ જાણે શોએ વિચાર આવ્યો હશે તેથી હાથમાં અણીદાર છરો લઈ એ હુએનસંગ તરફ જવા લાગ્યો.

કપટ વિચાર :

પગરવ સાંભળી હુએનસંગની આંખ ખુલી ગઈ. જુએ છે તો સોદીદાર ચકચકતો છરો લઈ પોતાના તરફ આવતો દેખાયો. હુએનસંગે શાંતિથી જપ કરવા માંડ્યા.

મન ફરી ગયું : દસેક કદમનું અંતર રહ્યું અને જોડીદારનું મન બદલાયું. એ પાછો ફર્યો અને પોતાની જગા પર જઈ સુઇ ગયો.

સવાર થતાં હ્યુએનસંગે સાથીદારને ઊઠાડ્યો અને પાણી લઇ આવવા કહ્યું. પાણી ભરી લાવ્યો. હ્યુએનસંગે હાથ મ્હોં ધોયાં, થોડું પાણી પીધું અને સામાન સંભાળી પ્રયાણની તૈયારી કરી.

નવો સાથી પણ ફસકયો : એ જોઇ સાથીદાર બોલ્યો, "મહારાજ ! રસ્તો બહુ વિકટ છે. રસ્તામાં ઝાડપાન કે પાણીનું નામનિશાન પણ નહિ મળે ફક્ત પાંચ ગઢ આગળ જ પાણી મળે છે. આપણે એવી રીતે જઇએ કે રાતને વખતે ત્યાં પહોંચાય. અને રાત્રે ચોકીદારોની નજર ચૂકવી આપણે પાણી બાણી લઇ લઇશું.

"છતાં પણ જો કોઇની નજરે પડ્યા તો ઠાર માર્યા જઇશું. રસ્તો સારો તો એજ છે કે 'આપણે આગળ જવાનો વિચાર માંડી વાળવો, અને અહીંથી ઘેર પાછા જવું."

હ્યુએનસંગે કહ્યું. 'મારો તો નિશ્ચય છે જ, કે 'ડગલું ભર્યું તે પાછા ના હઠવું, ના હઠવુ.'

સાથીની ધમકી : એ વાક્યો સાંભળતા બરાબર પેલાએ સંતાડી રાખેલો ચકચકતો છરો બહાર કાઢ્યો અને ધનુષ્ય ખેંચી બાણ તાકી હ્યુએનસંગની સામે ઉભો રહ્યો. પછી ખૂબ જોરથી ઘાંટો કાઢી બરાડ્યોઃ 'કેમ, પાછા ફરવું છે કે નહિં. ?'

હ્યુએનસંગ કંઇ એમ ડરી જાય એવો થોડો જ હતો ? એ તો બીલકુલ ગભરાયા વગર શાંત બેસી રહ્યો.

સાથીદાર એની હિંમત જોઇ ભોંઠો પડયો : જ્યારે એનો કોઇ ઉપાય ન ચાલ્યો ત્યારે હાથ જોડી હ્યુએન-સંગને કહેવા લાગ્યો.

ભોંઠો પડ્યો :

'મહારાજ, આપને આગળ જવું હોય તો ખુશીથી જાવ. હું તો હવે તમારો સંગાથ નહિં કરૂં. હું બચરવાળ માણસ છું. શહેનશાહના હુકમનો ભંગ કરી પકડાઉં તે વખતે મારાં બૈરાંછોકરાંને પણ એ લોકો શિક્ષા કર્યા વગર ન રહે. આપણી આજ્ઞાને માન્ય રાખી મારાથી બની તેટલી મદદ અને સંગાથ મેં કર્યો છે. હવે મને ક્ષમા કરો.'

હ્યુએનસંગે જોયું કે હવે આનાથી આગળ મુસાફરી થઇ શકશે નહિં એટલે એને ઘેર પાછા જવાની આજ્ઞા આપી.

જતાં જતાં ફરી પોતાનો સંકલ્પ હ્યુએનસંગે કહી સંભળાવ્યો; અને સાથીનો આટલે સુધી સંગાથ કરવા બદલ ઉપકાર માન્યો. તથા જે ઘોડો એને બેસવા પોતે ખરીદાવ્યો હતો તે એને ભેટ આપી દીધો.

વિદેશીએ પોતાના ઘર તરફનો રસ્તો લીધો. અને હ્યુએનસંગે આગળ રેતીના રણનો રસ્તો લીધો. રેતીના રણમાં ન મળે રસ્તો કે ચીલો, જ્યાં જુઓ ત્યાં ચકચકતી રેતી જ રેતી. લીલોતરીનું નામ જ નહિં.

બસ એકલો મરણિયો :

કોઇક ઘોડા પહેલાં એ રસ્તેથી ગયા હશે. એમની સૂકી લાદથી તથા કેટલાક યાત્રાળુઓ ભૂખ તરસ તથા અનહદ દુ:ખથી આ રણમાં મરણ પામેલા હશે તેમનાં હાડકાંના અવશેષ પરથી રસ્તાની દિશાનું કંઇક ભાન એને થતું હતું.

## ૧૪

## રેતીના રણમાં

રેતીના રણમાં : તાપ એટલો સખત પડતો હતો કે આકાશમાં કોઈ પક્ષી પણ ઊડતું જણાતું નહોતું. એવા નિર્જન રણમાં એકલો હ્યુએનસંગ સાવધાનીથી પોતાનો રસ્તો કાપતો હતો.

આળ-પંપાળ : એટલામાં એની પાછળ સો સવાર દોડતે ઘોડે આવતા હોય એમ લાગ્યું. ઘોડાના ડાબલાનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો. ઘોડા દોડવાથી રેતીના ગોટેગોટ ઊડતા જણાયા.

એટલામાં એ લોકો થોડીવાર થંભી ગયા. વળી પાછા એકદમ ઘોડા દોડાવ્યા. હ્યુએનસંગની બહુ જ પાસે આવ્યા. એમનો બરાબર -પહેરેલો લશ્કરી પોષાક તથા માથે પહેરેલા ટોપની કલગીઓ તડકામાં ઝગારા મારી રહી હતી. હ્યુએનસંગે એકવાર આંખ મીચી. ફરી ધ્યાનથી જોયું તો કશું જ ન મળે. બધું ગેબ !

ખોટાં દશ્યો : થોડીવારમાં એણે બીજું દશ્ય જોયું. સેંકડો ઊંટ અને સેંકડો ઘોડા પર ગુણો લાદી કેટલાક વણઝારાનું ટોળું ત્યાંથી પસાર થાય છે. એ પણ પાછું દેખાયું તેવું જ ગુમ !

હ્યુએનસંગ થોડાક માઇલ આગળ ચાલ્યો કે પછી ઘોડેસ્વારની એક સેના એના જોવામાં આવી. એમના ભાલા સૂર્યના તેજથી ચમકારા મારી રહ્યા હતા, અને વાવટા ફરકતા હતા. એની પાસે આવતાં એ સેના પણ ગુમ થઈ ગઈ. આવાં એણે હજારો બિહામણાં દશ્યો એ રણમાં જોયાં.

**ભૂત પિશાચની ચેષ્ટા :** જ્યારે એણે સૌથી પહેલું દશ્ય જોયું ત્યારે એને એમ લાગ્યું હતું, કે એ કાંતો લૂટારાનું કે મુસાફરોનું ટોળું હશે. પણ જ્યારે પાસે આવતા અલોપ થઇ ગયું ત્યારે એને ખ્યાલ આવ્યો કે લોકો ભૂત પિશાચની ચેષ્ટાઓ વિષે જે વાતો કરતા હતા તે જ આ ચેષ્ટાઓ હશે.

**આકાશ-વાણી :** એણે મંત્ર જપતે જપતે નીડરપણે પોતાના ઘોડાને આગળ ધપાવ્યે જ રાખ્યો. અચાનક એના કાનમાં ભણકારા વાગ્યા, 'હ્યુએનસંગ! ડરશો નહિ, બિલકુલ ગભરાયા વગર આગળ ધપો.'

એ સાંભળતાં જ એની હિંમતમાં અને સાહસમાં નવું જોર આવ્યું. એ હિંમતથી આગળ વધવા લાગ્યો અને જોત જોતામાં એંસી લી (⅓ માઇલ=૧ લી) જેટલો રસ્તો કાપ્યો. હવે એને પહેલી ચોકીની ગઢી દેખાવા લાગી. થોડીવારમા એની નજીક એ આવી પહોંચ્યો.

**પહેલી ગઢી :** પેલા સાથીદારની વાત યાદ આવવાથી જરા ડર્યો અને અંધારૂં થતા સુધી રણને છેડે એક જગ્યાએ પોતાના ઘોડા સાથે સંતાઇ રહ્યો. કારણ નાહકના ચોકીદારો કનડે તો જીવ જોખમમાં આવી જાય.

અંધારૂં થતાં, એ બહાર નિકળ્યો અને ઘોડા પર બેસી ગઢી તરફ ગયો. પશ્ચિમ દિશાએ એક મોટું તળાવ એની નજરે પડયું. ત્યાં જઈ ઘોડાને પાણી પાયું. પોતે પણ હાથ મોં ધોઇ પાણી પીધું.

પકડાઇ ગયો : પછી ઘોડા પરથી મસક ઊતારી, ભવિષ્યની મુસાફરી માટે તેને ભરી લેવા ગયો. નીચો પડી જેવો મસક ભરવા જાય છે તેવો જ તીર છૂટ્યાનો સનનનન કરતો અવાજ એને કાને પડ્યો; અને એક તીર એની જાંગને છરતું વાગી આગળ નીકળી ગયું. એટલામાં બીજું આવ્યું એની બહુ જ પાસેથી એ ગયું ને એ બચી ગયો.

છૂટ્યા સહે : એને લાગ્યું હવે પ્રાણ બચાવવો અઘરો છે. ચોકીદારોએ મને જોઇ લીધો છે. એટલે તરત જલાશય આગળથી ઉપર આવ્યો ને જોરથી ઘાંટો કાઢી બોલાવા લાગ્યો, ' ભાઇ, હું એક ભિક્ષુ છું. ચાંગાનમાંથી આવું છું. મહેરબાની કરી મને મારશો નહિં. '

એમ કહી ઘોડા પર બેસી એણે ગઢી તરફ જ ઘોડો હંકાર્યો. ચોકી પરના માણસોએ એને પોતાના તરફ આવતો જોઇ તીર મારવાં બંધ કર્યાં અને દરવાજા ઉઘાડી બધા બહાર આવ્યા.

નાયકે તપાસ્યો : દરવાજા આગળ પહોંચીને હ્યુએનસંગ ઘોડા ઉપરથી ઊતરી પડ્યો. ચોકીદારોએ એને ધારી ધારીને જોયો. જ્યારે એમની ખાત્રી થઇ કે આ ખરેખર જ ભિક્ષુ છે અને વેષધારી નથી, ત્યારે એમના નાયકને એ બાબતની ખબર એમણે આપી.

નાયકે મસાલ સળગાવરાવી હુએનસંગને ફરીથી બરાબર તપાસ્યો અને પછી અભિપ્રાય આપ્યો: 'અમારા તંગુત પ્રાંતનો ભિક્ષુ આ નથી જણાતો એટલે જરૂર ચાંગાનનો શ્રમણ છે.'

પોતાની ઓળખ: પછી હુએનસંગે નાયકને કહ્યું, 'મહાશય, આપે લીયાંગચાઉના લોકોને મોંઢેથી હુએનસંગનું નામ સાંભળ્યું હશે. જે હુસેનસંગ ભારતવર્ષની યાત્રા માટે ચાંગાનથી ચાલી નીકળ્યો છે એ જ હુએનસંગ હું જાતે પોતે છું.'

વધુ તપાસ: હુએનસંગની વાત સાંભળી પોતે નાયક આશ્ચર્યથી જોવા લાગ્યો. એણે કહ્યું, 'હુએનસંગનું નામ મેં સાંભળ્યું છે. અને યાત્રાના સમાચારે સાંભળ્યા છે. પણ મને વધારામાં એમ પણ ખબર મળી છે કે, એ તો અધવચ્ચેથી પાછો ફર્યો છેઃ ત્યારે એ પાછો ગયો તે હુએનસંગ કોણ અને તમે અહીં આવ્યા છો, એ હુએન-સંગ કોણ?'



## ૧૫
## પહેલી ચૉકીમાં

ખાત્રી કરાવવા હુએનસંગ નાયકને પોતાના ઘોડા પાસે લઇ ગયો. એના પરથી જુદી જુદી વસ્તુઓ પોતાના નામવાળી બતાવી એટલે નાયકની ખાત્રી થઇ કે આ સાચો માણસ છે અને વેષધારી નથી.

એની એ જ વાત : નાયક સજ્જન પુરુષ હતો. એણે હુએનસંગને પ્રાર્થના કરી, 'મહારાજ, હજી પણ તમે ભારત યાત્રાનો વિચાર માંડી વાળો, માર્ગ બહુ વિકટ છે. હજી તો આપને ખરેખરી વિપત્તિઓ જોવાની બાકી છે.'

હું 'તુનહ્વાંગ પ્રદેશનો વતની છું'. ત્યાં 'ચાંગકિઓ' નામનો વિદ્વાન અને ધર્મનિષ્ઠ ભિક્ષુ રહે છે. આપ એની પાસે રહીને જ અભ્યાસ કરી લો, ભારત સુધી જવાનું શું કામ જોખમ ખેડો છો? જો આપની ઇચ્છા હોય તો હું સાથે આવી એમનો પરિચય કરાવી આપીશ.'

નાયકનું મન જીતવાનો પ્રયાસ : હુએનસંગે જવાબ આપ્યો, 'આપની શુભેચ્છા માટે હું આપનો ઉપકાર માનું છું. પરંતુ હું લોયાંગનો વતની છું. અને છેક નાનપણથી આજસુધી હું ધર્મ-અધ્યયનમાં જ મચ્યો છું, વધારે તો નહિ પણ લોયાંગ, ચાંગાન, લુ અને શું પ્રદેશના ભિક્ષુઓ એકાદ બેના

અપવાદ સિવાય લગભગ બધા જ મારી પાસે પોતાની શંકાઓનું સમાધાન કરાવવા આવી ગયા છે. અને મારી વિદ્યા, બુદ્ધિ, અને શક્તિ અનુસાર બધાને હું સંતોષ આપી શક્યો છું.

'હું એમ કહું કે મારા જેવો વિદ્વાન બીજો કોઇ નથી તો હું અભિમાન કરૂં છું એમ લાગશે પરંતુ મને એમ કહેવામાં સંકોચ નથી કે મેં કર્યો છે તેટલો ધર્મગ્રંથોનો અભ્યાસ ભાગ્યેજ કોઈએ કર્યો હશે. મને જો યશની જ ઈચ્છા હોત તો મારે તુનહ્વાંગ સુધી જવાની જરૂર જ નહોતી.

'હું તો માન, આબરૂ, યશ, ધન, બધાંને લાત મારી ભારતયાત્રા માટે બહાર નીકળ્યો છું. આપણા બૌદ્ધ ધર્મગ્રંથોમાં મને કેટલુંક વિરોધિ તત્ત્વ માલમ પડ્યું છે. મારી એ શંકાઓનું સમાધાન કોઇ કરી શક્યું નહિ. એટલે હિંદુસ્થાન જઇ સંસ્કૃતનો અભ્યાસ કરી, મૂળ ગ્રંથો બરાબર સમજીશ ત્યારે જ મારી શંકાઓનું નિવારણ થશે એમ મને લાગે છે.

'મારા એ ધર્માભિમાને જ મારી પાસે ભારતયાત્રાનો સંકલ્પ કરાવરાવ્યો છે. મારા જીવમાં જીવ હશે ત્યાં સુધી તો હું એ સંકલ્પને વળગી જ રહેવાનો. આપ સજ્જન છો, ધર્માભિમાની છો, આપના જેવા પુરૂષે મને નાહિંમત કરવાને બદલે ખૂબ ઉત્સાહ આપવો જોઈએ.'

હ્યુએનસંગનાં વચનો સાંભળી નાયકનું હૈયુ ભરાઈ આવ્યું. એ એને પગે પડયો. એણે ગદ્‌ગદ્ સ્વરે કહ્યું, "મારાં પૂર્વજન્મનાં પુણ્ય ફળ્યાં કે આપનાં મને

મન પીગળ્યું

દર્શન થયાં. આપ મારી એક પ્રાર્થના સ્વીકારશો તો હું આપનો ઋણી થઇશ.

પરોણા-ગત : "આપ આટલે દૂર મુસાફરી કરતા આવ્યા છો. ખૂબ થાક લાગ્યો હશે. ગઇકાલની આખી રાતના ઊજાગરા હશે. માટે મારી વિનંતી છે કે આપ સવાર સુધી અહીં રોકાઈ જાવ અને આજની રાત નિરાંતે વિશ્રાંતિ લ્યો. સવારે હું જાતે આપની સાથે આવી આગળનો રસ્તો બતાવી જઇશ.'

પછી પોતાના નોકર પાસે સુવાની ગોઠવણ કરાવી હ્યુએનસંગને સુવા કહ્યું. ઘોડાને તબેલામાં લઇ જઇ ઘાસ ચંદી નાખ્યાં. પછી નાયક પોતે પોતાના ઓરડામાં ગયો. થાકેલો હ્યુએનસંગ સુતા બરાબર ઊંઘી ગયો.

બીજે દિવસે સવારે હ્યુએનસંગના ઉઠતા પહેલાં નાયક ઉઠીને એના ઓરડામાં ગયો. હ્યુએનસંગ ઉઠયો, હાથ મ્હોં ધોઈ, નાહી લીધું, પછી નાયકે એને જલપાન કરાવ્યું અને પોતાના નોકરોને હુકમ કર્યો કે 'જાઓ, હ્યુએનસંગની મસક પાણીથી ભરી લાવો અને થોડી ભાખરીઓ બનાવી લાવો.'

ભો તેનાજ વળાવો : નોકરોએ સપાટામાં હુકમનો અમલ કર્યો. નાયકે હ્યુએનસંગને સામાન બાંધી લેવા કહ્યું. એટલામાં સાઇસ, હ્યુએનસંગનો તથા નાયકનો એમ બે ઘોડા તૈયાર કરી આવી પહોંચ્યો.

બંને જણ ઘોડા પર સ્વાર થઇ ગયા. નાયક દશલી સુધી એની સાથે ગયો. ત્યાં પહોંચ્યા પછી નાયકે કહ્યું, 'મહારાજ, હવે અહીંથી આ રસ્તો સીધો ચોથી ચોકી

ઉપર જાય છે. એ ચોકી પર મારો એક સગો મારા જ ગોત્રનો રહે છે. માણુસ બહુ સજ્જન છે. આપ નિશ્ચિંત રીતે એની પાસે જજો.

'એનું નામ 'પીલુંગ' છે અને ગોત્રનું નામ 'વંગા' છે. એને જઇને એટલું જ કહેજો કે પહેલી ચોકી પરથી 'વાંગ ગ્રિયાંગે' મને આપની પાસે મોકલ્યો છે. એટલે આપને દરેક પ્રકારની અનુકૂળતા એ કરી આપશે.'

એટલું કહેતાં કહેતાંમાં નાયકની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. એણે સજલ નેત્રે પ્રણામ કરી હુએન-સંગની વિદાય લીધી.

વસમી વિદાય :



## ૧૬
## પ્રતિજ્ઞા

ચોથી ચોકી : કેટલાય દિવસ રસ્તો કાપ્યા પછી હ્યુએનસંગ ચોથી ચોકી આગળ આવી પહોંચ્યો. ગઢી જોઇ એને વિચાર આવ્યો. કદાચ અહીંનો નાયક મને આગળ જતો અટકાવશે તો ?

શંકા ઉત્પન્ન થઇ એટલે આખો દહાડો અધવચ્ચે જ ગાળ્યો. રાત પડતાં ગઢી આગળના તળાવમાં ગયો અને પહેલાંની માફક હાથ મોં ધોઇ મસક ભરવા માંડી. એટલામાં તીરનો સનનન કરતો અવાજ સંભળાયો અને સરરરર કરતું એક તીર એની આગળથી પસાર થઇ ગયું.

પાછે સામો ગયો : એણે જોઇ લીધું કે પહેરાવાળાઓએ મને જોઈ લીધો છે. તરત બહાર નીકળી એણે બૂમ પાડી, 'ભાઇ, આ ગરીબ ભિક્ષુને નાહક શા માટે મારો છો ?' એટલું કહેતા કહેતામાં સ્વાર થઇ, ગઢી તરફ એણે ઘોડો મારી મૂક્યો.

દરવાજા ઉઘડ્યા અને હ્યુએનસંગને અંદર લઇ ગયા. નાયકને બોલાવવામાં આવ્યો. એણે આવી હ્યુએનસંગને જોયો, અને એનું નામ ઠામ પૂછ્યું.

હુએનસંગે જવાબ આપ્યો 'હું ભારતવર્ષ જવા નિકળ્યો છું.' પહેલી ચૉકી પર વાંસિયાંગ 'સાથે મેળાપ થઇ ગયો. એમણે જ મને આપની પાસે મોકલ્યો છે."

નાયકની પાસે:

એ સાંભળી નાયક અડધો અડધો થઇ ગયો. હુએનસંગને રાતવાસો રાખ્યો અને એની પરોણાગત કરી. સવારમાં એની મસક પાણીથી ભરાવી આપી અને ઘોડા માટે ચંદી બંધાવી.

થોડેક સુધી એ હુએનસંગને વળાવા ગયો. પાછા ફરતી વખત હુએનસંગને એણે કહ્યુ, 'મહેરબાની કરી પાંચમી ચૉકી આગળથી આપ ન જશો. ત્યાંના લોકો સારા નથી. એ આપને દુઃખ દેશે. માટે અહીંથી આ બાજુને રસ્તે આપ સીધા ચાલ્યા જજો. રસ્તામાં 'યન્મ' નદી આવશે. ત્યાંથી પાછું પાણી ભરી લેજો.

અનુકૂળ સંજોગો:

નદી ઓળંગ્યા પછી 'મોકીઅ–યેન'નું રેતીનું રણ આવશે. એ રણ વટાવશો એટલે 'ઇગો'ની સરહદમાં આપ પહોંચી જશો.

હુએનસંગે નાયકે બતાવેલે રસ્તે ચાલવા માંડયું. પણ કાંતો ઘોડો અવળે રસ્તે ચઢી ગયો કે પોતે જ જુદી દિશામાં ગયો તેથી સોએક માઇલ મુસાફરી કરી છતાં પાંચમી ચૉકીએ ન આવી અને 'યન્મ' નદી એ ન આવી.

વળી એક બીજી વિપત્તિ નડી એની મસકમાં હજી બીજા હજાર માઇલની મુસાફરી સુધી ચાલે એટલું પાણી હતું. પણ દૈવયોગે પીવા માટે પાણી લેતે લેતે મસકનું મ્હોં હાથમાંથી છટકી ગયું અને બધું પાણી રેતીના રણમા અદૃશ્ય થઇ ગયું.

પાણી ખલાસ:

## ૧૬

## પ્રતિજ્ઞા

ચોથી ચોકી : કેટલાય દિવસ રસ્તો કાપ્યા પછી હુએનસંગ ચોથી ચોકી આગળ આવી પહોંચ્યો. ગઢી જોઇ એને વિચાર આવ્યો. કદાચ અહીંનો નાયક મને આગળ જતો અટકાવશે તો ?

શંકા ઉત્પન્ન થઇ એટલે આખો દહાડો અધવચ્ચે જ ગાળ્યો. રાત પડતાં ગઢી આગળના તળાવમાં ગયો અને પહેલાંની માફક હાથ મોં ધોઇ મસક ભરવા માંડી. એટલામાં તીરનો સનનન કરતો અવાજ સંભળાયો અને સરરરર કરતું એક તીર એની આગળથી પસાર થઇ ગયું.

પાછો સામો ગયો : એણે જોઇ લીધું કે પહેરાવાળાઓએ મને જોઈ લીધો છે. તરત બહાર નીકળી એણે બૂમ પાડી, ‘ ભાઇ, આ ગરીબ ભિક્ષુને નાહક શા માટે મારો છો ?’ એટલું કહેતા કહેતામાં સ્વાર થઇ, ગઢી તરફ એણે ઘોડો મારી મૂક્યો.

દરવાજા ઉઘડ્યા અને હુએનસંગને અંદર લઇ ગયા. નાયકને બોલાવવામાં આવ્યો. એણે આવી હુએનસંગને જોયો, અને એનું નામ ઠામ પૂછ્યું.

નાયકની પાસે :

હ્યુએનસંગે જવાબ આપ્યો 'હું ભારતવર્ષ જવા નિકળ્યો છું. પહેલી ચૉકી પર વાંસિયાંગ ' સાથે મેળાપ થઇ ગયો. એમણે જ મને આપની પાસે મોકલ્યો છે."

એ સાંભળી નાયક અડધો અડધો થઇ ગયો. હ્યુએનસંગને રાતવાસો રાખ્યો અને એની પરોણાગત કરી. સવારમા એની મસક પાણીથી ભરાવી આપી અને ઘોડા માટે ચંદી બંધાવી.

અનુકૂળ મંજોગો :

થોડેક સુધી એ હ્યુએનસંગને વળાવા ગયો. પાછા ફરતી વખત હ્યુએનસંગને એણે કહ્યુ, 'મહેરબાની કરી પાંચમી ચૉકી આગળથી આપ ન જશો. ત્યાંના લોકો સારા નથી. એ આપને દુઃખ દેશે. માટે અહીંથી આ બાજુને રસ્તે આપ સીધા ચાલ્યા જજો. રસ્તામાં 'યન્મ' નદી આવશે. ત્યાંથી પાછું પાણી ભરી લેજો.

નદી ઓળંગ્યા પછી 'મોકીઅ-યેન 'નું રેતીનું રણ આવશે. એ રણ વટાવશો એટલે 'ઇગો 'ની સરહદમાં આપ પહોંચી જશો.

હ્યુએનસંગે નાયકે બતાવેલે રસ્તે ચાલવા માંડ્યું. પણ કાતો ઘોડા અવળે રસ્તે ચઢી ગયો કે પોતે જ જુદી દિશામાં ગયો તેથી સોએક માઇલ મુસાફરી કરી છતાં પાંચમી ચૉકીએ ન આવી અને 'યન્મ' નદી એ ન આવી.

પાણી ખલાસ :

વળી એક બીજી વિપત્તિ નડી. એની મસકમાં હજી બીજા હજાર માઇલની મુસાફરી સુધી ચાલે એટલું પાણી હતું. પણ દૈવયોગે પીવા માટે પાણી લેતે લેતે મસકનું મ્હોં હાથમાથી છટકી ગયું અને બધું પાણી રેતીના રણમાં અદૃશ્ય થઇ ગયું.

આગળ ચાલતા એટલી બધી પોચી જમીન આવી કે હ્યુએનસંગ મૂંઝાઇ ગયો. એ હવે કંટાળી ગયો હતો. એણે વિચાર્યું પાછો ચોથી ચોકી ઉપર જઇ ખરો રસ્તો પૂછી આવું. અને એજ રસ્તે મુસાફરી કરીશ

આત્માનો સાદ : ચોથી ચોકી પર જવા હ્યુએનસંગ પાછો ફર્યો. એ ચાર માઇલ આવ્યો હશે અને એના મનમાં પોતાની પ્રતિજ્ઞા સાંભરી. મનમાં ને મનમાં જ પ્રશ્ન થયો. 'હ્યુએનસંગ, તું આ શું કરી રહ્યો છે ? થોડા દુઃખથી મૂંઝાઈ તારી પ્રતિજ્ઞાનો ભંગ કરે છે ? તેં તો એવી પ્રતિજ્ઞા કરી હતીને, કે ભારતના માર્ગેથી પગ પાછો હઠાવીશ નહિં, પશ્ચિમ તરફથી પૂર્વ તરફ નાસીશ નહિં. ત્યારે તું આ શું કરે છે ? આ જીવન ક્ષણભંગુર છે, એને માટે પ્રતિજ્ઞાનો ભગ કરવો એ તને શોભતું નથી.'

આખરે રણ આવ્યું : બસ, હિંમત ભેગી કરી હ્યુએનસંગ પાછો ફર્યો અને પશ્ચિમ તરફ જવા લાગ્યો. થોડી જ વારમાં રેતીનું રણ આવી પહોંચ્યું. આ રણ તેજ 'મોકાઅયેન'નું રણ હતું. આજે એ 'તકલા' મેદાન તરીકે ઓળખાય છે.

આ રણ ૮૦૦ લી લાંબું પહોળું છે. ન મળે એમાં લીલોતરી કે ઝાડપાન. પાણીનું તો નામ જ નહિં. અરે, કોઇ પક્ષી પણ આકાશમાં ઊડતું દેખાતું નહોતું ને ? રસ્તો એ નિર્જન. જ્યાં જુઓ ત્યાં બસ ચળકતી રેતી જ રેતી.

આંધી એટલી જોરથી થતી કે રેતીના કણ શરીરમાં પેસી જતા. રાત્રે ચારે બાજુ ભૂતના ભડકા દેખાતા. એ સિવાય ભૂત પ્રેતનાં બીજાં ઘણાં બિહામણાં દૃશ્યો.

નજરે પડતાં હતાં. ધીરમાં ધીર પુરુષ પણ ઘડીભર બ્હીકનો માર્યો ડરી જાય એવું એ રણ હતું.

છતાં યાત્રી હ્યુએનસંગ પોતાનો સંકલ્પ યાદ લાવી 'અવલોકિતેશ્વર બોધિસત્વ'નું ધ્યાન તથા મંત્ર જપતો જપતો આગળ વધે જતો હતો. પાણી વગર ગળું સુકાતું હતું છતાં મન ઉત્સાહપૂર્ણ તથા પ્રફુલ્લિત હતું. આ પ્રમાણે ચાર રાતને પાંચ દિવસ એણે કાઢયા.

પાણી વગર મુસાફરી:

પણ પછી તો મ્હોં સૂકાઇ ગયું, તાળવામાં કાંટા પડ્યા, પેટમાં અગ્નિ ભભૂકયો. અને એટલી બધી અશક્તિ થઇ ગઇ કે એક ડગલું ભરતાં તોબા થઇ ગઇ. આખરે ઘોડાવરથી એ, નીચે ઉતર્યો અને જમીન પર સુઇ ગયો.

આટલું છતાં પણ એના મોમાં જપતો ચાલુ જ હતો. મધરાત થઇ અને ઠંડો પવન વાયો. એની અસરથી એના ચિત્તને શાંતિ થઇ.

ઇશ્વરનું નામ:

એને એમ લાગ્યું; જાણે એને કોઇએ ઠંડા પાણીથી નવરાવ્યો. મન પ્રફુલ્લિત થયું. આંખમ. નવું તેજ આવ્યુ. ઘડીભર એની આંખ મળી ગઇ.

એને સ્વપ્ન થયું. સ્વપ્નમાં કોઇ તેજસ્વી દેવતાએ, આવી એને કહ્યું, 'હ્યુએનસંગ! કેમ ઉંઘે છે? ઊઠ અને આગળ ધપ. થોડું વધારે સાહસ ખેડ.'

અદૃશ્યની સહાય:

હ્યુએનસંગ ઝબકીને જાગી ઉઠયો. ઊઠયો તેવો જ ઘોડા પર સ્વાર થઇ આગળનો રસ્તો કાપવા માંડયો. દસેક લી ગયો હશે ને એનો ઘોડો ભડકયો. ભડકીને જુદી જ દિશામાં એ દોડવા લાગ્યો. હ્યુએનસંગે એને

ઘોડો ભડકયો:

કબજે રાખવા બહુએ પ્રયત્ન કર્યા પણ એ બધા નિષ્ફળ નિવડ્યા.

થોડા જ માઈલ કાપ્યા હશે ને લીલોતરીવાળી જમીન દેખાઈ, વીઘાંના વીઘાં લાંબા પાટ લીલાં ઝાડ, પાન, વેલા, અને ઘાસથી શોભી રહ્યા હતા. એ જોઈ હ્યુએનસંગ ઘોડા પરથી ઉતરી પડયો ને ઘોડાને ચરવા મૂકી દીધો.

આખરે પાણી મળ્યું :

દસ બાર કદમ દૂર એક ઝરણું એને દેખાયું. પાણી ખૂબ ચોખ્ખું હતું. હ્યુએનસંગે હાથ, પગ, મ્હોં, બધું ધોયું અને ધરાઈને પાણી પીધું. હવે એના શરીરમાં ચેતન આવ્યું. રસ્તાનો અનહદ થાક લાગ્યો હતો. એટલે ઝરણા પાસે જ પોતાનું બિછાનું પાથરી હ્યુએનસંગ આરામ લેવા લાગ્યો. એક આખો દિવસ અને રાત એ ત્યાં જ પડી રહ્યો

બે દિવસ બરાબર આરામ લેવાથી એ અને એનો ઘોડો તાજા થઈ ગયા. પછી હ્યુએનસંગે ઘાસ કાપી, ભારો બાંધી ઘોડા પર બાંધી લીધો. અને સ્વાર થઈ મુસાફરી પાછી શરૂ કરી.

ઇગોનો પ્રદેશ :

આગળ પાછું બીજું રણ શરૂ થતું હતું. પણ ઘોડો વગર હાંકયે એની મેળે જ ચાલી રહ્યો હતો. બે દિવસ પાછું ખૂબ કષ્ટ વેઠી મુસાફરી ચાલુ જ રાખી ત્યારે હરિયાળો પ્રદેશ નજરે પડયો. આ પ્રદેશ તે જ 'ઇગો" નો પ્રદેશ હતો.

## ૧૭

## કાઉચાંગના રાજ્યમાં

ઇગો પહોંચીને હુએનસંગે એક વિહારમાં ઊતારો કર્યો. ત્યાં એને ચીનનો એક વૃદ્ધ ભિક્ષુ મળ્યો. હુએનસંગને જોતા બરાબર એ દોડતો આવી પહોંચ્યો અને અને એને ભેટી પડ્યો. એ બોલ્યો; "મને આશા ન હોતી કે આ જન્મમાં હું મારા ચીન દેશના કોઇ પણ માણસને જોઇ શકીશ. પણ મારાં ધનભાગ્ય કે આપનાં દર્શન થયાં."

ઇગોના વિહારમાં:

આમ કહેતા કહેતામાં એની આંખમાં આંસુ આવી ગયાં. હુએનસંગની આંખમાંથી પણ એનો પ્રેમ જોઇ આંસુ નીકળી પડ્યાં. વિહારના બીજા ભિક્ષુઓ પણ એનાં દર્શન કરવા દોડી આવ્યા.

બે ચાર દિવસમાં તો એના આગમનના સમાચાર આખા ગામમાં ફેલાઈ ગયા. રાજા સુદ્ધાં જાતે એનાં દર્શન કરવા આવી પહોંચ્યો. રાજાએ હુએનસંગને પોતાના મહેલમાં ભિક્ષા માટે આમંત્ર્યો અને ખૂબ શ્રદ્ધા અને ભક્તિથી એની પૂજા કરી.

ઇગોના રાજાના મહેલમાં:

તેજ દિવસે કાઉચાંગના રાજાના કેટલાક અધિકારીઓ ઇગોના રાજાના મહેમાન થયા હતા. એ લોકોને પણ

કીર્તિ કાઉચાંગ પહોંચી:

હ્યુએનસંગના દર્શનનો લાભ મળ્યો. જ્યારે એ લોકો પાછા કાઉચાંગ ગયા ત્યારે એમણે પોતાના રાજાને વાત કરી, કે ચીન દેશનો મહા વિદ્વાન ભિક્ષુ ઇગોમાં આવ્યો છે એનું નામ હ્યુએનસંગ છે. માણસ ખૂબ સાહસિક, બુદ્ધિમાન અને દર્શન કરવા લાયક છે. આવા મહાત્માનાં દર્શન, જેનાં ધનભાગ્ય હોય તેને જ થાય.

હ્યુએનસંગનાં વખાણ સાંભળી કાઉચાંગનો રાજા એને જોવા તલપાપડ થઈ ગયો. એણે તરત ઇગોના રાજા પર પત્ર લખી પોતાનાં થોડાં માણસો હ્યુએનસંગને તેડવા મોકલ્યાં. રાજાને વિનંતિ કરી હતી કે જેમ બને તેમ હ્યુએનસંગને જલ્દી મોકલી આપશોજી.

બે ત્રણ દિવસ થઈ ગયા પણ હ્યુએનસંગને લઈ માણસો આવી પહોંચ્યાં નહિ એટલે એણે પોતાના મંત્રીને રાજ્યના થોડા અધિકારીઓ સહ હ્યુએનસંગને બોલાવવા મોકલ્યા; અને ગમે તેમ કરી ખૂબ આગ્રહ કરીને હ્યુએનસંગને તમારે તેડી લાવવો, એવો હુકમ કર્યો.

કાઉચાંગનું આમંત્રણ: રાજદૂતોએ જઈ ઇગોના રાજાને પત્ર આપ્યો અને સવિનય નિવેદન કર્યું કે કાઉચાંગના રાજા તરફથી વિનંતિ કરી આપ ભિક્ષુ હ્યુએનસંગને અમારી સાથે મોકલો. રાજા એમનાં દર્શન કરવા બહુ ઉત્સુક છે. ઇગોનું રાજ્ય કાઉચાંગના તાબામાં હતું.

ઇગોનો રાજા હ્યુએનસંગ પાસે ગયો અને વિનંતિ કરી ‘ મહારાજ, કાઉચાંગના રાજા તરફથી એનાં માણસો આપને બોલાવવા આવ્યા છે. રાજા બહુ ધર્મિષ્ઠ છે. તો આપ કૃપા કરી એમનું આમંત્રણ સ્વીકારશોજી. ’

હુએનસંગનો વિચાર સીધા ખાનના ચૈત્ય આગળ થઈને પશ્ચિમને રસ્તે આગળ મુસાફરી શરૂ કરી દેવાનો હતો. એટલે એણે કાઉચાંગ જવાની આનાકાની કરવા માંડી. પણ એટલામાં પાછા કાઉચાંગના અમાત્ય બીજા અધિકારીઓ સહ એને તેડવા આવી પહોંચ્યા. એમનો આગ્રહ જોઈ હુએનસંગથી ના કહેવાઈ નહિ.

હુએનસંગથી ના કહેવાઈ નહિ:

આખરે પ્રયાણનો દિવસ ઠરાવવામાં આવ્યો. એક માણસ કાઉચાંગના રાજાને સમાચાર કહેવા આગળ ગયો. પાછળથી અમાત્ય સહવર્તમાન હુએનસંગ ઇગોથી કાઉચાંગ પહોંચી ગયા.

રાજાએ બહુ માન દઈ હુએનસંગનું સ્વાગત કર્યું. અને પોતાના બે મજલાવાળા મહેલમાં ઉતારો આપ્યો. ત્યાં એક રત્નજડિત સિંહાસન પર હુએનસંગને બેસાડ્યો.

ભક્તિ:

એની સામે આવી રાજાએ પ્રણામ કર્યા. પછી એકે એકે બધા રાજભક્તોએ દંડવત્ કર્યા. પછી રાજાએ હુએનસંગને કહ્યું; "મેં જ્યારથી આપનું નામ સાંભળ્યું ત્યારથી આપનાં દર્શનની ઇચ્છા મને થઈ. તે એટલી બધી કે મને ઊંઘવાનું અને ખાવાનું સુદ્ધાં ભાવતું નહોતું. આજે આપ પધારવાના છો એ સાંભળી મને, મારી રાણીઓને, તથા રાજકુમારોને અત્યારે મધરાતે પણ ઉંઘ દાખવતી નથી".

પછી મહાઅમાત્ય અને અધિકારી વર્ગ પોતપોતાને ઘેર ગયા. છતાં રાજા તો ત્યાં બેઠાને બેઠોજ રહ્યો. એટલામાં રાણી કાઉચાંગ દાસીઓ સહ આવી અને

હ્યુએનસંગને પ્રણામ કરી અંતઃપુર પાછી ગઈ. છતાં હજી રાજા તો ભકિત રસમાં ભાન ભૂલેલો બેઠોજ રહ્યો.

**ભાન ભૂલ્યો :** હ્યુએનસંગે એને ભકિત અને શ્રદ્ધામાં ભાન ભૂલેલો જોઇ કહ્યું. ' મહારાજ, હું મુસાફરીથી થાકયો છું, મને ઉંઘ આવે છે આપ પણ જઇ સુઇ જાવ. '

ત્યારે રાજા જાગૃત થયો અને પોતાના રાજભવનમાં જઇ સુઇ ગયો.



## ૧૮

## પ્રલોભનો

સવાર પડતાં બરોબર રાજા, રાણી, તથા દાસદાસીઓ હુએનસંગ પાસે આવી પહોંચ્યાં. હુએનસંગ તો આ વખતે ઉઠયોએ નહોતો. બધા એની ઉઠવાની રાહ જોતાં બેઠાં. એટલામાં એ ઉઠયો. શૌચ પરવાર્યો, અને સૌની આગળ આવી બેઠો.

પરોણા-ગત:

રાજા, રાણી તથા અન્ય સેવકોએ એને દંડવત કર્યા. પછી રાજાએ આશ્ચર્યચકિત થઈ હુએનસંગને પૂછયું, "આપ એકલા ઠેઠ ચીનથી અહીં સુધી કેવી રીતે આવી શકયા, એજ મારા કળ્યામાં આવતું નથી. ઓહોહો! રસ્તામાં કેટકેટલાં વિઘ્ન નડે છે!! તમને કેટલું બધું દુ:ખ પડયું હશે?" એટલું બોલતા બોલતામાં રાજાની આંખમાંથી ગરગર આંસુ નીકળી પડ્યાં.

આર્દ્ર હૃદય:

પછી રાજાએ હુએનસંગ માટે જમવાની સામગ્રીઓ મંગાવી અને ખૂબ જમાડયો. પછી રાજમહેલ પાસેના એક વિહારમાં એને લઈ ગયા. ત્યાં એને ઉપદેશ શાળામાં બેસાડયો. એની તહેનાતમાં નપુંસકદાસ રાખવામાં આવ્યા. હુએનસંગને કોઈપણ જાતનું દુઃખ ન પડે એમ વર્તવા દરેકને હુકમ કરવામાં આવ્યો.

.

કાઉચાંગના રાજાને હ્યુએનસંગનું એટલું બધું ઘેલું લાગ્યું હતું કે ગમે તેમ કરી એને પોતાના રાજ્યમાં જ રાખી લેવો એવો એણે નિશ્ચય કરી લીધો હતો

રોકવાના પ્રયત્નો : એ ઇચ્છા પૂરી કરવા કાઉચાગના સંઘારામમાંથી "તુન" નામના વિદ્વાન ભિક્ષુને રાજાએ પોતાની પાસે બોલાવ્યો. એ ભિક્ષુ ચાંગાનનો હતો. અને એણે પોતાનો વિદ્યાભ્યાસ પણ ચાંગાનમાં જ કર્યો હતો. "હ્યુએનસંગ ચાંગાનનો વતની છે અને વધુ અભ્યાસ માટે ભારતવર્ષ જાય છે. એને ગમે તેમ કરી ભારતવર્ષ ન જાય એમ સમજાવો. અને આપણા રાજ્યમાં રહી જાય એવો પ્રબંધ કરો. એ અહીં રહેશે તો આપણી પ્રજાનાં અને ભિક્ષુ વગેરેનાં ભાગ્ય ભળી જશે."

'તુન' નિષ્ફળ થયો : 'તુન' ભિક્ષુ ઉત્સાહમાં ને ઉત્સાહમાં હ્યુએનસંગને સમજાવવા ગયો. પણ એનો નિશ્ચય જોઈ નિરાશ થઈ પાછો આવ્યો.

રાજાએ જવાબ આપ્યો. "એ બધું તો ખરૂં પણ મારા રાજ્યમાં રહી જવાની મારી આગ્રહપૂર્વક વિનંતિનો આપ શો ઉત્તર આપો છો ?"

"મારા જેવા ગરીબ ભિક્ષુ પર આપ આટલો બધો પક્ષપાત દેખાડો છો તેનો ઉપકાર માનવા મારી પાસે શબ્દો નથી. મારી ઇચ્છા ગમે તેમ કરી ભારતવર્ષ જવાની છે એટલે હું આપને ત્યાં રહીશકું એમ નથી."

રાજાની આજીજીઓ:

રાજા કહે, "હું એકવાર ચીનની મુસાફરી કરી આવ્યો છું. ત્યાં ઘણા ભિક્ષુઓ સાથે મારે પરિચય થયો હતો. છતાં કોઇના પર મારૂં મન માન્યું નહોતું. પરંતુ આપને તો જોતા બરોબર જ મારા મનમાં એક પ્રકારનો આનંદ આનંદ હું અનુભવી રહ્યો છું. આપ અહીં રહી જાવ તો મારી પ્રજા આપનો ઉપદેશ સાંભળી સન્માર્ગે વળશે અને આપને એ બધાનું પુણ્ય મળશે. મહેરબાની કરી મારૂ કહ્યું માની જાઓ"

હુએનસંગની લગનીઃ

હુએનસંગે ફરી વિનયપૂર્વક ના કહી. "હું માન, પાન, ધન, દોલત માટે યાત્રા કરતો નથી. આપણા ધર્મનાં પુસ્તકો અશુદ્ધ છે. એમાંનાં વાકયોનો, જેને જેમ ફાવે છે તેવો અર્થ કરે છે. ભગવાન બુદ્ધ કહેવા કંઈ માગતા હોય અને આ લોકો એનો કંઈનો કંઈ અર્થ કરી નાખે છે.' તેથી મારે તો એ બધા ધર્મગ્રંથો અસલ વાંચવા છે અને તે બરાબર સમજી આપણા દેશના ગ્રંથોનું સંશોધન કરવું છે.

મને ઉદ્ભવેલી અનેક શંકાઓનું નિવારણ અહીં કોઈ કરી શકયું નથી. કપિલવસ્તુના શાકયસિંહ બુદ્ધે

કાઉચાંગના રાજાને હ્યુએનસંગનું એટલું બધું ઘેલું લાગ્યું હતું કે ગમે તેમ કરી એને પોતાના રાજ્યમાં જ રાખી લેવો એવો એણે નિશ્ચય કરી લીધો હતો.

રોકવાના પ્રયત્નો : એ ઇચ્છા પૂરી કરવા કાઉચાંગના સંઘારામમાંથી "તુન" નામના વિદ્વાન ભિક્ષુને રાજાએ પોતાની પાસે બોલાવ્યો. એ ભિક્ષુ ચાંગાનનો હતો. અને એણે પોતાનો વિદ્યાભ્યાસ પણ ચાંગાનમાં જ કર્યો હતો. "હ્યુએનસંગ ચાંગાનનો વતની છે અને વધુ અભ્યાસ માટે ભારતવર્ષ જાય છે. એને ગમે તેમ કરી ભારતવર્ષ ન જાય એમ સમજાવો. અને આપણા રાજ્યમાં રહી જાય એવો પ્રબંધ કરો. એ અહીં રહેશે તો આપણી પ્રજાનાં અને ભિક્ષુ વગેરેનાં ભાગ્ય ભળી જશે."

'તુન' નિષ્ફળ થયો : 'તુન' ભિક્ષુ ઉત્સાહમાં ને ઉત્સાહમાં હ્યુએનસંગને સમજાવવા ગયો. પણ એનો નિશ્ચય જોઈ નિરાશ થઈ પાછો આવ્યો.

રાજાએ બીજા એંસી વર્ષના જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ "કવોત્તાંગ ચાંગ" નામના ભિક્ષુને બોલાવ્યો, અને એમને પણ હ્યુએનસંગને સમજાવવાનું કામ સોંપ્યું.

એ પણ એમના બધા પ્રયત્નોમાં નિષ્ફળ થયા. એકકે પ્રલોભન હ્યુએનસંગની પ્રતિજ્ઞાને મ્હાત કરી શક્યું નહિ.

દશ દિવસ થયા એટલે હ્યુએનસંગે રાજા પાસે વિદાય માંગી. રાજાને કહ્યું, "આપના આમંત્રણને માન આપી હું ઇગોથી અહીં આવ્યો. આપે મારી ખૂબ ખાતર બરદાસ કરી છે તે બદલ હું આપનો ઋણી છું. હવે મને આપ રજા આપો તો હું ભારતની યાત્રા શરૂ કરૂં."

## ૧૯

### સત્યાગ્રહ

રાજાએ મ્હોં પર ક્રોધ આણ્યો, અને આંખો રાતી કરી દીધી. હ્યુએનસંગને ઉદ્દેશીને બોલ્યો, "આટલું બધું સમજાવવા છતાં જ્યારે તમે માનતા નથી ત્યારે હું પણ જોઇ લઇશ કે તમે અહીંથી શી રીતે જાવ છો ? તમે આજથી મારા કેદી છો. હજી પણ વિચાર કરી લો, નહિ તો હું તમને બાંધીને તમારે દેશ પાછા મોકલી દઈશ."

રાજાનો બીજો પ્રયત્ન :

હ્યુએનસંગે હિંમત અને શાંતિથી જવાબ આપ્યો, "હું આટલે દૂર મારી ધર્મજીજ્ઞાસાને લીધે આવ્યો અને તમારા પ્રેમબંધનમાં ફસાયો. હવે આપ મને આગળ જવા દેતા નથી આપ મને અટકાવી શકશો તેમજ મારા શરીરને બાંધી શકશો. ભલે એને બાંધો, પણ મારો આત્મા સ્વતંત્ર છે. એને બાંધવાની સત્તા આપનામાં નથી આપ આ શરીરના કકડા કરી શકશો, પણ મારો આત્મા તો અખંડ જ રહેશે" એટલું બોલી એ શાન્ત રહ્યો.

થોડી જ વારમાં એ પોતાના ઊતારામાં જઈ બેઠો અને થોડીવાર વિચાર કર્યો. બીજા દિવસથી એણે

સત્યાગ્રહ :

બતાવેલા શુદ્ધ ધર્મનો લાભ આપણા દેશને કેમ ન મળે? આ બધું મારા મનમાં ઘોળાયા કરે છે. એટલા ખાતર જ આટ આટલું કષ્ટ વેઠી, પહાડ, જંગલ, રણ વગેરે વટાવી મેં ભારત યાત્રા કરવાનું સાહસ ખેડયું છે

મારી આપને ફરી નમ્રતાપૂર્વક વિનંતિ છે કે મને અહીં રોકી પાડવાનો વિચાર આપના મનમાંથી આપ કાઢી નાંખો અને આપની પ્રેમપાશમાં મને વધારે ફસાવો નહિ.”

પરંતુ રાજાએ પાછો પોતાનો આગ્રહ ચાલુ જ રાખ્યો.

રાજા માનતો નથી :

હ્યુએનસંગે ફરી રાજાને સમજાવ્યો કે, “જે પ્રમાણે આપ પ્રજાને તથા રાજ્યને સંભાળો છો તેજ પ્રમાણે ધર્મને સંભાળવો એ આપની ફરજ છે. હું ધર્મને કામે નિકળ્યો છું માટે આપે મને રોકવાને બદલે સહાયતા કરવી જોઇએ.”

રાજાએ કહ્યું, “હું ધર્મનું બરાબર રક્ષણ કરવા પ્રયત્ન કરૂં છું. તમને રોકી પાડવાનું કારણ પણ એજ છે. મારા રાજ્યમાં એવો કોઇ સારો વિદ્વાન ઉપદેશક નથી, જે મારી પ્રજાને ધર્મને રસ્તે દોરે. આપ લાયક છો અને ધર્માભિમાની છો માટે મારી આટલી વિનંતી જરૂર સ્વીકારશો.”

બંને વચ્ચે ઘણો વાદવિવાદ થયો છતાં હ્યુએનસંગ દૃઢ રહ્યો, એટલે રાજાએ બીજો ઉપાય અજમાવ્યો.

## ૧૯

### સત્યાગ્રહ

રાજાએ મ્હોં પર ક્રોધ આણ્યો, અને આંખો રાતી કરી દીધી. હ્યુએનસંગને ઉદ્દેશીને બોલ્યો. "આટલું બધું સમજાવવા છતાં જ્યારે તમે માનતા નથી ત્યારે હું પણ જોઇ લઇશ કે તમે અહીંથી શી રીતે જાવ છો ? તમે આજથી મારા કેદી છો. હજી પણ વિચાર કરી લો, નહિં તો હું તમને બાંધીને તમારે દેશ પાછા મોકલી દઇશ."

રાજાનો બીજો પ્રયત્ન :

હ્યુએનસંગે હિંમત અને શાંતિથી જવાબ આપ્યો, "હું આટલે દૂર મારી ધર્મજીજ્ઞાસાને લીધે આવ્યો અને તમારા પ્રેમબંધનમાં ફસાયો. હવે આપ મને આગળ જવા દેતા નથી આપ મને અટકાવી શકશો તેમજ મારા શરીરને બાંધી શકશો. ભલે એને બાંધો, પણ મારો આત્મા સ્વતંત્ર છે. એને બાંધવાની સત્તા આપનામાં નથી આપ આ શરીરના કકડા કરી શકશો, પણ મારો આત્મા તો અખંડ જ રહેશે" એટલું બોલી એ શાન્ત રહ્યો.

સત્યાગ્રહ :

થોડી જ વારમાં એ પોતાના ઊતારામાં જઈ બેઠો; અને થોડીવાર વિચાર કર્યો. બીજા દિવસથી એણે

સંકલ્પ કર્યો કે જ્યાં સુધી રાજા મને જવાની રજા નહિં આપે ત્યાં સુધી હું અન્નપાણી લઇશ નહિં.

પછી ત્રણ દિવસ સુધી હ્યુએનસંગ એકજ આસન પર અન્નપાણી લીધા સિવાય સ્થિરચિત્તે બેસીજ રહ્યો. આ સમાચાર જ્યારે રાજાએ જાણ્યા ત્યારે એ દોડતો ત્યાં આવી પહોંચ્યો. આવીને જુએ છે તો દઢ આસન વાળી હ્યુએનસંગ બેઠો છે. ત્રણ દિવસના ઉપવાસથી શરીર જરા નબળું દેખાય છે. પરંતુ મ્હોં પર અલૌકિક તેજ ચમકારા મારી રહ્યું છે.

રાજાને એ જોઇ કંઇક શરમ આવી. પોતે આપેલી ધમકી માટે એને પશ્ચાત્તાપ થવા લાગ્યો. તરત એણે સજલનેત્રે સાષ્ટાંગ દંડવત્ કર્યા.

પરંતુ હ્યુએનસંગ આંખો મીંચી મૌન ધારણ કરી ધ્યાનમાં લીન હતો. એટલે એ કશું બોલ્યો નહિં.

સત્યાગ્રહનો વિજય: રાજાએ આખરે કહ્યું. "હ્યુએનસંગ ! તમને આગળ યાત્રા કરવાની છૂટ છે. હવે કૃપા કરી આસન છોડો અને થોડું પાણી પી લ્યો."

હ્યુએનસંગને રાજાના કહેવા ઉપર વિશ્વાસ ન આવ્યો. એણે જવાબ આપ્યો, "મને આપના કહેવા ઉપર વિશ્વાસ આવતો નથી. જો આપ સાચુંજ કહેતા હો તો ભગવાન સૂર્યનારાયણની સમક્ષ પ્રતિજ્ઞા કરીને આ વચન બોલો તો હું એ સાચાં માનું."

રાજાએ કહ્યું. "એમાં તે શી મોટી વાત છે, ચાલો ભગવાનના મંદિરમાં"

રાજા, રાણી, રાજમાતા, હ્યુએનસંગ વગેરે સર્વ મંદિરમાં ગયાં. ત્યાં રાજાએ બુદ્ધદેવની પૂજા કરી પછી હાથ જોડી કહ્યું, "હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે ભિક્ષુ હ્યુએનસંગ જે ભારતવર્ષ જાય છે એમને હું બિલકુલ રોકીશ નહિં અને એને મારા ભાઈ જેવો ગણીશ."

રાજાનું વચન:

રાજાએ કહ્યું, "કેમ, હવે સંતોષ થયો? પરંતુ જેમ મેં પ્રતિજ્ઞા કરી એમ તમારે પણ એક પ્રતિજ્ઞા કરવાની છે. જ્યારે તમે ભારતવર્ષથી પાછા ફરો ત્યારે ત્રણ વર્ષ સુધી મારા રાજ્યમાં રહી, મારી પ્રજાને ઉપદેશ આપશો. જો આપ બુધ્ધત્વને પામી જાઓ અને પાછા ન ફરી શકો તો સૂક્ષ્મરૂપે આવીને પણ મારી સેવા સ્વીકારશો."

સામું વચન:

"મારી એક બીજી પ્રાર્થના છે. આપ મારે ત્યાં એક માસ સુધી રોકાઇ જાવ અને "જીન-વાંગ-યાન" ની વ્યાખ્યા પર પ્રવચન કરી બરાબર સમજાવો. એટલા વખતમાં, આપની આગળની યાત્રા સરળ થાય તે માટેની જોઇતી સામગ્રીઓ હું તૈયાર કરી દઈશ.'

હ્યુએનસંગે રાજાની માગણી કબૂલ રાખી. એ પોતાના ખંડમાં પાછો આવ્યો અને અન્નજલનો સ્વીકાર કર્યો.

એક માસ રોકાયો:

શરત પ્રમાણે હ્યુએનસંગ રાજાને ત્યાં એક મહીનો રહ્યો. સભામંડપમાં જઈ સિંહાસન પર બેસી એણે સૂત્રની વ્યાખ્યા સમજાવવા માંડી. રાજા જાતે એને સિંહાસન પર બેસાડવા જતો અને કથા વખતે સ્થિર ચિત્તે એ તથા રાણીઓ બરાબર કથા સાંભળતાં. રાજ્યના બીજા અધિકારી તથા વિદ્વાન વર્ગ પણ કથા સાંભળવા

આવતાં અને સૂત્ર સમજાવવાની એની મનોહર શૈલીનાં મુક્તકંઠે વખાણ કરતાં.

રાજાનું દાન : કથાનો એક મહિનો થવા આવ્યો એટલામાં કાઉચાંગના રાજાએ હ્યુએનસંગની યાત્રા માટે જોઇતી સામગ્રી તૈયાર કરી દીધી. એને વીસ વર્ષ સુધી ચાલે એટલો ખોરાક તથા કપડાંલત્તા એની સાથે બાંધ્યાં. જુદા જુદા દેશની આબોહવાને અનુકૂલ વસ્ત્રોના તાકાને તાકા આપ્યા. સો અશરફી, ત્રણ લાખ રૂપીયા, પાંચસો થાન રેશમી ટાફેટાના તથા બીજી ઘણી પરચુરણ ચીજો ત્રીસ ઘોડા પર લાદી હ્યુએનસંગ સાથે મોકલી આપી.

ભલામણ પત્રો : એની તહેનાતમાં ચોવીસ તો દાસ આપ્યા. પછી ચેઃકૂખાન ઉપર એક ભલામણનો પત્ર લખી આપ્યો. ચેકૂખાનને ભેટ આપવા વળી બીજાં પાંચસો થાન રેશમી તાફેટાંનાં અને કેટલાંક ફળફળાદિ લઇ પોતાના ખાસ અમાત્યને હ્યુએનસંગ સાથે મોકલ્યો. એ સિવાય રસ્તામાં આવતાં લગભગ ચોવીસ રાજ્યોના અધિકારીઓ પર દરેકના નામ વાર કાગળ લખી આપ્યા કે પોતાનાથી બનતો સત્કાર આ હિન્દુસ્તાનની યાત્રા કરનાર ભિક્ષુ હ્યુએનસંગને આપે.

હ્યુએનસંગ વિદાય થયો ત્યારે રાજા પોતે એને પોતાના રાજ્યની હદ સુધી વળાવા ગયો. હ્યુએનસંગે એનો ખૂબ ઉપકાર માન્યો. "આપ નામવરે મને જે અનુકૂળતા કરી આપી છે તે ઉપરથી મને લાગે છે કે હું જરૂર મારો સંકલ્પ સિદ્ધ કરી શકીશ. હું આપનો કયા શબ્દોમાં ઉપકાર માનું, તે મને સૂઝતું નથી. હું આટલો બધો સામાન મારી સાથે રાખી શું કરીશ ?"

"તમને મેં ભાઈ કર્યા છે. એટલે આ રાજ્યનો અડધો ભાગ તમારોજ છે. એ તમારૂં છે ને તમને આપું છું. માટે આપ સ્વીકારી લો."

વસમો વિદાય

છૂટા પડતી વખતે બંને જણની આંખમાં આંસુ આવી ગયાં. વળાવવા આવનાર દરેક જણ ધ્રૂસકે ધ્રૂસકે રડયાં.

આખરે હુએનસંગ વિદાય થયો અને રાજા પોતાના રાજ્યમાં પાછો આવ્યો.



## ૨૦

## રથયાત્રાનો ઉત્સવ

કાઉચાંગનું રાજ્ય છોડી હ્યુએનસંગ પોતાના સાથિયો સહ "વૃષ્ઠાન" અને "તો–ચિન" નગરોમાં થઈ એ–કિની (યંધી હિસાર) ની હદમાં આવી પહોંચ્યો. ત્યાં દક્ષિણ દિશાના પહાડી મુલકમાં 'અકુ' નું ઝરણું છે.

આ ઝરણું પર્વત પરથી ઝમઝમ કરતું વહે છે અને પાણી નિર્મળ કાચ જેવું અને મીઠું છે. ત્યાં હ્યુએનસંગે રાતવાસો કર્યો. સવારમાં ઉઠી પશ્ચિમ તરફ આગળ વધ્યો અને ચન્દ્રગીરી પર્વત ઓળંગી ગયો. આ પર્વત બહુ લાંબો છે. એમાંજ ચાંદીની ખાણ છે અને પશ્ચિમ તરફના દેશોમાં અહીંથીજ ચાંદી જતી હતી.

લૂંટારાનો ત્રાસ: ત્યાં આગળ ચાલતાં રસ્તામાં લુંટારાઓએ એને ઘેરી લીધો. એ લોકો લૂંટવાની તૈયારીમાં હતા, એટલામાં હ્યુએનસંગે એના સરદારને બોલાવી કહ્યું, તમે લૂંટી નકામો ત્રાસ આપશો નહિં. તમારે જે જે ચીજ જોઇએ તે ખુશીથી માંગી લ્યો. પછી લૂટારાએ જે જે માગ્યું તે આપી દીધું. તે લઈ એ લોકો જતા રહ્યા. હ્યુએનસંગે આગળ વધી "ઓ–કિ–ની" ની રાજ્યધાની પાસે નદી કિનારે પડાવ નાંખ્યો અને ત્યાંજ પાછા રાતવાસો રહ્યા.

સવારના પહોરમાં " ઓ-કિ-ની " ના રાજાને ખબર પડી કે ભિક્ષુ હ્યુએનસંગ ઠેઠ ચીન દેશથી નિકળી, કાઉચાંગ થઈ, ભારતવર્ષ જાય છે.

'ઓ-કી-ની' ના રાજ્યમાં :

આ સમાચાર સાંભળી પોતાના અમાત્ય, અધિકારીઓ તથા નગરના અગ્રગણ્ય પ્રજાજનોને સાથે લઈ, રાજા નગર બહાર જ્યાં હ્યુએનસંગે પડાવ નાંખ્યો હતો ત્યાં ગયો અને બહુ આદર સત્કાર આપી એને પોતાના મહેલમાં લઈ આવ્યો.

હ્યુએનસંગે એને ત્યાં એક રાત રોકાઈ બીજે દિવસે સવારે પ્રયાણ કર્યું. નદી ઓળંગી એક મોટા મેદાન પર જઈ પહોંચ્યો. કેટલેક દિવસે આ ઓળંગી " કિઉચી " રાજ્યની હદ પાસે આવી પહોંચ્યો. જરા આગળ વધ્યો એટલે " કિઉચી " નું રાજ્ય આવ્યું.

'કીઉચી' માં રથયાત્રા :

તે દિવસોમાં ત્યાં રથયાત્રાનો ઉત્સવ ચાલતો હતો. હજારો ભિક્ષુઓ એ ઉત્સવમાં ભાગ લેવા ભેગા થયા હતા. નગરના પૂર્વ દરવાજે લોકો ભેગા થયા હતા. ત્યાંથી રથ ચાલતો હતો. રથમાં બુદ્ધભગવાનની સુન્દર મૂર્તિ પધરાવેલી હતી. આગળ વાજાં, ઢોલ, નગારાં વગેરે વાજીંત્રો વાગતાં હતાં.

હ્યુએનસંગના આવવાના સમાચાર સાંભળી રાજા પોતાના અધિકારીઓ તથા પ્રસિદ્ધ શ્રમણ મોક્ષગુપ્તને સાથે લઈ ત્યાં ગયો અને એને રથયાત્રાના ઉત્સવમાં ભાગ લેવા તેડી આણ્યો. ઉત્સવમાં ભેગા થયેલા ભિક્ષુઓએ ઊઠી ઉભા થઈ હ્યુએનસંગને માન આપ્યું.

રથયાત્રા-ના પ્રસાદ · હ્યુએનસંગે એક ભિક્ષુ પાસેથી થોડાંક ફૂલ લીધાં અને ભગવાનની પૂજા કરી. મોક્ષગુપ્ત અને બીજા ભીક્ષુઓએ પણ ભગવાનને ફૂલ ચડાવી પ્રદક્ષિણા કરી. પ્રસાદમાં બધાને દ્રાક્ષારસ પીવા મળ્યો. પછી બધા ભિક્ષુઓ દરેક મંદિરમાં જઈ આવ્યા અને દરેક જગ્યાએથી પ્રસાદમાં દ્રાક્ષારસ મળ્યો.

સાંજ પડયે સૌ પોતપોતાને સ્થાને ગયા. રાજાએ હ્યુએનસંગને પોતાના રાજમહેલનો સરસ ખંડ ઉઘાડી આપ્યો. એની સારી ખાતર બરદાસ કરી.

મોક્ષગુપ્ત-ના વિહારમાં · બીજે દિવસે ભોજન વગેરે પરવારી મોક્ષગુપ્તના ' ઓ–શૈલિનો ' નામના વિહારમાં હ્યુએનસંગ ગયો. આ વિહાર નગરના અગ્નિ ખૂણામાં નદીની પેલી પાર હતો.

મોક્ષગુપ્તે હ્યુએનસંગનો સારો આદર સત્કાર કર્યો. થોડી વાતચીત પછી એણે કહ્યું, " ભિક્ષુ હ્યુએનસંગ ! અહીં સંયુક્તાભિધર્મકોષ તથા ' વિભાષા ' વગેરેનો સારો અભ્યાસ કરાવવામાં આવે છે. આપ અહીં રહી જઈ એનો અભ્યાસ કરી લ્યો તો કેમ ? ભારતવર્ષ સુધી જવાને નકામું શું કામ દુઃખ વેઠો છો ? "

એ સાંભળી હ્યુએનસંગે સામો પ્રશ્ન પૂછયો, " શું અહીં યોગ્યશાસ્ત્રનો અભ્યાસ પણ કરાવાય છે ? "

મોક્ષગુપ્તે કહ્યું, " યોગશાસ્ત્ર " તો બ્રાહ્મણોનું શાસ્ત્ર છે. એ આપણા ધર્મમાં ક્યાંથી હોય ? "

" મહારાજ ! વિભાષા અને કોષશાસ્ત્રો તો અમારા દેશમાં પણ શિખવાય છે. પરંતુ એમાં ઘણી ત્રૂટીઓ છે.

સાચું શું છે તેનો ખાસ અભ્યાસ કરવા ખાતરજ ભારત વર્ષ જવાની તકલીફ હું ઉઠાવી રહ્યો છું.

'યોગશાસ્ત્ર' એ ભગવાન મૈત્રેયે પોતે ઉપદેશ્યુ છે અને આપ એને બ્રાહ્મણોનું શાસ્ત્ર કહો છો ?"

મોક્ષગુપ્ત કહે, "વિભાષા અને કોષશાસ્ત્રનો અભ્યાસ કર્યા વગરજ એમાં ત્રૂટિઓ છે એમ તમે શી રીતે કહો છો. ?"

મોક્ષગુપ્ત સાથે વાદવિવાદ

'આપે તો એનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છેને ? તો હું પૂછું તેના જવાબ આપો." પછી હુએનસંગે એજ પુસ્તકોમાંના થોડા અર્થ પૂછયા. પરંતુ એકકેનો જવાબ મોક્ષગુપ્ત આપી શક્યો નહિં. છેવટે એક વાક્ય હુએનસંગે પૂછયું, ત્યારે મોક્ષગુપ્ત કહે, "એ વાક્ય ચોપડીમાં છેજ ક્યાં ?"

એ સાંભળી રાજાનો વૃદ્ધ કાકો "ચી-ચુએ" જે મહાસ્થવિર હતો તેણે પુસ્તક ઉઘાડી એ વાક્ય કાઢી આપ્યુ. મોક્ષગુપ્ત શરમીંદો પડી ગયો. એણે બચાવ કર્યો. "વૃદ્ધાવસ્થા થવાથી મારી યાદદાસ્ત બગડી ગઈ છે."

બરફથી રોકાવું પડ્યું:

ત્યાર પછી મોક્ષગુપ્તે એની સાથે વાદવિવાદ કર્યો નહિ; હુએનસંગને અહીં બે મહિના સુધી રોકાઈ રહેવું પડ્યું. કારણકે લીંગ પર્વતના બધા રસ્તા બરફથી ભરાઈ ગયા હતા.

## ૨૧

### ચેઃ દુખાં

બે મહિના પછી રસ્તો સુધર્યો એટલે હુએનસંગ ત્યાંથી રવાના થયો. જતી વખતે કિઉચીના રાજાએ ઘોડાં ઊંટ, ઘોડા, તથા નોકરો હુએનસંગને આપ્યાં. પોતે પણ નગરના ભિક્ષુઓ સાથે થોડેક સુધી વળાવવા ગયો.

રાજાના પાછા વળ્યા પછી હુએનસંગે બે દિવસ સુધી સતત મુસાફરી ચાલુ રાખી. બીજા દિવસની સાંજે એને રસ્તામાં બે હજાર તુર્કી લુંટારુ મળ્યા. બધા લુટારુ ઘોડેસ્વાર હતા, અને તરતની મેળવેલી લૂંટના ભાગ પાડી રહ્યા હતા. વહેંચણી કરતે કરતે અંદર અંદર લડાલડી અને એક બીજા સાથે મારા મારીપર આવી ગયા. એટ-લામાં હુએનસંગને મોટા કાફલા સાથે આવતો જોઈ સૌ ન્હાસી ગયા

લીંગ પર્વત આગળ :

પશ્ચિમ દિશામાં ૬૦૦ લી ચાલ્યા પછી એક ન્હાનું સરખું રણ આવ્યુ. એને પણ હુએનસંગ વટાવી ગયો. એક રાત વચમાં રાતવાસો રહી બીજે દિવસે ઉત્તર-પશ્ચિમ દિશામાં વળી એક રણ આવ્યુ. એ પાર કર્યું ત્યારે લીંગ પર્વત આગળ હુએનસંગ આવી પહોંચ્યો.

લીંગ પર્વતને ‘ સુસરદ અધાન ’ કહે છે. આ પર્વત ઓળંગવો એ મહામુશ્કેલીનું કામ હતું. આ પર્વતનું શીખર આકાશ સાથે તો વાતો કરે છે. અને જ્યાં જુવો ત્યાં બરફ જ બરફ. એ બરફમાંથી જે વખતે સૂર્યનાં કિરણો પસાર થાય છે તે વખતે બરફમાંથી પડતો પ્રકાશ આંખોમાંથી ઝળઝળીઆં આણી દે છે. ટાઢ તો કહે કે મારુજ કામ. ગમે એવાં ગરમ કપડાં શરીરે વીંટાળો તોયે ટાઢથી ધ્રૂજ્યા વગર રહેવાય નહિં. રસ્તામાં ચાલતાં એકે જગા એવી નહિં કે જ્યાં બરફ ન હોય. એટલે સુવાનું યે બરફપર અને રસોઈ પકાવવાની તે પણ બરફ પર.

જ્યાં જુવો ત્યાં બરફજ બરફ:

આવા દારૂણ માર્ગની સાત દિવસ સુધી હુએનસંગે મુસાફરી કરી. ઘણું દુઃખ વેઠયુ. ટાઢથી એનાં ચૌદ માણસ બરફમાં ઠરી મરી ગયાં. અને બળદ, ઘોડા વગેરે તો બિચારાં કેટલાંયે રામશરણ થઇ ગયાં. આખરે એ રસ્તાનો પાર આવ્યો; અને એણે આગળ કુચ કરી.

૧૪ માણસ બરફમાં ઠરી ગયાં:

પર્વત મૂકયા પછી એક મોટો ગરમ પાણીનો ઝરો આવ્યો. આ ઝરાને તુર્ક લોકો હસકકુલ નામથી ઓળખતા હતા. ઘેરાવામાં આ ઝરો ચૌદસો પંદરસો લી જેટલો થાય. ઝરો લંબાઇમાં વધારે હતો. અને પહોળાઇ બહુ થોડી હતી. પાણી ખૂબ ગરમ હતું. એની છોળો અંદરથી દસ દસ પંદર પંદર ફુટ ઉંચે ઉડતી હતી.

ગરમ પાણીનો ઝરો·

આ ગરમ પાણીના ઝરાને કિનારે કિનારે ચાલી હુએનસંગ સૂશે નામના નગરમાં આવી પહોંચ્યો. આ જગાએ ચેઃદ્ખાં શીકાર માટે પડાવ નાંખી પડયો હતો.

ચેઃદ્ખાં શિકારી પોશાકમાં:

હ્યુએનસંગ એની છાવણીમાં પહોંચ્યો તે જ વખતે ખાં શીકાર માટે નીકળતો હતો. ખાંએ લીલા રંગનાં કપડાં પહેર્યાં હતાં, વાળ લટકતા હતા અને ઉપર રેશમી શિરપેચ બાંધ્યો હતો. સાથે બસો સરદારો હતા. એમણે કામદાનીનાં કપડાં પહેર્યાં હતાં. અને માથે વાળની ટોપીઓ ઘાલેલી હતી. ખાંની ડાબી ને જમણી બાજુએ ઘોડા અને ઉંટપર સવારી કરી બેઠેલા સૈનિકો હતા. એમણે સમૂર અને પશ્મીનાનાં કપડાં પહેર્યાં હતાં. એ બધાએ ધનુષ્ય અને ભાલાનાં હથિયાર સજ્જ કરી રાખ્યાં હતાં.

સમાગમ : હ્યુએનસંગ પહોંચ્યો તે વખતે ખાંની સવારી શીકાર માટે ઉપડી ચુકી હતી. છતાં એના આવવાના સમાચાર મળવાથી હ્યુએનસંગને એ મળ્યો, થોડી વાતચીત કરી અને એના મળવાથી ખૂબ આનંદ થયો એમ કહ્યું. વળી હ્યુએનસંગને કહ્યું, "હું શિકાર ખેલવા જઉં છું. તમે બે ત્રણ દિવસ થાક ખાઓ એટલામાં હું પાછો આવી પહોંચીશ."

જતે જતે પોતાના કારભારીને કહેતો ગયો કે, "એક તંબુ ખાલી કરી, એમાં હ્યુએનસંગ અને એનાં માણસોને ઉતારો આપો. અને એમની જમવા ખાવા વગેરેની બધી સોઈ બરાબર કરી આપજો."

ત્રણ દિવસ પછી યેઃહૂખાં શીકાર ખેલી પાછા આવી પહોંચ્યા. પછી હ્યુએનસંગને પોતાની પાસે મળવા બોલાવ્યો. ખાં પોતે પોતાના તંબુમાંથી સામો તેડવા ગયો અને ત્રીસેક કદમ સુધી હ્યુએનસંગનો હાથ ઝાલી

સાથે સાથે લઈ આવ્યો

ખાનો તણુ એટલે જાણે એક નાનો મગ્ખો રાજમહે લજ ન હોય એમ લાગતું હતુ એની કનાતપર અને છત ઉપગ જરી અને ભરતકામથી એવા સરસ ફુલ પાદડા કાઢેલા હતા કે આખ પણ કહ્યું ન કરે તણુમા જમીન પર મોટા મોગ ગાલીચા પાથરેલા હતા. એના પર ખાના સરદારો રગબેરગી રેશમી કપડા પહેરી બન્ને બાજુ હારબધ બેઠેલા હતા

ખાનો તણુ

ખાએ હુએનસગને આદરમાન આપી એક ઉચી બેઠકપર બેસાડયો તુર્ક લોકો અગ્નીપૂજક હોવાથી લાકડાની બેઠક પર બેસતા નહોતા પણ જમીનપર ગાલીચા પાથરી બેસતા પરતુ હુએનસગ માટે તો એક લોખડની બેઠક બનાવી એના પર ગાદી પાથરી હતી

હુએન-સગે બેઠક લીધી

હુએનસગના બેઠા પછી ખાએ દુભાષિઆને બોલાવ્યો અને એની મારફત ખબર અતર પૂછી એટલામા કાઉચાગના અમલદાર વર્ગ સાથે ત્યાનો અમાત્ય કાઉચા ગના રાજાનો પત્ર તથા ભેટ લઈ આવી પહોચ્યો

ખાએ ખૂબ માન સાથે પત્ર લીધો અને ભેટની દરેક વસ્તુ જોઇ, વખાણી એનો સત્કાર કર્યો પછી સૌને બેસાડયા

કાઉચાગ ની ભેટ

પછી મદિગપાન માટે આખી સભા સારૂ દારૂની સુરાહી અને પ્યાલી દરેકને જુદી આપવામા આવી હુએનસગ માટે દ્રાક્ષારસ આવ્યો પછી થઈ ગઈ પીવાની શરૂઆત પ્યાલીપર પ્યાલી સૌ કોઇ ખાલી કરવા લાગ્યુ હુએન-સગે થોડોઘણો રસ પીધો

પ્યાલીઓ ખાલી થઇ

ભોજન· એટલામાં ભોજનના થાળ આવી પહોંચ્યા. જાત-જાતનાં માંસની બનાવટ, રોટલીઓ, વગેરે આવ્યુ. દરેકને થાળી વાડકો જુદો આપવામાં આવ્યો હતો. હુએનસંગ માટે દૂધ, રોટલી ભાત, સાકર વગેરે આવ્યુ. પછી બધાએ જમવા માંડયુ.

જમી રહ્યા એટલે સૌએ હાથ મોં ધોઈ નાંખ્યાં. પાછો ફરી દારૂ આવ્યો, અને સૌ રૂચી પ્રમાણે લેવા લાગ્યા. દારૂ પીવાતો હતો એ સમયમાં જાતજાતનું મધુર સંગીત ચાલ્યાજ કરતું હતું.

ખાનપાન સમાપ્ત થયા પછી ખાંએ હુએનસંગને બૌદ્ધ ધર્મના મુખ્ય સિદ્ધાન્તો સમજાવવા વિનંતિ કરી.

હુએનસંગની કથા· હુએનસંગ તો તૈયારજ હતો. એણે પહેલાં દમશીલ સમજાવ્યાં; પછી અહિંસાનું મહત્વ સમજાવ્યુ; અને છેવટમાં નિર્વાણનાં સાધનો વિષે બોલી પોતાની કથા પૂરી કરી.

ખાન હુએનસંગનો ઉપદેશ સાંભળી એટલો બધો ગળગળો થઈ ગયો કે પોતાનું ભાન ભૂલી ગયો અને હુએનસંગને લાંબો થઈ પગે લાગ્યો. પછી રાત પડવા આવી એટલે સૌ પોતપોતાને ઉતારે ગયા.

હુએનસંગને ત્યાં રહેતે રહેતે ઘણા દિવસ થઇ ગયા. આખરે એક દિવસ ખાન પાસે એ આગળ જવાની રજા માગવા ગયો.

ખાં સમજાવે છે: એટલે ખાંને એને સમજાવવા માંડયો, " હિન્દુસ્તાન જઈ શું કરશો ? એ દેશ તો બહુ ગરમ છે. ત્યાંના લોકો કાળાકટ અને શરીરે ઉઘાડા ફરે. એમને જોઇને સૂગ ચડે એવા ત્યાંના લોકો છે."

હુએનસંગે જવાબ દીધોઃ—"એ દેશ અને ત્યાંના લોકો ભલે ગમે તેવા હશે પણ મારે તો ત્યાં જવુંજ છે. ત્યાં જઇ ત્યાંના તીર્થસ્થાનોનાં દર્શન કરવાં, ધર્મનો અભ્યાસ કરવો અને સાચા ધર્મગ્રંથોની શોધખોળ કરવી એવો મેં પાકો નિશ્ચય કરી લીધો છે. મારો એ નિશ્ચય હવે ફરી શકે એમ નથી. તો આપ મહેરબાની કરી મને જેમ બને તેમ વહેલો છૂટો કરો એવી મારી આપને આગ્રહપૂર્વક વિનંતિ છે."

હુએન-સંગનો નિશ્ચય:

આખરે ખાને વિનંતિ માન્ય કરી. એણે પોતાના રાજ્યમાં ઢંઢેરો પીટાવ્યો કે કોઇ માણસ ચીનની તેમજ બીજા દેશોની ભાષા જાણતો હોય તેણે દરબારમાં હાજર થવું. એવા માણસની યોગ્ય કદર કરવામાં આવશે."

સદભાગ્યે એવો એક યુવક મળી આવ્યો. એ યુવાન ચાંગાનમાં ઘણાં વર્ષ રહી આવ્યો હતો. એટલે ચીનની ભાષા બહુ સરસ રીતે બોલી શકતો હતો. એને જોઇને ખાન ખૂબ ખુશ થયો. એ યુવકને ખાને "મો-તો-તા-કવાન"નો ઇલ્કાબ આપી લહીઆ મંડળનો ઉપરી બનાવ્યો.

દુભાષિયો:

પછી એને ખાને કહ્યું, તમે પશ્ચિમના જે જે રાજાઓ છે તે દરેક પર મારા નામથી એક એક કાગળ લખી નાંખો. કાગળનો મચકુર આ પ્રમાણે રાખજો કે, "શ્રમણ હુએન-સંગ ભારતવર્ષની યાત્રાએ નિકળ્યા છે. એ અમારા પરમ મિત્ર છે. એમની યાત્રા કેવળ સાચા ધર્મની શોધ અર્થેજ છે. તો આપ આપનાથી બનતી સર્વ પ્રકારની સહાય આપી આપની ઉદારતાનો પરિચય કરાવશો. આમ ધર્મના કામમાં સહાયતા કરવાથી જે પુણ્ય મળે તેના તમે ભાગીદાર થઈ મને આભારી કરશોજી."

ખાંના વિનંતિ પત્રો:

## ૨૩

## સમરકન્દનો રાજા બૌદ્ધ થયો.

સમરકન્દ

યાત્રાળુ હુએનત્સંગ પીંગુથી ૫૦ માઇલની મુસાફરી કરી તારસ નગરમાં જઈ પહોંચ્યો. ત્યાંથી ચાલતાં ચાલતાં કેટલાયે નાના ગામો વટાવી નૂજીકન્દ પહોંચ્યો. નૂજીકંદથી ચેશી અને ચેશીથી તાશકંદ એમ આગળને આગળ એણે મુસાફરી જારી રાખી. વળી, તાશકંદથી એક રણ વટાવ્યું ત્યારે સમરકંદ આવ્યું.

અગ્નિ-પૂજક

સમરકંદના લોકો અગ્નિપૂજક હતા, અને બૌદ્ધ ધર્મને માનતા નહોતા. એટલે ત્યાં પ્રાચીન કાળના બે વિહાર હતા છતાં એક પણ ભિક્ષુ ત્યાં આવતો નહોતો. તેથી અત્યારે એ ઉજ્જડ પડયા હતા.

સંજોગવશાત્ કોઈ બહારનો શ્રમણ કે ભિક્ષુ ત્યાં આવી ઉતારો કરતો તો આજુબાજુના પડોશીઓ હાથમાં મશાલ લઈ એની પાછળ દોડતા અને ગમે એમ કરી ત્યાંથી એ ભિક્ષુને નસાડી મૂકતા.

રાજા સાથે મુલાકાત.

સમરકન્દના રાજાએ પહેલે દિવસે તો હુએનત્સંગને કંઈપણ આદરસત્કાર આપ્યો નહિ. ઉલટું હુએનત્સંગ એને મળવા ગયો ત્યારે એનું અપમાન કર્યું. પરંતુ બીજે દિવસે હુએનત્સંગે રાજા સાથે કાર્યકારણ ઉપર

પ્રવચન કર્યું પછી કર્મફળના પ્રવચન પરથી પાપ પુણ્યના લક્ષણ કહ્યા અને સાથે સાથે બૌદ્ધ ધર્મના તત્ત્વો સમજાવી દીધા.

એ સાભળી રાજાનુ મન પલળ્યુ એને હુએનસંગની વાતોમા બહુ રસ પડયો એટલે એણે હુએનસંગને બૌદ્ધ ધર્મના દસશીલ સમજાવવા વિનંતી કરી હુએનસંગને તો એજ જોયતુ હતુ

વાતોમા રસ પડયો

એણે એવી સરસ રીતે દસશીલ સમજાવ્યા કે રાજાએ તાબડતોબ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી અને હુએનસંગની ગુરુ તરીકે પૂજા કરી પછી તો રાજા હુએનસંગ પાછળ ઘેલો બન્યો

રાજાને દિક્ષા

બીજે દિવસે ઉજ્જડ પડેલા વિહારમા હુએનસંગના બે ભિક્ષુઓ ભગવાનની પૂજા કરવા ગયા પણ પાડોશી નગરજનો મશાલ લઈ એમની પાછળ દોડયા અને એમને વિહારમા પેસવા ન દીધા એટલે એમણે આવી, રાજા આગળ આ બાબતની ફરિયાદ કરી

ફરિયાદ

રાજાએ તરત કોટવાળને હુકમ કર્યો કે, "અપરાધીઓને બાધી મારી સામે હાજર કરો."

રાજાનો હુકમ થયો એટલે તરત અપરાધીઓને હાજર કરવામા આવ્યા રાજાએ એમના કાડા કાપી લેવાની શિક્ષા ફરમાવી આખા ગામમા આ ખબર સાભળી હાહાકાર વ્યાપી ગયો

શિક્ષા

પરંતુ અંગછેદનનો ભારે દંડ ન કરવા હુએનસંગે રાજાને ખૂબ વીનવ્યો અને પ્રાણીમાત્રપર દયા રાખવા વિષે પ્રવચન કર્યું એટલે રાજાએ અપરાધીઓને

શિક્ષામા ફેરફાર

ફટકાની સજા ફરમાવી અને ગામ છોડી ચાલ્યા જવાનો હુકમ કર્યો.

ગામ આખું બૌદ્ધ થયું

હ્યુએનસંગની આવી વર્તણુકને લીધે નાનાં મોટાં સૌ કોઈ એનાં ભક્ત બન્યાં. લોકોનાં ટોળેટોળાં એનો ઉપદેશ સાંભળવા ભેગાં થઈ ગયાં. હ્યુએનસંગે જાહેર ભાષણ ગોઠવ્યું અને ધર્મનાં તત્ત્વો સમજાવ્યાં. સભામાં ત્યાંને ત્યાંજ ઘણા માણસોએ પરિવ્રજ્યા ગ્રહણ કરી અને વિહારમાં રહેવાનું શરૂ કરી દીધું. ચારેક દિવસ સુધી હ્યુએનસંગ ત્યાં રહ્યો અને ધર્મનો બોધ જેટલો અપાય એટલો લોકોને આપ્યો.

## ૨૪

## રાજ્ય ખટપટ

યાત્રાળુ હ્યુએનસંગ સમરકંદથી દક્ષિણ પશ્ચિમ દિશા તરફ કુચ કરી અને "કસન્ન" શહેરમાં આવી પહોંચ્યો. હાલમાં એને "શહેરે સબ્જ" કહે છે. અહીંથી આગળ ચાલતાં પર્વતની એક લાંબી અને માંકડી ગુફાનો રસ્તો પણ પસાર કરી "લોહદ્વારમાં" થઈ એ આગળ વધ્યો.

લોહદ્વાર-માંથી પસાર:

આ પર્વતનો રસ્તો કાપવો બહુ અઘરો હતો. કારણ કે એમાં આડા ટેકરાનો શુમાર નહોતો. બન્ને બાજુ પર્વતો વાદળ સાથે વાતો કરતા હતા અને બે પર્વત વચ્ચેની જગા એટલી સાંકડી હતી કે બે માણસ સાથે ન ચાલી શકે. વળી એ રસ્તામાં ન મળે પાણી કે ન મળે લીલોતરી. લોહદ્વાર આગળ બે પર્વતો બહુજ ઉંચા છે. એ બન્ને પર્વતો કોરીને એમાં લોઢાનો મજબુત દરવાજો બેસાડવામાં આવ્યો છે. તુર્ક લોકોને આગળ વધતા અટકાવવા માટે એ દરવાજો બેસાડેલો.

કુંદુજ:

એ લોહદ્વારમાંથી નીકળી, તુષાર આગળ થઈ આક્સસ નદી પાર કરી અને કુંદૂજના રાજ્યમાં હ્યુએનસંગ આવી પહોંચ્યો. કુંદૂજમાં, ચેંગ્રખાંનો મોટો દીકરો તાતશેઃ રાજ્ય કરતો હતો. એનું લગ્ન કાઉચાંગના મહારાજાની

બ્હેન દોખાતન નાથે થયું હતું. દોખાતનના સ્વર્ગવાસ પછી રાજાએ એની નાની બેન સાથે લગ્ન કર્યું. પરન્તુ આ રાજકુમારી દોખાતનના યુવાન પુત્ર સાથે પ્રેમમાં પડી. એટલે એને પોતાના પતિ તાતશેઃનો અણગમો થવા લાગ્યો. એનો કાટો કાઢી નાખવા એણે ધીમું ઝેર આપવું શરૂ કર્યું, અને થોડાજ દિવસમા તાતશેઃ પથારીવશ થઈ ગયો.

નિરોગી થવા માટે ભારત દેશથી એક બ્રાહ્મણને અનુષ્ઠાન કરવા માટે ખાસ બોલાવ્યો હતો અને અનુષ્ઠાન ચાલતું હતું.

રાજા સાથે મુલાકાત : જે વખતે હ્યુએનસંગ ત્યાં પહોંચ્યો તે વખતે તાતશેઃ બિચારો ગંભીર સ્થિતીમાં પડયો હતો. છતાં હ્યુએનસંગને એણે પાસે બોલાવ્યો અને હ્યુએનસંગ એના પર તથા એની પત્નીપર પત્ર લાવ્યો હતો તે વંચાવરાવ્યા. પત્ર સાંભળી રહ્યા પછી એણે કહ્યું, આપનાં દર્શનથી મારી આંખો પાવન થઈ છે અને હું આ અનુષ્ઠાનથી સારો થઈશ તો હું જ તમારી સાથે ભારત વર્ષ સુધી આવીશ, અને તમને ત્યાં પહોંચાડીશ.

હ્યુએનસંગને આ આખો મહિનો અહીંજ ગાળવો પડયો.

રાજમાતા રાણી થઈ: તાતશેખાંના મરણ બાદ એનો રાણી દોખાતનને પેટે જન્મેલો યુવાન યુવરાજ હતો તે ગાદીએ આવ્યો. અપરમાનો એ પ્રેમપાત્ર હતો. એટલે અપરમાએ પતિનો શોક ઉતારી આ નવા રાજા-પોતાની બેનના પુત્ર-સાથે લગ્ન કર્યું. અને રાણીપદ ગ્રહણ કર્યું.

નવા રાજાની સહાનુભૂતિ: તાતશેઃની ઉત્તરક્રીયા પછી એનો પુત્ર તેલેશેઃ ગાદીએ આવ્યો. એટલે હ્યુએનસંગ એની પાસે વિદાય લેવા ગયો. રાજાએ કહ્યું, "મારા રાજ્યમાં વાહલીક (વાલ્ખર) છે અને ત્યાં બૌદ્ધોના અનેક વિહારો અને સ્તૂપો છે. સ્થાન દર્શન કરવા લાયક છે. આપને ત્યાં જઇ આવતાં બહુ વખત નહિં લાગે. આપ ત્યાં જઇ આવશો ત્યાં સુધીમાં આપની આગળની મુસાફરી માટે હું બધી વ્યવસ્થા કરાવી મૂકીશ."

વાહલીક: આ વખતે રાજાનો ખરખરો કરવા તથા નવા રાજાને સલામ ભરવા વાહલીકના વીસ ભિક્ષુઓ સમરકંદમાં આવ્યા હતા. હ્યુએનસંગને એ લોકો અચાનક મળી ગયા. એમણે કહ્યું, અમારી સાથે જ આપ ચાલો. હાલમાં રસ્તો સાફ છે. પછી બરફ પડવા માંડશે તો નહિ જઈ શકાય. એટલે હ્યુએનસંગ એમના સંગાથમાં દાખલ થઈ ગયો અને થોડા દિવસ બાદ વાહલીક આવી પહોંચ્યો.

## ૨૫

## પ્રજ્ઞાકર ભિક્ષુ સાથે મેળાપ.

રાજગૃહ નગર : વાહલીક આવી જોયું તો રાજગૃહ નગર ખંડેરની હાલતમાં ઉભું હતું. છતાં સ્થળ રમણીય હતું. નગર બહાર દક્ષિણ પશ્ચિમ દિશામાં એક નવસંઘારામ નામનો મોટો સંઘારામ હતો. આ સંઘારામમાં ભગવાન બુદ્ધ દેવનું જલપાત્ર, દાંતો તથા પીચ્છિકા એટલું હતું.

ભગવાન બુદ્ધનું જલપાત્ર, દાંતો તથા પીચ્છિકા: જલપાત્રમાં અઢી શેર પાણી માતું હતું. દાંતો એક ઇંચ લાંબો અને સાડાઆઠ ઇંચ પહોળો હતો. સહેજ પીળાશ પડતા સફેદ રંગનો એ હતો. બુહારી ઉર્ફે પીચ્છિકા કુશની બનેલી હતી. એ ત્રણ ફુટ લાંબી અને સાત ઇંચ ઘેરાવાની હતી. એની મૂઠપર સુંદર કોતરકામ હતું તથા એમાં રત્નો જડેલાં હતાં.

આ ત્રણ ચીજો મંદિરમાં બંધ રાખવામાં આવતી. ફક્ત ઉત્સવને દિવસે બહાર કાઢી, યતી ગૃહી પાસે પૂજા કરાવવામાં આવતી. ભક્ત લોકો એ વસ્તુઓમાંથી કોઈ કોઈ વખત પ્રકાશ નિકળતો જોતા.

સંઘારામની ઉત્તરે એક સ્તૂપ હતો અને દક્ષિણ પશ્ચિમ દિશામાં એક મોટો પ્રાચીન વિહાર હતો. નગરની ઉત્તર પશ્ચિમ દિશાએ લગભગ સાડાબાર માઇલ દૂર

તીવેઈ નામનું ગામ હતું. અને તીવેઇની ઉત્તરે સાડા-બાર માઇલ દૂર પોલી નામનું ગામ હતું.

મલ્લિક તથા તણુષ નામના વૈશ્યો:

આ પોલી ગામમાં દસબાર હાથ ઉંચા બે સ્તૂપ હતા. એ સ્તૂપ, મલ્લિક તથા તણુશ નામના બે વૈશ્યોએ બંધાવ્યા હતા. ગૌતમ બુદ્ધને બોધિજ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે એ મગધમાં ઉપદેશ આપતા હતા. તે વખતે આ બે વૈશ્યો 'ગયા'થી મગધ ચોખા ખરીદવા આવેલા. પણ ભગવાનનો ઉપદેશ સાંભળી દશશીલ વ્રતની દિક્ષા ત્યાંને-ત્યાંજ લઈ લીધેલી.

સ્તૂપનો ઇતિહાસ:

એમણે ભગવાનને ચોખાનો લાડુ ધરાવ્યો હતો. તે સ્વીકારી ભગવાન ખૂબ પ્રસન્ન થયા હતા. એટલે જ્યારે એ લોકો પોતાને ઘેર જવા નિકળ્યા ત્યારે બુદ્ધ ભગવાને પોતાના નખ તથા વાળ એમને આપેલા. આ વૈશ્ય બંધુઓએ પોત પોતાને ગામ આવી એ નખ તથા વાળ પર એકેકો સ્તૂપ બંધાવેલો.

પ્રજ્ઞાકર ભિક્ષુ:

આ નવ સંઘારામમાં હ્યુએનસંગને 'ટક્ક' દેશનો પ્રજ્ઞાકર નામનો પરમ વિદ્વાન ભિક્ષુ મળ્યો. ત્રિપિટકનો એ અઠંગ અભ્યાસી હતો. એ ટક્ક દેશથી ખાસ દર્શન માટે વાહલીક આવ્યો હતો.

આ પ્રજ્ઞાકર ભિક્ષુ નવઅંગ અને ચાર આગમોનો મહાન તત્વજ્ઞ હતો. આખા ભારત વર્ષમાં એની વિદ્વત્તા વખણાતી હતી. તે સિવાય હીનયાનનો અભિધર્મ, કાત્યાયનનો કોષ, ષટપદાભિધર્મ આદિ ગ્રન્થોનો એને સારો પરિચય હતો.

વાહલિક-માં એક માસ : હ્યુએનસંગ એની સાથેના મેળાપથી બહુ પ્રસન્ન થયો. વાતે વાતમાં પોતાની કોષ અને વિભાષાના અંગની શંકાઓ એની પાસે કાઢી. પ્રજ્ઞાકરે એકે એક શંકાનું સંતોષકારક સમાધાન કર્યું. હ્યુએનસંગને પણ સંતોષ થયો. એટલે પ્રજ્ઞાકર પાસે વિભાષાનો અભ્યાસ કરવા વાહલીક-માંજ એક મહિનો એ રોકાઈ પડ્યો.

જુમધ અને જુજ્જાના રાજ્યમાં : શિષ્ય તરીકે રહ્યો છતાં એની વિદ્વત્તા અને સુશીલ-તાની કીર્તિ ચોમેર ફેલાઈ ગઈ. જુમધ અને જુજગાનાના રાજાઓએ હ્યુએનસંગની ખ્યાતી સાંભળી એને પોતાના રાજ્યમાં તેડાવા માણસો મોકલ્યાં. એક બે વાર તો માણસોને એણે પાછાં કાઢ્યાં પણ વધારે આગ્રહ થવાથી છેવટે એ જાતે એકલોજ વાહલીકથી જુમધ અને જુજ-ગાના ગયો અને ત્યાંના રાજાઓને મળ્યો. બન્ને રાજ્યોમાં એનો યોગ્ય સત્કાર કરવામાં આવ્યો. પાછા ફરતી વખત બન્ને રાજ્ય તરફથી ખૂબ ધન તથા રત્ન એને ચરણે ધરાયાં પણ એ બધાંનો એણે સવિનય અસ્વીકાર કર્યો, અને વાહલીક પાછો આવ્યો.

———

## ૨૬

## હિન્દુકુશ પાસેની મૂર્તિઓ

વાહલીકથી પ્રજ્ઞાકરની સાથે સાથે હ્યુએનસંગ કાચિઃ (ગજ) આવ્યો. કાચિઃથી દક્ષિણ પૂર્વ દિશામાં એક બરફાચ્છાદિત પર્વત આવેલો હતો. એ પર્વત પણ અનેક મુશ્કેલીઓ વેઠી એ ઓળંગી ગયો. આ પર્વતને હિંદુકુશ પર્વતના નામથી ઓળખવામાં આવે છે.

*હિન્દુકુશ પર્વત ઓળંગ્યોઃ*

એને ઓળંગવો એ સ્હેલી વાત નહોતી. એનો રસ્તો ખૂબ ખાડા ટેકરાવાળો અને દિશા ભુલાવનારો વાંકોચુંકો છે. બરફ બારે માસ પડી રહે છે અને પવન તો કહે મારૂંજ કામ. બરફથી કોતરો ઢંકાઈ જાય છે અને ઘણા માણસો બિચારાં કોતરોમાં પડે છે. ફક્ત ગ્રીષ્મ ઋતુમાં કેટલીક જગાએ બરફ ઓગળે છે અને રસ્તો કે કોતરો જોઈ શકાય છે. એવો માર્ગ પણ ઓળંગવો બહુ કઠણ છે. વળી રસ્તામાં ચોર અને લુંટારૂ તૈયારજ હોય છે. ભલભલા યાત્રાળુના મોટા કાફલાઓને પણ જોતજોતામાં લૂંટીને નાસી જાય એવા ત્યાંના લુંટારૂ હોય છે.

*પર્વતનો રસ્તોઃ*

આ બધાં કષ્ટ વેઠીને પણ હ્યુએનસંગે પોતાના સાથિયો સાથે એક પખવાડીઆમાં એ પર્વત ઓળંગ્યો. પછી તુષાર દેશની સીમા વટાવી ફાન-યેન-ન (વામિયાન) માં આવી પહોંચ્યો.

વામિયા-નમાં : વામિયાનના રાજાને જ્યારે એના આગમનની ખબર પડી ત્યારે એ પોતે નગરબ્હાર એનું સ્વાગત કરવા આવ્યો અને પોતાના મહેલમાં ભિક્ષા લેવા આમંત્રણ આપ્યુ. હ્યુએનસંગ બે ત્રણ દિવસ ત્યાં રહીને પછી રાજ્યમાં આવેલાં મુખ્ય મુખ્ય ધામ જોવા નિકળી પડયો.

હજાર ફુટ લાંબી મૂર્તિ : ત્યાં નગરની ઉત્તર પૂર્વ દિશાએ પર્વતના ઢાળ આગળ એક ૧૫૦ ફુટ ઉંચી પત્થરની ઉભી મૂર્તિ એના જોવામાં આવી. એની પૂર્વ દિશામાં એક સંઘારામમાં બુદ્ધદેવની લાલ પત્થરની સો ફુટ ઉંચી એક મૂર્તિ હતી. એ સિવાય સંઘારામમાં ભગવાન બુદ્ધદેવની નિર્વાણ મુદ્રાવાળી સુતેલી અવસ્થામાં એક મૂર્તિ હતી તે એક હઝાર ફુટ લાંબી હતી. આ ત્રણે મૂર્તિઓ સુન્દર અને ભાવનાવાળી હતી.

ત્રણ દાંત : આ મૂર્તિઓ સિવાય નગરની દક્ષિણ-પૂર્વ દિશામાં બસો લી પર એટલે લગભગ સડસઠ માઇલ દૂર પર્વતની પેલી બાજુ એક નાની ગુફા (હૂન?) હતી. હ્યુએન-સંગને આ ગુફામાં ત્રણ મોટા દાંત જોવાના મળ્યા. એમાંનો એક દાંત ભગવાન બુદ્ધ દેવનો હતો. બીજો દાંત આ કલ્પની શરૂઆતમાં થઈ ગએલા એક સાધારણ બુદ્ધનો હતો; અને ત્રીજો દાંત એક ચક્રવર્તી સમ્રાટનો હતો. એમાંના બે બુદ્ધોના દાંત પાંચ ઇંચ લાંબા અને આશરે પોણાચાર ઈંચ પહોળા હતા; તથા ચક્રવર્તીનો દાંત ત્રણ ઇંચ લાંબો અને બે ઇંચ પહોળો હતો.

શણક-વાસની સંગાતી : દાંત સિવાય ત્યાં આગળ, શણકવાસ નામના અર્હતનું એક લોહપાત્ર અને સંગાતી એના જોવામાં આવ્યાં.

લોખંડી પાત્રમાં આઠ નવ પાઈન્ટ (આશરે દસ અગી-આરશેર) પાણી માતું હતું. અને સંગાતી લાલ ચટક રંગની હતી. કહેવાય છે કે શણકવાસ ભિક્ષુ આ સંગાતી પહેરેલોજ જન્મ્યો હતો અને જન્મસુધી એ એણે પહેરી રાખેલી.

વાવાઝોડુ: આ જગાએ પંદર દિવસ ગાળી હુએનસંગ આગળ ચાલ્યો. પણ પ્રવાસમાં બીજેજ દિવસે મોટું વાવાઝોડું થઈ બરફનો વરસાદ પડ્યો. બરફ એટલો વરસ્યો કે સામસામું મોઢું પણ જોઈ શકાય નહિ: બધાએ સાથીઓ રસ્તો ભૂલ્યા, અવળે માર્ગે ચઢી ગયા અને રેતીના એક ઢગલા સાથે અથડાયા. સારે નસીબે ત્યાં આગળ એમને કેટલાક શીકારીઓ મળી ગયા. એમણે આ લોકોને ખરે રસ્તે ચડાવ્યા, અને આગળનો માર્ગ પણ બતાવ્યો. રસ્તામાં કાળો પર્વત આવ્યો. એને પણ હુએનસંગ ઓળંગી ગયો અને કપિશા રાજ્યની હદમાં આવી પહોંચ્યો.



## ૨૭

## શરક સંઘારામનો જીર્ણોદ્ધાર

કપિશામાં તે વખતે ક્ષત્રિયરાજા રાજ્ય કરતો હતો. એ બહુ પરાક્રમી અને હોંશીઆર હતો. એણે પોતાના ચાતુર્યથી આજુ બાજુનાં દશ રાજ્યો જીતી એમાં પોતાની હકુમત બેસાડી હતી.

કપિશાના રાજ્યમાં : એ રાજાને જ્યારે ખબર મળી કે ઠેઠ ચીન દેશથી હ્યુએનસંગ એના સાથિયો સાથે અહીંથી જાય છે ત્યારે પોતે રાજ્યના બધા ભિક્ષુઓને સાથે લઈ નગર બહાર ગયો અને બહુજ આદરમાન સાથે એને પોતાના પાટનગરમાં લઈ આવ્યો.

આ રાજ્યમાં પુષ્કળ સંઘારામો અને વિહારો હતા. દરેક સંઘારામ અને વિહારનો ભિક્ષુ પોતાના સંઘારામમાં હ્યુએનસંગ ઉતારો કરે એમ ઇચ્છતો હતો. એટલે દરેક જણે એને ખૂબ આગ્રહ કર્યો. હ્યુએનસંગને ક્યાં જવું તેની કંઇ સૂઝ પડી નહિં.

શરક વિહારમાં: પણ એટલામાં શરક નામના વિહારના ભિક્ષુઓ એને આવી મળ્યા. એમણે કહ્યું, “આપ ચીન દેશથી આવો છો અને આ સંઘારામ હાન દેશના રાજાના રાજકુમારોએ બંધાવ્યા છે. એ રાજકુમારો અહીંના કનિષ્ક

મહારાજના દરબારમાં ત્યાંના પ્રતિનિધિ તરિકે આવ્યા હતા. પછી એ લોકો અહીંજ રહ્યા હતા. હવે આપજ નિર્ણય કરી લ્યો કે તમારે ક્યાં ઉતરવું જોઇએ. આખરે હ્યુએન-સંગને એ લોકોનું આમન્ત્રણ સ્વીકારવું પડયુ.

નવાઇની વાત : શરક સંઘારામમાં એણે એક નવાઈની વાત સાંભળી. ભિક્ષુઓએ કહ્યું, "આ સંઘરામની મરામત માટે એ રાજકુમારોએ ભગવાનના મંદિરના પૂર્વ દ્વારની દક્ષિણ દિશામાં પુષ્કળ ધન દાટી એના ઉપર વૈશ્રવણની મૂર્તિ બેસાડી છે. એ ધન ખોદી કાઢવા ઘણી વખત પ્રયત્નો કરવામાં આવ્યા પણ કોઈ ખોદી શકતું નથી.

ચમત્કાર : એક વખત એક દુષ્ટ રાજાએ ભિક્ષુઓનું આ ધન ખોદી લૂંટી લેવાનો વિચાર કર્યો. અસંખ્ય માણસોને કોદાળી પાવડા આપી કામે વળગાડયા. પણ મૂર્તિ નીચે પાવડો પડતાંજ ધરતીકંપ થયો અને વૈશ્રવણની મૂર્તિ ઉપરનો પોપટ પાંખો ફફડાવી જોરથી ચીસો પાડવા લાગ્યો અને રાજાના માથા પર ગોળ ગોળ ફરવા લાગ્યો. રાજા અને માણસો ભયના માર્યાં જમીન પર ઢળી પડયાં અને ઉઠી ઉઠી પોતાને ઘેર ન્હાસી ગયાં.

મરામતની જરૂર : અહીંના સંઘારામની સ્તૂપ બાજુની એક દિવાલ તૂટી ગઈ છે તથા સ્તૂપને પણ મરામત કરવાની છે. એ મરામત માટે ખોદવાનો પ્રયત્ન અહીંના શ્રમણોએ કર્યો હતો. તે વખતે પણ ભૂકંપ થયો હતો અને ઉપરના પોપટે કોલાહલ મચાવી દીધો હતો. ત્યાર પછી ત્યાં જવાની કોઇની હીંમત થતી નથી.

ભિક્ષુઓએ હ્યુએનસંગને પ્રાર્થના કરી કે સંઘારામ બહુ જગાએથી પડી ગયો છે અને સ્તૂપનો થોડાજ વખતમાં તૂટી પડવાનો સંભવ છે. આપ કૃપા કરી એ દાટેલું ધન ખોદાવી એમાંથી જીર્ણોદ્ધાર પુરતું દ્રવ્ય મેળવી શકો તો બહુ ઉપકાર થશે. આપ એ દેશમાથી આવો છો એટલે આપના ખોદવાથી કંઈ ઉત્પાત નહિં થાય એમ લાગે છે."

હ્યુએનસંગની પ્રાર્થના :

હ્યુએનસંગે એમની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને જ્યાં એ વૈશ્રવણની મૂર્તિ હતી ત્યાં ભિક્ષુઓ સાથે ગયો. ત્યાં જઈ ધુપ કર્યો અને વૈશ્રવણની પ્રાર્થના કરવી શરૂ કરી:– "હે દેવ! રાજકુમારોએ જે ધન અહીં દાટયુ છે એનો ઉદ્દેશ સંઘારામની મરામત તથા ધર્મકાર્યમાં મદદ, એવો છે. હવે એવા કામમાં એ ધન વાપરવાનો સમય આવી પહોંચ્યો છે. આપ અમારા હૃદયના આ ભાવને જાણો છો. તો કૃપા કરી થોડા સમય માટે આપનો પ્રભાવ અહીંથી લઈ લો તો અમે ખોદીને અહીંથી ધન કાઢીએ."

સંકલ્પ :

પ્રાર્થના પૂરી થયા પછી ત્યાંજ આગળ હ્યુએનસંગે સંકલ્પ કર્યો, "હું હ્યુએનસંગ જાતે મારી દેખરેખ નીચે ધન કઢાવીશ અને જરૂર પૂરતુંજ મરામત કરાવવામાં વાપરીશ, એનો દુરૂપયોગ નહીં થવા દઉં. એના આપ સાક્ષી છો."

એ પ્રમાણે સંકલ્પ કરી ખોદનારાઓને ખોદવાની આજ્ઞા આપી. ખોદવાનું શરૂ કર્યું અને ખોદાવા લાગ્યુ છતાં કોઈનો વાળ પણ વાંકો ન થયો. સાત આઠ ફુટ ખોદતાંજ તાંબાનો એક ચરૂ નિકળ્યો. એને ઉઘાડી જોયો

તો અંદર સેંકડો સોનાના સીક્કા તથા હજારો મોતી ભરેલાં હતાં. બધા ખુશ ખુશ થઈ ગયા અને હુએનસંગને પગે પડયા.

હુએનસંગે એ સંઘારામમાં વર્ષાવાસ કર્યો અને પોતાની હાજરીમાંજ બધી મરામત કરાવી લીધી. *મરામત થઇ ગઇ:*

ત્યાંનો રાજા મહાયાનનો અનુયાયી હતો અને ધર્મચર્ચા તથા શાસ્ત્રાર્થ કરાવવાનો બહુ શોખીન હતો. એણે હુએનસંગને વિનંતિ કરી કે, "દૈવયોગે આપ અહીં આવી ચડયા છો તો આપની આજ્ઞા હોય તો ધર્મચર્ચા અને શાસ્ત્રાર્થ માટે હું ગામે ગામથી પંડિતો બોલાવી પરિષદ ભરાવું." હુએનસંગે રાજાની માગણીનો સ્વીકાર કર્યો.

રાજાએ પરિષદ બોલાવી. પાંચ દિવસ સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો. હુએનસંગ એકેએક નિકાયનો અભ્યાસી હતો. એટલે જે જે યાન અને નિકાય વિષે જેમણે જેમણે શંકાઓ તથા પ્રશ્નો કાઢયા તે સર્વને એણે સંતોષ્યા. *શાસ્ત્રાર્થ:*

એની વિદ્વત્તા અને બુધ્ધિ જોઈ સૌ કોઈ અચંબો પામ્યુ. સૌએ એની ખૂબ પ્રશંસા કરી. રાજા પણ હુએનસંગપર બહુ પ્રસન્ન થઈ ગયો. એણે એને પાંચ થાન રેશમી કામદાનના તથા બીજી ઘણી મૂલ્યવાન વસ્તુઓ ભેટ આપી. *પારિતોષિક:*

વર્ષાવાસ પૂરો કરી પોતાના સાથિયો સાથે કપીશાથી પૂર્વ દિશા તરફ એણે કુચ કરી. વચમાં કાળો પહાડ ઓળંગી ઘણે દિવસે એ લમઘાન પહોંચ્યો. ત્યાં ત્રણ દિવસ થાક ખાઈ દક્ષિણ દિશાએ આવેલી એક ન્હાની *ભગવાન બુદ્ધ આકાશ માર્ગે જતા:*

ટેકરી પર પહોંચી ગયો. આ ટેકરીપર એક ન્હાનો સરખો સ્તૂપ બાંધેલો હતો. ત્યાંના રહેવાસીઓએ કહ્યું, "ભગવાન બુદ્ધદેવ જ્યારે દક્ષિણ દિશા તરફથી અહીં આવતા ત્યારે અહીંજ રહેતા અને આગળ ઉત્તરમાં જવું હોય તો પણ અહીંથી પગે ચાલીને જતા નહિં. કારણ કે એ બધો પ્રદેશ મ્લેચ્છ લોકોનો છે. જ્યારે જવું હોય ત્યારે બુદ્ધ ભગવાન આકાશ માર્ગે અહીંથી જતા અને ઉપદેશ કરી આવી પાછા અહીંજ આવતા.



## ૨૮

## ભગવાનની છાયાનાં દર્શન

હ્યુએનસંગ આ નાની ટેકરી ઓળંગી નગરહારના રાજ્યમાં આવી પહોંચ્યો. નગરહારની રાજધાનીથી દક્ષિણ પૂર્વ દિશામાં અશોકનો એક મોટો સ્તૂપ હતો. આ જગાએ બોધિસત્વે બીજા અસંખ્યેય કલ્પમાં દીપંકર બુદ્ધ પાસેથી એવું વરદાન મેળવ્યું હતું "કે હવેના કલ્પમાં તમે બુદ્ધત્વને પ્રાપ્ત થશો."

નગરહાર-ના રાજ્યમાં :

અહીં આવી હ્યુએનસંગે દર્શન તથા પૂજા કર્યાં. એક વૃદ્ધ શ્રમણે આવી જગાનું માહાત્મ્ય વધારવા એને કહ્યું, "અહીં આગળ અસંખ્યેય કલ્પમાં બોધિસત્વે દીપંકર બુદ્ધના રસ્તામાં પોતાનું મૃગચર્મ તથા પોતાની જટા પાથરી હતી. વળી આ જગાએ ફૂલ ચડાવ્યાં હતાં.

ભોમિયાને દીધેલી ભૂલથાપ :

હ્યુએનસંગે તરત શંકા કાઢી, "ગુરુજી! બોધિસત્વે તો પોતાની જટા બીજા કલ્પમાં બીછાવી હતી. તે દિવસથી આજ સુધીમાં તો કેટલાયે યુગ બદલાઈ ગયા. દરેક યુગને અંતે આખી પૃથ્વીનો નાશ થાય છે અને પાછી આખા સંસારની નવેસર ઉત્પત્તિ થાય છે. જ્યારે પૃથ્વીનો નાશ થાય છે ત્યારે સુમેરૂ સુધ્ધાં પ્રલયમાં લીન

થાય છે. તો પછી આટલા બધા યુગ બદલાયા પછી આ સ્થાન એવું ને એવું શી રીતે જોવામાં આવે ?"

વૃદ્ધે જવાબ આપ્યો, "દરેક પ્રલય વખતે આ સ્થાનનો નાશ થાય છે એ વાત સાચી પણ જેમ સંસારની ઉત્પત્તીની સાથે જ સુમેરૂ પર્વતની રચના હતી તેમ થઈ જાય છે તેવી રીતે આ સ્થાન પણ હતું એવુંજ બની જાય છે."

ઉષ્ણીષ ધાતુનો ગોળો : આ જગાએથી દક્ષિણ-પૂર્વ-દિશામાં એક ટીવરીપાર હિહ્રા નામે સ્થાન હતું. ત્યાં બે મજલાવાળા એક વિહારમાં તથાગતની ઉષ્ણીષ ધાતુ હતી. એ ધાતુનો ગોળો એક ફુટ બે ઇંચ વ્યાસનો હતો અને રંગે પીળાશ પડતા સફેદ રંગનો હતો. બાણુના ગોભા એના પર સ્પષ્ટ દેખાતા હતા. એ ધાતુને એક રત્નજડિત પેટીમાં રાખવામાં આવતી અને પૂજા વખતે દરરોજ બહાર કાઢવામાં આવતી.

ભાવિક ભક્તો, રેશમી કપડાપર ચંદન ચોપડી એનાપર એ ધાતુ દબાવતા એટલે લુગડાપર છાપ પડતી. એ છાપપરથી ત્યાંનો પૂજારી તેમનું શુભાશુભ ફલ જોઈ આપતો.

હ્યુએનસંગ તથા બીજા બે શ્રમણોએ આ પ્રમાણે છાપ લીધી. તો હ્યુએનસંગના કપડા પર બોધિ વૃક્ષનું ચિત્ર પડયું. એક શ્રમણને બુદ્ધની મૂર્તિ આવી અને બીજાને કમળની આકૃતિની છાપ આવી.

ફલ-જ્યોતિષ: પૂજારીએ હ્યુએનસંગની છાપ જોઈ કહ્યું, "આપને આવી છે એવી છાપ બહુજ ઓછા લોકને આવે છે.

એનું ફલજ્યોતિષ એ આવે છે કે આપને બોધિજ્ઞાનનો લાભ થશે.

આ જગાપર ભગવાન બુદ્ધદેવની ચક્ષુગોલક, સંગાતી અને દંડ પણ છે. ચક્ષુગોલક કેરી જેવડો અને એટલો સાફ અને ચકચકીત હતો કે સંપુટમાંથી પણ એનો ચળકાટ આંખને આંજી નાંખતો હતો. સંગાતી સ્વચ્છ કપાસના સુતરની અને નાજુક હતી. દંડ ચંદનના લાકડાનો અને સુઠ લોઢાની હતી.

નાગરાજ ગોપાલની ગુફા

હિદ્દામાં હ્યુએનસંગ પહોંચ્યો, ત્યાં એને ખબર પડી કે દીપંકર બુદ્ધના સ્થાનથી દક્ષિણ-પશ્ચિમ દિશામાં નાગરાજ ગોપાલની ગુફા છે. ત્યાં તથાગતની છાયા દેખાય છે. હ્યુએનસંગે ત્યાં જઈ દર્શન કરી આવવાની ઇચ્છા દર્શાવી.

પણ ત્યાંના લોકોએ કહ્યું, "ત્યાં જવાનો રસ્તો તદ્દન ઉજ્જડ અને ભયંકર છે. લુંટારાનો ભય જબરો છે. આ બે ત્રણ વર્ષમાં જે કોઈ ત્યાં ગયુ છે તેમાંથી કોઈએ સુખરૂપ પાછું આવ્યું નથી. સાથે આવેલા કપીશાના રાજદૂતે હ્યુએનસંગને ઘણું ઘણું સમજાવી વાર્યો પણ હ્યુએનસંગ એકનો બે ન થયો.

હ્યુએનસંગ કહેવા લાગ્યો, "હજારો કલ્પનાં પુણ્યો ભેગાં કરીએ તો પણ બહુ મહેનતે ભગવાનની ઝાંખી થાય છે. ત્યારે આ તો થોડાં ઘણાં સંકટોથી હારી જઈ એ ઝાંખી કરવાની તક ગુમાવવી એ મુર્ખાઈ નહિં તો બીજું શું? આપને જો બીક લાગતી હોય તો આપ

આગળ ચાલવા માંડો. હું એ ઝાંખી કરી આવી, તમને રસ્તામાં પકડી પાડીશ."

આ પ્રમાણે કહી હ્યુએનસંગ એકલો દીપંકર બુદ્ધના સ્થાન તરફ ચાલવા લાગ્યો. એટલે એના માણસોમાંથી છ જણ એની સાથે થયા. ત્યાં પહોંચી એક સંઘારામમાં ઉતર્યો અને કોઈ માણસ અથવા ભોમિયાની શોધ કરવા માંડી. બહુ શોધખોળને અંતે એક નાનો છોકરો મળ્યો. એણે કહ્યુ, સાથી આપને સંઘારામથી દૂર ગામની ભાગોળ આગળ મળી રહેશે. આપ મારી સાથે ત્યાં સુધી ચાલો. હ્યુએનસંગ એ છોકરાની સાથે સાથે ગયો અને ભાગોળ આગળજ રાત ગાળી.

સવારમાં હ્યુએનસંગને એક વૃદ્ધ બ્રાહ્મણ મળી ગયો. એણે કહ્યું, "ચાલો હું આપને ગોપાલ ગુહાનાં દર્શન કરાવુ."

હ્યુએનસંગે બ્રાહ્મણ સાથે ચાલવા માંડયું. થોડેક ગયા, અને રસ્તામાં પાંચ લુંટારૂ હાથમાં નાગી તલવાર લઈ એમનો રસ્તો રોકી ઉભા રહ્યા. હ્યુએનસંગે પોતાનાં ભગવાં વસ્ત્રો તરફ એમનું ધ્યાન ખેચ્યું, અને કહ્યું, હું તો એક ભિક્ષુ છું."

લુંટારૂ સાથે ભેટો :

પેલા લુંટારૂઓએ પ્રશ્ન કર્યો, "તમે ક્યાં જાઓ છો?"

"હું ગોપાલ ગુહામાં છાયાનાં દર્શન કરવા જાઉં છું."

લુંટારા કહે, "તમને ખબર નહોતી કે રસ્તામાં ધાડપાડુ મળે છે અને લોકોને હેરાન કરે છે?"

"હેરાન કરતા હશે. પણ આખરે એ પણ મનુષ્યો છે. કદાચ વાઘ અને સિંહનો ભય હોત તો પણ હું

દર્શન કરવા માટે આવ્યા વગર તો નજ રહેત. ત્યારે આ તો માણુસ જાત છે. એમનો મને શો ડર? એ તો બધા આપણા ભાઈઓ છે."

હુએનસંગનો આવો જવાબ સાંભળી લૂંટારા ત્યાંથી અદૃશ્ય થઈ ગયા અને એણે ગોપાલગુહાનો માર્ગ ઝાલ્યો.

આ ગુફા બે પર્વતની વચમાં આવેલી છે. પર્વતો ભીંતની માફક સીધા ઉભા છે. પશ્ચિમ તરફના પર્વત-પરથી પાણીનો એક ધોધ નીચે પડે છે. અને પાણી જમીનપર અથડાઈ અકેક મથોડુ ઊંચે ઊડે છે. પૂર્વ બાજુના પર્વતમાં પશ્ચિમાભિમુખ ગુફા છે. ગુફાનું દ્વાર અત્યંત સાંકડું અને ખૂબ અંધારાવાળું છે. બહુ સંભાળથી અંદર જવું પડે છે કારણ કે ગુફાદ્વાર આગળજ ધોધ પડતો હતો અને ત્યાંથી પાણી ગમે તેમ વહેતું હતું. રસ્તો બહુજ ખરાબ હતો.

**ગુફાની અંદર:** આખરે અનેક વિપત્તિઓ વેઠીને બહુ મહેનતે હુએનસંગ ગોપાલગુહા પહોંચ્યો. ત્યાં પહોંચી એ ગુફામાં પેઠો અને પૂર્વની ભીંત સુધી જઈ ત્યાંથી પચાસ ડગલાં પાછો હઠયો. ત્યાં પહોંચી પૂર્વ તરફનું મોં કરી ઉભો રહ્યો અને આજુબાજુ જોવા લાગ્યો.

પહેલાં તો એણે કશુંય દીઠું નહિં, એટલે એના મનમાં બહુ દુઃખ થયુ. એણે દુઃખી હૃદયે ઉભા રહી સૂત્રોના પાઠ તથા ગાથા ભણવા માંડી અને દરેક વખતે જમીનપર પડી સાષ્ટાંગ નમસ્કાર કરવા માંડ્યા. એકસો નમસ્કાર થયા ત્યારે પ્રકાશનો એક ગોળો એના જોવામાં આવ્યો પણ તરતજ એ અદૃશ્ય થયો. થોડી વાર પછી

પાછો દેખાયો અને પાછો અલોપ થઈ ગયો. હ્યુએનસંગે નિશ્ચય કર્યો હતો કે "ભગવાનનાં દર્શન કર્યા વગર હું અહીંથી ખસવાનો નથી."

બસો નમસ્કાર પછી દર્શન :

જ્યારે બસો નમસ્કાર થયા ત્યારે આખી ગુફામાં તેજ તેજ ખિંખાકાર થઈ રહ્યું. અને એ તેજમાં ભગવાનની છાયા ભીંત પર જોવામાં આવી. જેમ વાદળ ફાટી વીજળી તેજ આપ્યા કરે તેમ ગુફાનું અંધારૂં મટી ગયુ અને અંદરથી પ્રકાશ બહાર નિકળ્યો. એ પ્રકાશમાં ભગવાનની સોનેરી છાયા દેખાતી હતી. મુખ સ્પષ્ટ દેખાતું હતું. કશાયવસ્ત્ર ધારણ કરી ભગવાન કમલપર બિરાજ્યા હતા અને એમની એક બાજુ બોધિસત્વ અને બીજી બાજુ ભિક્ષુસંઘ દેખા દેતો હતો.

એક સાથીને દર્શન ન થયાં :

હ્યુએનસંગે દર્શન બરાબર કરી લીધાં. પછી પોતાના બ્હાર ઉભા રહેલા છ સાથિયોને દેવતા તથા ધુપ અંદર લઈ આવવા કહ્યું. જેવો ધુપ અંદર આવ્યો કે તરત જ છાયા અદ્રશ્ય થઈ ગઈ. એટલે હ્યુએનસંગે દેવતા ઓલવી નાંખ્યો અને પાછી જ્યારે ખૂબ પ્રાર્થના કરી ત્યારે એ તેજોમયી મૂર્તિ દેખાવા લાગી. સાથે આવેલા છ માંથી પાંચ સાથીને એ છાયાનાં દર્શન થયાં અને એકને ન થયાં.

જે વખતે છાયાનાં દર્શન થતાં હતાં તે જ વખતે હ્યુએનસંગે ભગવાનની પ્રાર્થના કરી, ફુલ ચઢાવ્યાં અને ધુપ કર્યો. પછી છાયા અલોપ થઈ ગઈ.

એટલે ગુફામાંથી બહાર આવી હ્યુએનસંગ પાછો ફર્યો અને પોતાનાં માણસોને રસ્તામાં જ મળી ગયો. પછી સૌ પર્વત ઓળંગી દક્ષિણ પૂર્વ દિશામાં મજલ કરતે કરતે કેટલેક દિવસે ગાંધાર દેશમાં આવી પહોંચ્યા.

## ૨૯
## પ્રયાગમાં

ગાન્ધારની રાજધાની તે વખતે પુરૂષપુર એટલે હાલનું પેશાવર હતી. પેશાવરની ઉત્તર પૂર્વ દિશાએ એક પ્રાચીન સ્તૂપ હતો. ત્યાં આગળ ભગવાન બુદ્ધદેવનું પાત્ર હતું. પણ હ્યુએનસંગ ત્યાં ગયો તે વખતે એ પાત્ર કોઈ બીજા પ્રાંતમાં ગયુ હતું.

પેશાવર-માં :

નગરની દક્ષિણ-પૂર્વ દિશામાં આશરે અઢી ત્રણ માઇલ પર એક મોટું સો ફુટ ઉંચું પીપળાનું ઝાડ હતું. એ ઝાડ પાસે જ કનિષ્કનો મોટો ચારસો ફુટ ઉંચો સ્તૂપ હતો. આ સ્તૂપ એટલો બધો સુંદર હતો કે આખા હિન્દુ સ્થાનમાં એની બરોબરી કરી શકે એવો એક પણ બીજો સ્તૂપ હતો નહિં. સ્તૂપની નજીક ભગવાન બુદ્ધદેવની અનેક મૂર્તિઓ હતી.

ચારસો ફુટ ઉંચો સ્તૂપ :

અહીંથી ઉત્તર પૂર્વ દિશામાં તેત્રીસ માઇલ પર એક નદી પાર કરવાથી પુષ્કલાવતી નગરી આવતી હતી. ત્યાં અનેક સ્તૂપો અને સંઘારામો હતા. વળી આ જગાએજ બોધિસત્ત્વે અનેક જન્મો લઈ પોતાના શરીર સુદ્ધાંનું દાન કરી દીધું હતું.

આ પુષ્કલાવતી નગરી પાસે આવેલાં જુદાં જુદાં તીર્થોની યાત્રા કરતે કરતે હ્યુએનસંગ ઉદખંડ આવી પહોંચ્યો. ઉદખંડથી પહાડ પર્વતો ઓળંગતો ઓળંગતો ફળદ્રુપ જમીનપર આવ્યો.

પર્વત પરથી ફળદ્રુપ જમીન પર :

## ૩૦

## ૧૦૦ ફુટ ઉંચી લાકડાની પ્રતિમા

સુવાસ્તુ નદીનો કિનારો :

આ પ્રદેશપર સુવાસ્તુ નદી વહેતી હતી. નદીને બન્ને કિનારે સેંકડો સંઘારામ હતા. પરંતુ અત્યારે તો એ બધા, ખંડિયેરની હાલતમાં, નિર્જન પડ્યા હતા. એ નગરના રાજાનું નામ મંગલી હતું.

બોધિસત્વે ક્ષાંતિ ઋષિનો જન્મ જે જગાએ લીધો હતો, તે સ્થાન મંગલી નગરની પૂર્વે ચાર પાંચ લી દૂર આવેલું હતું. આ સ્થાનથી ઉત્તર પૂર્વ દિશાએ લગભગ ૨૫૦ લી દૂર અપલાલ નામનું ઝરણ આવેલું હતું. આ ઝરણમાંથી જ સુવાસ્તુ નદી નીકળતી હતી. આ અપ-લાલ નામના ઝરણાની દક્ષીણ પશ્ચિમ દિશાએ ૩૦ લી દૂર એક શિલા પર ભગવાનનાં પગલાં હતાં.

પવિત્ર શિલા :

બોધીસત્વે પોતાનાં કશાયવસ્ત્રો ધોઇને જે શિલાપર સુકવ્યાં હતાં, એ શિલા, આ નદીના પ્રવાહની દિશામાં લગભગ ૩૦ લી દૂર આવેલી હતી. આ શિલાપર તથાગતે પોતાનાં ભગવાં વસ્ત્રો ધોઇને સુકવ્યાં હતાં. વસ્ત્રોના તાણાવાણાનાં ચિન્હો એ શિલાપર આજે પણ દેખાતાં હતાં.

નગરની દક્ષિણે ૪૦૦ લી દૂર હિલો નામનો પર્વત આવેલો હતો. આ પર્વતપર બોધિસત્વે યક્ષની અડધી કથા સાંભળી પોતાનું આખું શરીર સમર્પણ કર્યું હતું. પશ્ચિમ દિશાએ "રોહતક"નો સ્તૂપ હતો. આ જગાપર બોધિસત્વે મૈત્રબલરાજનો જન્મ લઈ પાંચ યક્ષોને પોતાના શરીરનું માંસ કાપી કાપીને આપ્યું હતું.

દેહ સમર્પણ:

ઉત્તર-પૂર્વ દિશામાં ૩૦ લી પર એક અદ્‌ભૂત સ્તૂપ હતો. કહે છે કે આ જગાએ તથાગતે મનુષ્યો અને દેવતાઓને ધર્મનો ઉપદેશ આપ્યો હતો. એ બધાના ગયા પછી પૃથ્વી ફાટી અને તેમાંથી આ સ્તૂપ નિકળી આવ્યો હતો.

મંગલી નગરથી ઉત્તર પશ્ચિમ દિશામાં મુસાફરી કરતાં વચમાં એક પર્વત ઓળંગવો પડયો. પર્વત ઓળંગતાં અનેક વહેળા અને ખડક પસાર કરવા પડ્યા. કેટલીક જગાએ તો લોખંડની સાંકળોથી બનાવેલા પુલ પરથી પસાર થવું પડયું. કેટલીએ મુસિબતો વેઠીને આખરે ઉદ્યાનની પ્રાચીન રાજધાની "દરિલ"માં હ્યુએનસંગ આવી પહોંચ્યો.

રાજધાની "દરિલ" માં:

અહીં દરિલમાં એણે મૈત્રેય બોધિસત્વની મૂર્તિનાં દર્શન કર્યાં. આ મૂર્તિ લાકડાની હતી અને સો ફુટ ઉંચી હતી. કહે છે કે એક મધ્યાંતિક નામના અર્હતે પોતાના યોગબળથી એક શીલ્પીને તુષિત નામના સ્વર્ગમાં મોકલી મૈત્રેયની આબેહૂબ મૂર્તિ બનાવરાવી હતી.

દૈવી મૂર્તિ:

દરિલથી હ્યુએનસંગ પાછો ઉદખંડ આવ્યો. ત્યાંથી સિંધુ નદી પાર કરીને તક્ષશિલા પહોંચ્યો. ત્યાંથી ઉત્તર,

તક્ષશિલા:

દિશામાં એક જોવા લાયક સ્થળ હતું. એ સ્થળ પર બોધિસત્વે ચન્દ્રપ્રભાનું સ્વરૂપ લઈને પોતાનું માથું-શિર-કાપીને દાનમા આપી દીધું હતું. શિર કાપીને આપ્યુ તે પરથી એ સ્થળનુ નામ તક્ષશિરા પડ્યુ અને તક્ષશિરાનું રૂપાન્તર તક્ષશિલા થયુ એમ કહેવાય છે.

તક્ષશિલાથી હ્યુએનસંગ સિંહપુર આવ્યો. ત્યાં એને એવી ખબર મળી કે તક્ષશિલાની ઉત્તરે સિંધુ નદી પાર કરીને એક સ્થળ છે. ત્યા બોધિસત્વે પોતાનું શરીર વાઘણનાં ભૂખ્યા બચ્ચાંને ખવરાવી દીધુ હતું. એટલે એને એ સ્થળ જોવાની ઇચ્છા થઈ.

હ્યુએનસંગ પાછો તક્ષશિલા આવ્યો. ત્યાંથી ઉત્તરે જઈ સિન્ધુ નદી ઉતરી અને ત્યાંથી દક્ષિણ પૂર્વ દિશામાં ૨૦૦ લી સુધી રસ્તો કાપ્યો, ત્યારે એક પર્વતની ગુફામાં થઈને એ સ્થાનપર પહોંચી શકાયુ. ત્યાંની જમીન તથા માટી લાલ રંગની હતી અને ઝાડનાં પાદડાં સુદ્ધાં લાલ રંગનાં હતાં. ત્યાંથી એક પર્વત ઓળંગી ઉટષ્ણ નામના જનપદમાં આવી પહોંચ્યો.

કાશ્મીરને રસ્તે: ત્યાંથી આગળ દક્ષિણ પૂર્વ દિશામાં ડુંગરાપર ડુંગરા ઓળંગતે ઓળંગતે તથા લોખંડની સાંકળથી બનેલો પુલ ઉતરી લગભગ ૧૦૦૦ લી સુધી મુસાફરી ચાલુ રાખતાં કાશ્મીરમાં એ આવી પહોંચ્યો.

## ૩૧

## કાશ્મીરમાં વિદ્યાધ્યયન

જ્યારે કાશ્મીરના રાજાએ હુએનસંગના આગમનના સમાચાર સાંભળ્યા ત્યારે એણે પોતાની માને તથા નાના ભાઈને રથ લઈને હુએનસંગને તેડવા મોકલ્યાં. રાજાના નાના ભાઈએ રાજ્યની પશ્ચિમે એક મોટા પર્વતની ખીણ આગળથી પ્રવાસ શરૂ કર્યો. અને રસ્તામાં આવતા સંઘારામ તથા વિહારોનાં દર્શન કરાવી હુએનસંગને રાજધાનીમાં આણ્યો.

કાશ્મીરના રાજાનું સ્વાગત :

હુએનસંગના આવતા પહેલાં કાશ્મીરના એક ભિક્ષુને સ્વપ્ન થયું હતું. સ્વપ્નમાં કોઈ દેવતાએ એ ભિક્ષુને કહ્યું, "મહાન ચીન દેશથી એક ભિક્ષુ અહીં આવે છે. એ અહીં ધર્મગ્રંથોનું અધ્યયન તથા તીર્થાટન કરવા આવે છે." ભિક્ષુએ જવાબ આપ્યો, "અમે તો એનું નામે સાંભળ્યું નથી." ત્યારે દેવતા બોલ્યા. "એ શ્રમણ સાથે તો ઘણા દેવતા છે. એ બધા દેવતા અહીં આવવા માગે છે. માટે ઊઠો અને તેમનો સ્વાગત-સત્કાર કરો. આમ સૂઈ રહો તો દેવતા તમારે આંગણે નહિ આવે. સાફ ઝાડઝૂડ કરો અને સત્કાર માટે તૈયાર થઈ જાવ."

સ્વપ્ન :

ભિક્ષુ ઊંઘમાંથી જાગી ઊઠ્યો, અને બાકીની રાત જાગ-

પૂજામાં ગાળી. સવાર થતાં બીજા ભિક્ષુઓને એણે પોતાના સ્વપ્નાની હકીકતથી વાકેફ કર્યા. એ લોકો પણ પાઠપૂજા અને સત્કારની તૈયારીમાં ગૂંથાયા.

સરઘસ : ઘણે દિવસે હ્યુએનસંગ રાજધાની પાસેની એક ધર્મશાળામાં આવી પહોંચ્યો. રાજાને જ્યારે ખબર મળી કે હ્યુએનસંગ રાજધાની પાસે આવી પહોંચ્યો છે ત્યારે દરબારીઓ, અમાત્ય, દિવાન તથા રાજ્યના બધા ભિક્ષુઓ વગેરેને સાથે લઈ એ સામો ગયો. રાજા સાથે લગભગ હજાર માણસ તો પ્રજામાંનું હતું. રસ્તે ધજા પતાકા ઉડાડતા ફુલ ઉછાળતા અને ધુપથી મ્હેંક મ્હેંક થતા સરઘસને લઈ રાજા હ્યુએનસંગના ઉતારાવાળી ધર્મશાળામાં આવી પહોંચ્યા.

રાજાએ ત્યાં આવી હ્યુએનસંગને પ્રણામ કર્યા અને પુષ્પાદિથી વિધીપૂર્વક પૂજા કરી. પછી હાથીપર બેસાડી વાજતે ગાજતે હ્યુએનસંગને નગરમાં આણ્યો, અને જયેન્દ્ર નામના વિહારમાં ઉતારો આપ્યો.

ખાણા માટે આમંત્રણ: બીજે દિવસે રાજાએ હ્યુએનસંગને પોતાના રાજમહેલમાં ભિક્ષા લેવા આમંત્રણ આપ્યું. ભિક્ષામાં ભાતભાતનાં પક્વાન્ન પીરસ્યાં હતાં. ભોજન સમયે રાજાએ ગામના બીજા દસ વિદ્વાન ભિક્ષુઓને પણ નોતર્યા હતા. જમણ પૂરૂં થયું એટલે રાજાએ પોતાના ભિક્ષુઓને વિનંતિ કરી કે આપ સૌ ભેગા થઇને કંઇ ધર્મચર્ચા કરો.

અભ્યાસની સગવડઃ પરંતુ હ્યુએનસંગે કહ્યું, "હું તો અહીં અભ્યાસ કરવા આવ્યો છું. તે ઉપરાંત મારો ઉદ્દેશ ધર્મગ્રંથોની શોધખોળ કરી તેનો પણ અભ્યાસ કરી લેવાનો છે."

રાજાએ હ્યુએનસંગનું કહેવું સાંભળ્યું અને એના અધ્યયન માટે સગવડ કરી આપી વીસ લહીઆઓ તથા પાંચ નોકરોને હ્યુએનસંગની તહેનાતમાં રાખી આપ્યા. નોકરોને ખાસ ફર્માન કરવામાં આવ્યુ કે હ્યુએનસંગને જે જે વસ્તુની જરૂરિયાત જણાય તે સર્વ વસ્તુ રાજ્યના ખર્ચે તાબડતોબ આણી આપવી.

જયેન્દ્ર વિહારનો મહાસ્થવિર ૭૦ વર્ષનો બુઢ્ઢો હતો અને ખૂબ વિદ્વાન હતો. હ્યુએનસંગ જેવા સુપાત્ર વિદ્યાર્થીને જોઈ એ ખૂબ રાજી રાજી થઈ ગયો. ઘણા વ્હાલથી એણે એને પોતાની પાસે રાખ્યો અને વિદ્યા શીખવવા માંડી

શારદાપીઠ કાશ્મીર :

હ્યુએનસંગ સવારમાં કોષનું, સાંજે ન્યાયનું તથા રાત્રે હેતુ–વિદ્યાનું અધ્યયન કરતો હતો. અભ્યાસ વખતે બીજા ઘણા વિદ્વાન ભિક્ષુઓ પણ ભણવા માટે ત્યાં એકઠા થતા. એ સમયમાં કાશ્મીર વિદ્યાધ્યયન માટે એક મોટી શારદાપીઠ ગણાતું હતું; તેથી કરીને દૂર દેશાવરથી પણ લોકો અભ્યાસ કરવા ત્યાં આવતા.

કાશ્મીરના જયેન્દ્ર વિહારમાં હ્યુએનસંગે બે વર્ષ ગાળ્યાં અને અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો. બીજા ભિક્ષુઓ એની બુદ્ધિ અને ગ્રહણશક્તિ જોઈ ચકિત થઈ જતા. ચીનના એ મહાન શ્રમણને અદ્ભૂત ગણી સૌ કોઇનાં મસ્તક એના તરફ નમી જતાં. એ શ્રમણ અજોડ લાગતો.

પરિષદ :

કાશ્મીરના રાજાએ એક વખત વિદ્વાનોની એક મોટી પરિષદ બોલાવી. એ પરિષદમાં આવવા એ સમયમાં

ખૂબ વિદ્વાન ગણાતા દરેક ભિક્ષુને આમંત્રણ અપાયાં હતાં. એટલે વિદ્વાન ભિક્ષુ વિશુદ્ધસિંહ, જિનબન્ધુ, સુગતમિત્ર, વસુમિત્ર, સૂર્યદેવ, જિનત્રાત વગેરે મોટા મોટા માણસો હાજર રહ્યા હતા. બધાએ ભેગા થઈને હ્યુએનસંગની પરિક્ષા લીધી. જુદાં જુદાં શાસ્ત્રોમાંથી ઝીણી ઝીણી વિગતો એને પૂછવામાં આવી.

પણ હ્યુએનસંગે દરેકે દરેક પ્રશ્નના વિસ્તારથી એવા સરસ ખુલાસા કર્યા કે દરેક જણે એના ઉંડા અભ્યાસનાં તથા વક્તૃત્વશક્તિનાં મુક્તકંઠે વખાણ કર્યાં.

બહુ પ્રાચીન કાળથી કાશ્મીર વિદ્યાભ્યાસ માટે વખણાતું હતું. અહીં કનિષ્કે પોતાના સમયમાં 'ચતુર્થ-ધર્મ-સંગિની'ને આમંત્રણ આપ્યું હતું. એમાં ૫૦૦ અર્હંત હાજર રહ્યા હતા અને પારિપાર્શ્વક તરિકે હ્યુએનસંગ હતો. આ ધર્મસંગિની પરિષદમાં ત્રિપીટકનું ફરીથી પારાયણ કરવામાં આવ્યું. વળી ઉપદેશશાસ્ત્ર, વિભાષાશાસ્ત્ર, સૂત્રપીટક, અભિધર્મ તથા વિનયપિટક એ સર્વની ટીકાઓ તૈયાર કરવામાં આવી.

રાજ્યકેન્દ્રઃ આ દેશમાં મોટા મોટા વિદ્વાન અર્હંત આવી ગયા હતા. અને એમણે જ બૌદ્ધ ધર્મનાં શાસ્ત્રો અને ગ્રંથોની રચના કરી હતી. મહાયાનનું કાશ્મીર એ એક રાજ્ય-કેન્દ્ર હતું.

===

લુંટારા : હ્યુએનસંગ એક સુકા તળાવમાં થઇને એના સાથિયો સાથે નાસવા લાગ્યો અને મહામહેનતે તળાવને સામે કિનારે પહોંચી ગયો. તળાવમા થઇને નાસતા બીજા ઘણા માણસોને લુંટારાઓએ પકડી પાડયા, પણ હ્યુએન-સંગ પોતાના બે શ્રમણો સાથે એક ઝાડીમાં સંતાઈ ગયો. ઝાડી આગળ એક નાળું દેખાયુ, તેમાં થઈને હ્યુએનસંગ આગળ ને આગળ સંતાતો સંતાતો દૂર નીકળી ગયો.

એ જ્યાં આગળ શ્વાસ ખાવા ઉભો રહ્યો, ત્યાં ખેતરમાં એક બ્રાહ્મણ હળ ફેરવતો હતો. એણે ગભરાયલા માણ-સોને જોઈ એમને ઊભા રાખ્યા અને ગભરાવાનું કારણ પૂછયું. જ્યારે એણે લુંટારાની હકીકત સાંભળી ત્યારે તે બ્રાહ્મણે ખેડવાનું કામ પડતું મૂક્યું અને ગામમાં જઈ એંશી માણસોને ભેગા કરી લઈ આવ્યો.

લૂંટારા નાઠા : બ્રાહ્મણ પોતાના કાફલા સાથે લુંટારાની પાછળ પડયો. એમને જોઈ લુંટારા નાસી ગયા. પછી હ્યુએનસંગે પેલા તળાવમાં પોતાના સાથીઓની શોધ કરવા માંડી. એ બિચારા ત્યાં જ હાથપગ બંધાયલા પડયા હતા. હ્યુએન-સંગે એમને બંધનમાંથી છૂટા કર્યાં. પછી સૌ પેલા બ્રાહ્મણના ગામમાં ગયા. ગામ લોકોએ એમનાથી બની તેવી આગતા સ્વાગતા કરી.

રાત્રે લુંટારાના મારથી ત્રાસેલા સાથિયો રોકકળ કરી રહ્યા હતા પણ હ્યુએનસંગ હસતો જ બેસી રહ્યો હતો. એને હસતો જોઈ સાથિઓ બોલ્યા, અમારી માલમતા લઈ ગયા અને મહા મુશ્કેલીએ જીવ બચ્યા તે જોઈ તમને હસવું કેમ સૂઝે છે?

હુએનસંગે કહ્યું, "ભાઈ જીવ બચ્યો તો બધું બચ્યુ સાંત્વન : છે એમ જ સમજોને. પ્રાણ બચ્યા પછી ચિંતા શાની કરો છો ? જીવતા રહ્યા છો તો માલ મતા ફરી મળી રહેશે." એ સાંભળી સૌ રોતા બંધ થઈ ગયા, અને જેમ તેમ કરી રાત પસાર કરી.



# ૩૩

## ૭૦૦ વર્ષનો તપસ્વી

બીજે દિવસે સવારે એ ગામથી પ્રયાણ કરી ટક્કની પૂર્વ બાજુના નગરમાં સૌ આવી પહોંચ્યા. નગરની પશ્ચિમે એક આંબાવાડીયું હતું. ત્યાં એક ૭૦૦ વર્ષનો તપસ્વી બ્રાહ્મણ રહેતો હતો. એના દેખાવ પરથી જાણે ત્રીસ વર્ષનો હોય એવો એ દેખાતો હતો. એ તપસ્વી સાંખ્ય, વેદ યોગશાસ્ત્ર તથા બીજાં ઘણાં શાસ્ત્રોમાં પારંગત હતો. એના બે શિષ્યો સો સો વર્ષની ઉમરના હતા.

લાગણી : જ્યારે હુએનસંગને એ તપસ્વીનો ભેટો થયો ત્યારે તપસ્વી એને દેખીને ખૂબ પ્રસન્ન થયો અને બ્હાલથી પોતાની પાસે રાખ્યો. જ્યારે લુંટારાની વાત એણે સાંભળી ત્યારે પોતાના શિષ્યોને ગામમાં મોકલ્યા અને કહ્યું કે, "ગામના દરેક બૌદ્ધને ખબર આપો કે આખો સંઘ લૂંટાયો છે એમને મદદ કરો અને એમને માટે કંઈક ખાવાનું લાવો.

શિષ્યોએ ગામમાં જઈ વાત કરી કે, ચીનનો એક શ્રમણ હમારા આશ્રમમાં આવ્યો છે. એ અને એના સાથિયોને ચોરોએ લૂંટી લીધા છે. સૌ યથાશક્તિ મદદ કરે એમ અમે ઇચ્છીએ છિયે. પુણ્યનું કામ કરવાનું છે,

તરતજ લગભગ ૩૦૦ નગરજનો કપડાંલત્તાં ને ખાવાનું લઈ આંબા વાડીઆમાં આવી પહોંચ્યા. બધી વસ્તુઓ હ્યુએનસંગના ચરણ આગળ મૂકી સૌએ પ્રણામ કર્યા. હ્યુએનસંગે મંત્ર ભણી સૌને આશીર્વાદ આપ્યા તથા થોડો ઘણો ઉપદેશ કર્યો. ઉપદેશ કથા સાંભળી સૌ હરખમાં આવી ગયા અને પ્રસન્ન ચિત્તે નગરભણી પાછા વળ્યા. સુપાત્રે દાન અપાયાનો સંતોષ થયો.

બૌદ્ધો તરફથી સહાય :

હ્યુએનસંગે કપડાં લત્તાં તથા સામન પોતાના સાથિ-ઓને વહેંચી આપ્યો. વહેંચતાં વહેંચતાં પાંચ થાન વધ્યાં તે પેલા તપસ્વી બ્રાહ્મણને આપી દીધાં. આ જગાએ હ્યુએનસંગ એક મહિનો રોકાયો. તે દરમ્યાન શતશાસ્ત્ર તથા શતશાસ્ત્ર વૈપુલ્ય નામના ગ્રંથો એણે શીખી લીધા.

વિનીત પ્રભ :

ત્યાંથી પૂર્વ તરફ યાત્રા શરૂ કરી ચીનપતિ દેશમાં આવી એક વિહારમાં ઉતારો કર્યો. એ વિહારમાં વિનીત-પ્રભ નામના એક ખૂબ વિદ્વાન શ્રમણ રહેતા હતા. તેમની પાસે લગભગ ચૌદ મહિના રોકાઈ હ્યુએનસંગે અભિધર્મ પ્રકરણ તથા ન્યાયાવતાર વગેરે ગ્રંથોનું અધ્ય-યન કરી લીધું.

ચન્દ્રવર્મા :

ચીનપતિથી તમસાવનના સંઘારામમાં થઈને પૂર્વ ઉત્તર દિશા તરફ પ્રયાણ કરી જાલંધર નગરમાં આવી પહોંચ્યો. ત્યાં નગરધનના વિહારમાં ઉતારો કર્યો. એ વિહારમાં ચન્દ્રવર્મા નામના મહા વિદ્વાન શ્રમણ સાથે ઓળખાણ થયુ. એમની પાસેથી ચાર મહિનામાં વિભા-ષાશાસ્ત્રનાં પ્રકરણ આદિનો અભ્યાસ કરી લીધો.

હ્યુએનસંગ જાલધરથી કુલૂત પહોંચ્યો; અને ત્યાંથી એક પર્વત ઓળંગી સતલજ નદીની ઉત્તરે પાર્યાત્ર જનપદમાં થઈને મથુરા આવી પહોંચ્યો.

## ૩૪

## સ્તૂપ પૂજા

એ સમયમાં મથુરા બૌદ્ધોનું મુખ્ય ધામ મનાતું. ત્યાં સેંકડો સંઘારામો તથા સ્તૂપો હતા. સૌથી મોટો સંઘારામ પાર્વત સંઘારામ મનાતો. આર્ય ઉપગુપ્તે, એ બનાવરાવ્યો હતો એમ કહેવાય છે. સંઘારામની પાસે જ ઉત્તર દિશાએ વીસ ફુટ પહોળી અને ત્રીસ ફુટ લાંબી એક પત્થરની ગુફા હતી. એમાં વાંસના ચાર ચાર ઇંચના ટુકડાનો એક મોટો ઢગ માર્યો હતો. એ ઢગ આર્ય ઉપગુપ્તે ખડક્યો હતો.

**અર્હત દંપતિની ગણત્રી :** હુએનસંગને એમ કહેવામાં આવ્યું કે જ્યારે જ્યારે આર્ય ઉપગુપ્તના ઉપદેશથી કોઈ દંપતિ ( જોડું ) અર્હત પદ પ્રાપ્ત કરતું ત્યારે ઉપગુપ્ત આ ગુફામાં એક વાંસનો ટુકડો નાંખતા. એ રીતે નંખાયલા ટુકડાનો એ ઢગ હતો. કોઈ માણસ એકલો જ ઉપદેશથી અર્હત થતો, તો તેના નામનો ટુકડો નાંખવામાં આવતો નહોતો. ફક્ત દંપતિ માટે જ નાંખવામાં આવતો. આ ઉપગુપ્ત અશોકના ગુરુ હતા.

**સ્તૂપપૂજા:** તે વખતે આ દેશમાં અર્હતોના અને બોધિસત્વના સ્તૂપોની પૂજા કરવાનો રિવાજ હતો. સૂત્રપિટકો

અભ્યાસી પૂર્ણ મૈત્રેયના સ્તૂપની પૂજા કરતો. વિનય પીટકનો અભ્યાસી ઉપાલીના સ્તૂપની, અભિધર્મનો અભ્યાસી સારીપુત્રના સ્તૂપની, ધ્યાનનો અભ્યાસી મૌદ્દગાલયનના સ્તૂપની, અને શ્રમણો રાહુલના સ્તૂપની પૂજા કરતા હતા. મહાયાનના અનુયાયીઓ યથાભિમત બોધિસત્વોના સ્તૂપની પૂજા કરતા. વર્ષે વર્ષે ઉત્સવ વખતે આવી પૂજાઓ થતી. તે વખતે દૂર દૂરના લોકો ભેગા થતા અને મેળો જામતો.

મથુરાંથી હ્યુએનસંગ સ્થાનેશ્વર ગયો. ત્યાં કુરૂક્ષેત્ર જોયુ અને ત્યાંથી અનેક બૌદ્ધ તીર્થોનાં દર્શન કરતે કરતે સુઘ્ન જનપદમાં આવી પહોંચ્યો.



## ૩૫

## જયગુપ્ત અને મિત્રસેન સાથે મેળાપ

ગંગા દ્વાર : સુધ્ન પ્રદેશ સ્થાનેશ્વરની પૂર્વે આવેલો હતો અને સુધ્નની પૂર્વે ગંગા નદી વહી રહી હતી, જ્યારે ઉત્તરમાં યમુનોત્તરીનો પર્વત આવેલો હતો. સુધ્ન પ્રદેશની રાજધાનીનું નગર યમુના નદીના દક્ષિણ કિનારે આવેલું હતું. ત્યાંથી ગંગાનદી પર્વતોમાંથી રમતી કુદતી સરખી જમીન ઉપર ઉતરી આવતી હતી. સરખી જમીનપર પુષ્કળ ધર્મશાળાઓ બાંધેલી નજરે પડતી અને સ્નાન માટે અસંખ્ય મનુષ્યોની ભીડ ત્યાં જામતી. આ જગાએ જયગુપ્ત નામનો વિદ્વાન શ્રમણ રહેતો હતો. હ્યુએનસંગે આ શ્રમણ સાથે આખો શિયાળો અને અડધી ઋતુ ગાળી સૌત્રાંતિક નિકાયની વિભાષાનો અભ્યાસ કરી લીધો.

મિત્રસેન : ગંગાદ્વારથી હ્યુએનસંગ નદી ઉતરીને મતિપુર પહોંચ્યો. મતિપુરમાં તે વખતે એક શુદ્ર રાજા રાજ્ય કરતો હતો. ત્યાં મિત્રસેન નામના વિદ્વાન શ્રમણ સાથે એની મુલાકાત થઈ. મિત્રસેન એ ગુણપ્રભ નામના પ્રખર અભ્યાસીનો શિષ્ય થતો હતો.

ગુણપ્રભ : ગુણપ્રભ એક મોટો વિદ્વાન અને શાસ્ત્ર પારંગત માણસ હતો. એણે તત્ત્વવિભંગ વગેરે સેંકડો ગ્રંથો

રચ્યા હતા. એને પોતાના જ્ઞાનનું ખુબ જ અભિમાન હતું. દેવસેન અર્હંત એના પર ખુબ પ્રસન્ન થયા; ત્યારે ગુણપ્રભે એમને કહ્યું, આપ તુષિત–ધામમાં હંમેશ જાઓ છો તો કૃપા કરી મને પણ સાથે લઈ જાવ. મારે ભગવાન મૈત્રેયનાં દર્શન કરવાં છે અને કેટલીક શંકાઓનાં સમાધાન કરી લેવાં છે.

ગુણપ્રભની વિનંતિને માન આપી દેવસેન એને પોતાની સાથે તુષિત–ધામમાં લઈ ગયા. ત્યાં ભગવાન મૈત્રેયનાં દર્શન તો કર્યાં પણ એમને પ્રણામ ન કર્યાં. તે વખતે ગુણપ્રભના મનમાં એમ થયું કે હું ત્યાગી છું, મેં બધા સુખને તિલાંજલી આપી છે અને આ તો સંસારી અને સ્વર્ગસુખમાં રચ્યાપચ્યા છે. સંસારી કરતાં ત્યાગી શ્રેષ્ઠ છે માટે હું એમને પ્રણામ નહિ કરૂં; એમ કહી એણે પ્રણામ ન કર્યાં.

સંસારી કરતાં ત્યાગી શ્રેષ્ઠ:

ભગવાન મૈત્રેયે જોયું કે હજી આનામાં દંભ ભરેલો છે, એનામાંથી અભિમાન ગયુ નથી; એટલે એમણે ગુણપ્રભ સાથે કંઈ પણ વાતચીત કરી નહિં. ગુણપ્રભ દેવસેન સાથે તુષિત–ધામથી પાછો આવ્યો. એ પ્રમાણે ત્રણ વખત એ જઈ આવ્યો પણ એકે વખત એણે ભગવાન મૈત્રેય આગળ માથું નમાવ્યુ નહિં તેમ ભગવાને એની સાથે વાતચીત પણ કરી નહિં. એની શંકાઓ એના મનમાં જ રહી ગઈ.

અભિમાન:

જ્યારે ચોથી વાર એણે દેવસેનને તુષિત ધામમાં લઈ જવા વિનંતિ કરી ત્યારે દેવસેને એને પૂછયું, " તને ત્રણ ત્રણ વખત હું સાથે લઈ ગયો પણ તું ભગવાનને નમસ્કાર કેમ કરતો નથી ? "

પોતાનુ મંતવ્ય· ગુણપ્રભે જવાબ આપ્યો, "મૈત્રેય બોધિસત્વ ગમે એટલા મોટા હશે પણ એ સંસારી છે. ભલે એ સ્વર્ગમાં છે અને એમનો જન્મ દેવલોકોને ત્યા થયો છે અને ભવિષ્યમા એ બોધિજ્ઞાન પ્રાપ્ત કરશે; છતા સુખભોગમાં રચ્યા પચ્યા નથી લાગતા ? એમણે સંસારનો ત્યાગ કેમ નથી કર્યો ?

મે તો ઘરબારનો ત્યાગ કર્યો છે. પરિવ્રજ્યા લીધી છે હું સંસારથી પર છુ મારા મનમા પ્રણામ કરવાની ઇચ્છા થઈ હતી પણ મને વિચાર આવ્યો કે હું મોટો પરિવ્રાટ છુ અને એ તો એક સંસારમા રચ્યો પચ્યો રાજા છે, એટલે મ્હેં પ્રણામ ન કર્યા રાજપદ કરતાં પરિવ્રાટ પદ ઊંચુ છે એટલે પરિવ્રાટ રાજા આગળ મસ્તક નમાવે એ ઉચિત ન લાગ્યુ."

સમાધિ ગુણપ્રભના આવા અભિમાનવાળા શબ્દો સાંભળી દેવસેન નાખુશ થઈ ગયા. પરિણામે ગુણપ્રભને ચોથીવાર તુષિત ધામમાં ન લઈ ગયા ગુણપ્રભ પણ ત્યાથી ચાલી નિકળી મતિપુર નગરની દક્ષિણે એક સંઘારામમાં આવી રહેવા લાગ્યો. ત્યા આવી એણે સમાધિ લીધી. પરંતુ અહંકાર રહી જવાથી પૂરી સમાધિ ન લઈ શકાઈ તથા ન પૂરેપૂરુ જ્ઞાન પ્રાપ્ત થયુ અને અવગતી થઈ.

હ્યુએનસંગ ગુણપ્રભના શિષ્ય મિત્રસેન પાસે અડધી વસન્તઋતુ અને આખો ઉન્હાળો રહી પડ્યો અને તેટલા વખતમાં અભિધર્મજ્ઞાન, પ્રસ્થાન આદિ અનેક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો.

હ્યુએનસંગ મતિપુરથી બ્રહ્મપુર, અહિચ્છત્ર અને વીરસન નામના પ્રદેશોમા થઈને ઘણાં તીર્થો જોતો જોતો સંકાશ્ય નગરમાં આવી પહોંચ્યો.

## ૩૬

## સોનાચાંદી અને સ્ફટિકના દાદર

'સંકાશ્ય'ને તે વખતમાં 'કપિથ' કહેતા હતા. બુદ્ધ ભગવાન જ્યારે તેત્રીસમા ધામમાં પોતાની માતાને અભિધર્મનો ઉપદેશ કરવા ગયા ત્યારે સ્વર્ગમાંથી આ જગાએ ઉતર્યા હતા. સંકાશ્ય નગરની પૂર્વે ૨૦ લી દૂર એ સ્થાન આવેલું હતું. ત્યાં એક મોટો સંઘારામ હતો.

વચલો દાદર :

આ સંઘારામની મધ્યમાં ઈંટપત્થરથી બનાવેલા ત્રણ મોટા દાદર હતા. ત્રણે દાદર પૂર્વાભિમુખ હતા અને સીત્તેર સીત્તેર ફુટ ઉંચા હતા. એના પગથિયામાં રંગબેરંગી પત્થરો ચણેલા હતા. મેડા ઉપર મૂર્તિઓ હતી.

વચલા દાદરની ઉપર એક સુન્દર મંદિર હતું અને તેમાં બુદ્ધ દેવની પત્થરની પ્રતિમા ઉતરતી મુદ્રામાં સ્થાપિત કરેલી હતી. જમણી બાજુના દાદર પર બ્રહ્માની મૂર્તિ હતી. એમના હાથમાં ચંમર આપેલી હતી. ડાબી બાજુના દાદર પર ભગવાન શક્ર (ઇન્દ્ર) ની મૂર્તિ હતી એમના હાથમાં છત્ર આલેલું હતું. ત્રણે મૂર્તિઓ સુન્દર અને ભાવવાહી હતી. સામે જ અશોકનો સીત્તેર ફુટ ઉંચો કીર્તિસ્થંભ હતો. એની બાજુમાં પચાસ ફુટ એક ચણુતરો હતો.

આખ્યા-યિકા : હ્યુએનસંગને ભોમિયાઓએ કહ્યુ કે ભગવાનને ઉતરવા માટે આ દાદર દેવતાઓએ બનાવ્યા હતા. ભગવાન ઉતર્યા તે વખતે વચલો દાદર સોનાનો હતો. ડાબી બાજુનો સ્ફટિકનો અને જમણી બાજુનો ચાંદીનો બનાવેલો હતો. જ્યારે ભગવાન તેત્રીસમા ધામમાં આવવા નિકળ્યા ત્યારે વચલા દાદરેથી ઉતર્યા હતા. એમની સાથે દેવતાઓનો સંઘ હતો. બ્રહ્મા હાથમાં સફેદ ચંમર ઝાલી ચાંદીના દાદરેથી અને ઈન્દ્ર રત્નજડિત છત્ર ઝાલી સ્ફટિકમણિના દાદરેથી ભગવાનની સાથે સાથે ઉતર્યા હતા.

બહુ વખત સુધી આ દાદર રહ્યા હતા પણ પછીથી અલોપ થઈ ગયા. એના સ્મારક રુપે ભક્ત રાજાઓએ આ નવા દાદર બનાવરાવ્યા અને ઉપર મૂર્તિઓની સ્થાપના કરી.

સંકાશ્ય નગરથી હ્યુએનસંગ કાન્યકુબ્જમાં આવ્યો.

# ૩૭

## હર્ષવર્ધન

કાન્યકુબ્જમાં તે વખતે હર્ષવર્ધન નામે રાજા રાજ્ય કરતો હતો. હર્ષવર્ધન ક્ષત્રિય હતો. એમના પિતાનું નામ પ્રભાકરવર્ધન. પ્રભાકરવર્ધન સ્થાનેશ્વરના રાજા હતા. પ્રભાકરવર્ધનના મરણ બાદ હર્ષવર્ધનના મોટા ભાઈ રાજ્યવર્ધન ગાદી પર બેઠા. પરંતુ કર્ણ સુવર્ણના રાજાએ એમને પોતાને ત્યાં બોલાવી છળ કપટ કરી મારી નાંખ્યા. એમના મરી ગયા પછી લોકોના ખૂબ આગ્રહને વશ થઈ હર્ષવર્ધન કાન્યકુબ્જની ગાદીએ બેઠા.

હર્ષવર્ધન પોતાને રાજકુમાર કહેવડાવતા. એમનું બીજું નામ શિલાદિત્ય હતું. સિંહાસન પર કદિ પોતે બેસતા નહિં. રાજ્યની લગામ હાથમાં લીધા પછી એમણે પ્રતિજ્ઞા કરી કે મોટાભાઇના ખુનનો બદલો જ્યાં સુધી હું નહિં લઉ ત્યાં સુધી અન્ન ગ્રહણ કરીશ નહિં.

પ્રતિજ્ઞા:

ખુનનો બદલો લેવા માટે એમણે પાંચ હજાર હાથી, બે હજાર સ્વાર અને પચાસ હજાર યોદ્ધાનું લશ્કર તૈયાર કર્યું. પછી બધું લાવ લશ્કર લઈ કર્ણ સુવર્ણના રાજા શશાંક પર ચઢાઈ કરી. રાજા શશાંકને હરાવી રાજા હર્ષવર્ધને આખા ભારતમાં દિગવિજય કરવા માંડયો.

ઘણાં રાજ્યો જીતીને પોતાના રાજ્ય સાથે જોડી દીધાં. એમ છ વર્ષે રાજા પોતાની રાજધાનીમાં આવી પહોંચ્યા.

ધર્મ-શાળાઓ : જે વખતે હ્યુએનસંગ કનોજ પહોંચ્યો તે વખતે રાજા હર્ષવર્ધનને રાજ્ય કરતાં કરતાં ૩૦ વર્ષ થઈ ગયાં હતાં. એના રાજ્યમાં ગામે ગામ ધર્મશાળાઓ બાંધવામાં આવી હતી. યાત્રાળુઓને રહેવા માટે દરેક જાતની સોઈ એમાં રાખવામાં આવી હતી. જેમને જમવાને અન્ન અને પહેરવાને કપડાં મળતાં ન હોતાં તેમને એ વસ્તુઓ મળે એવી ગોઠવણ પણ કરી હતી.

દવાખાનાં: રોગીઓ માટે ઠેર ઠેર દવાખાનાં ઉઘાડવામાં આવ્યાં હતાં. અને દરેક દવાખાને સારા વૈદ્યની નિમણુક કરવામાં આવી હતી. દરદીને તપાસ્યા પછી વૈદ્ય દવા આપતા. અહિંસાનો કાયદો પોતાના રાજ્યમાં કડક રીતે પાલન કરાવવામાં આવતો, અને ભારતના પાંચે પ્રદેશોમાં માંસ માટે પશુ પક્ષીઓની કતલ કદી કરવા દેવામાં આવતી નહિં.

અહિંસા : પશુપક્ષીની કતલ કરનારને દેહાન્ત દંડની શિક્ષા કરવામાં આવતી અને એવા અપરાધીને કદી પણ માફી આપવામાં આવતી નહિં. એણે આખા ભારતવર્ષમાં જ્યાં જ્યાં બૌદ્ધોનાં તીર્થસ્થાનો હતાં ત્યાં ત્યાં સ્તૂપ, સંઘારામ તથા વિહાર બંધાવ્યા હતા.

પંચમહા-પરિત્યાગ-નો ઉત્સવ: દર પાંચ વર્ષે એના રાજ્યમાં પંચમહાપરિત્યાગનો ઉત્સવ કરવામાં આવતો.

આને માટે મેળો ગંગા યુમુનાના સંગમ ઉપર કરવામાં આવતો. આ વખતે જે જે બ્રાહ્મણ, શ્રમણ, આંધળા,

લૂલા, વગેરે લોકો આવતા તેમને રાજ્યખજાનામાં જે કાંઇ ધન પાંચ વર્ષમાં એકઠું થતું તે વ્હેંચી દેવામાં આવતું.

શ્રમણ પરિષદ: દરેક વર્ષે બ્રાહ્મણ અને શ્રમણોની પરિષદ્ બોલાવવામાં આવતી. એમાં ખંડિયા રાજાઓને પણ આમંત્રણ કરવામાં આવતું હતું. ૨૦–૨૧ દિવસ સુધી આ પરિષદ્ ચાલતી. તે વખતે બધા શ્રમણોને ખાવાને અન્ન અને પહેરવાને કપડાં તથા બીજી જરૂરિયાતની વસ્તુઓ પહોંચાડવામાં આવતી. બધા શ્રમણોને એકઠા કરી એમની પાસે શાસ્ત્રાર્થ કરાવી, વાદવિવાદમાં ભાગ લેવડાવી વિદ્વાન અને લાયક માણસને માન તથા યોગ્યતાના પ્રમાણમાં ઈનામ આપવામાં આવતું.

વર્ષના ફક્ત ત્રણજ મહીના એ કનોજમાં રહેતા. બાકીના નવ મહીના સુધી એ આખા રાજ્યમાં ફર્યા કરતા. જ્યાં જાય ત્યાં જાણે મોટો સંઘ પડાવ નાંખી પડયો હોય એવો દેખાવ થઈ રહેતો દરરોજ ૧૦૦૦ શ્રમણો ને ૫૦૦ બ્રાહ્મણોને જમાડી પછી પોતે જમતા.

રાજાનો કાર્યક્રમ: સ્હવારના પ્હોરમાં રાજ્યને લગતાં કામમાં જીવ રાખતા, અને બપોરના વખતમાં પૂજા, વગેરે કરી સ્હાંજે ધર્મની ચર્ચામાં પોતાનો વખત ગાળતા હતા.

હુએનસંગ કનોજમાં આવ્યો ત્યારે રાજા હર્ષવર્ધન કનોજમાં નહોતા. પ્હેલાં તો હુએનસંગ ભદ્ર નામના વિહારમાં ઊતર્યો. ત્યાં એને વીરસેન નામે શ્રમણ મળ્યો. એની સાથેજ એણે કનોજમાં ત્રણ મહીના કાઢ્યા. ત્યાં રહી વિભાષાશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો. ત્યાંથી નીકળી ગંગા નદી ઓળંગી હુએનસંગે અયોધ્યામાં પગ મૂક્યો.

# ૩૮

## ફરી પાછા લૂંટારા

અસંગ બોધિ-સત્વ : તે વખતે અયોધ્યાની ઉત્તરે નદી કિનારા પર એક સંઘારામ અને એક મોટો સ્તૂપ હતો. અહીં રહી ભગવાન બુદ્ધે ત્રણ મહીના સુધી માણસોને ધર્મનો ઉપદેશ કર્યો હતો. આ જગાએ પૂર્વકાલમાં મોટા મોટા અર્હતો અને બોધિસત્વો રહેતા હતા.

આજુબાજુના સંઘારામોમાં જતાં ખબર પડી કે એમાંના એક સંઘારામમાં અસંગ બોધિસત્વ રહેતા હતા ને ઉપદેશ કરતા હતા. એક દિવસ તુષિત ધામમાં જઈને મૈત્રેયની પાસેથી યોગશાસ્ત્ર, અલંકાર, મહાયાન વગેરે એમણે શીખી આણ્યુ હતું. એમનો જન્મ લગભગ બુદ્ધ ભગવાન પછી ૫૦૦ વર્ષ પછી ગંધાર દેશમાં થયો હતો. એમના ભાઈનું નામ વસુબન્ધુ હતું. એમણે કેટલાય ગ્રંથો–પુસ્તકો વગેરે રચ્યાં હતાં; તેમાંના વિદ્યા-મિત્ર, કોશ, અભિધર્મ વગેરે મુખ્ય છે.

અયોધ્યામાં બધે દર્શન કરી, હ્યુએનસંગે નાવમાં બેસી નદી વાટે મુસાફરી કરી. પ્હેલાંજ હયમુખ આવ્યા. હોડીએ થોડોકજ માર્ગ કાપ્યો હશે એટલામાં બંને બાજુએ આસોપાલવનાં ઝાડનું ઘાડું વન આવ્યું. ત્યાં

એમને લુંટારાઓની દસેક હોડીઓ વીંટળાઈ વળી.

હોડીઓ પાસે આવી કે તરત બધા લૂંટારાઓ હુએન-સંગવાળી હોડીમાં કુદી પડ્યા. બધા યાત્રાળુઓ તો એકદમ ગભરાઈ ગયા. લુંટારાઓએ સુકાન હાથમાં લઈ લીધું ને હોડીને આગળ જવા દેવાને બદલે એક નિર્જન કીનારે લઈ ગયા. કીનારા ઉપર બધાનાં કપડાં ઊતારી લીધાં અને જેમની પાસે જે કાંઈ હતું તે બધું પડાવી લીધું.

ઉતારુઓની ઝડતીઃ

આ બધા લૂંટારાઓ દુર્ગા દેવીના ઉપાસક હતા અને દરેક વર્ષે નવરાત્રમાં દેવીને પ્રસન્ન કરવાને માણસનો ભોગ આપતા.

હુએનસંગનું રુપ જોઈને 'આ માણુસ ભોગને બરાબર લાયક છે' એમ બધાના મનમાં થયુ. આટલાં બધાં લક્ષણોવાળો માણુસ દેવીના ભોગ તરીકે મળી ગયો એ જોઈને લૂંટારાઓનો તો હર્ષ પણ માતો ન્હોતો.

કેટ કેટલા દિવસ શોધતાં શોધતાં થઈ ગયા પણ બલિદાનને યોગ્ય કોઈ પુરુષ મળતો ન્હોતો ! તેથી એ લોકો એમ માનતા હતા કે "આ વર્ષે દેવીની પૂજા યથાવિધિ થવાની નથી.

પણ ભગવતીનો મહિમા અજબ છે. આવો પુરુષ તો કોઈ વખત મળ્યો જ નથી ! એનું મોઢું કેવું હસમુખું ને સુંદર છે ! હવે આપણી પૂજામાં જરાપણ ક્ષતિ નહિ આવે ! ચાલો, આપણે ભગવતીની પૂજા કરિએ.

લુટારુઓનો આનંદઃ

હુએનસંગે લુંટારાની અંદર અંદરની વાતો સાંભળીને કહ્યું "ભાઈઓ, જો ત્હમે એમ માનતા હો કે મારું આ

શરીર દેવીના બલીદાનને યોગ્ય જણાય છે, તો બહુ ખુશીથી એ કામમાં આ શરીરનો ઉપયોગ કરો. એને માટે મને જરાપણ ચિન્તા નથી.

આશ્ચર્ય : ચિન્તા મને ફક્ત એકજ વસ્તુની છે. હું દૂર દેશથી બોધિવૃક્ષ, ગૃધ્રકૂટ વગેરેના દર્શનને માટે તથા ધાર્મિક પુસ્તકોની શોધખોળ કરવાને માટે અહીં આવ્યો છું. હજુ સુધી તો મેં એમાનું કાંઈ પણ કર્યું નથી. અને ત્હમે તો બલિદાન આપવા તૈયાર થયા છો. ખરેખર એ મારૂં દુર્ભાગ્ય છે !!

સહાનુભૂતિ : હ્યુએનસંગની આ બધી વાતો સાંભળીને એના જોડીદાર ઉતારૂઓ લુંટારાને કહેવા લાગ્યા; ભાઈ! આને બિચારાને છોડી દો.

આ તો કોઈ બૌદ્ધ સાધુ છે-શ્રમણ છે. વળી પરદેશી છે. બલિદાન માટે તમને બીજા ઘણા માણસો મળી આવશે. પણ આને તો તમે છોડી જ દો. એવું કહી બે ચાર જણ બલિદાન માટે એમનામાંથી તૈયાર પણ થઈ ગયા. પણ લુંટારૂઓએ કોઈનીયે વાત સાંભળી નહિં.

પત્થર પર પાણી : હ્યુએનસંગ અને તેના સાથીઓને લૂંટારાઓ પોતાના જંગલનાં રહેઠાણમાં લઈ ગયા. સરદારે બે ત્રણ લૂંટારાઓને હુકમ આપી દીધો કે ભગવતીના બલિદાનને માટે બધી સામગ્રી તૈયાર કરો. સરદાર પોતે જરા આરામ લેવા બેઠો.

સામગ્રી લેવા ગયેલા લૂંટારાઓ એક સુંદર બાગમાં ગયા અને બધી જાતનાં ફુલ વગેરે આણીને પૂજાની સામગ્રી એકઠી કરી.

બીજી બાજુએ એક થાંભલો દાટ્યો ને દોરડું પણ લાવી રાખ્યું.

તૈયારી : પછી હુએનસંગને આ બાગમાં લઇ આવ્યા ને પેલા થાંભલા સાથે બાંધ્યો. પણ એના મ્હોં પર જરાયે ઉદ્વેગની લાગણી કે ભય દેખાયાં નહિં. એને તો જાણે મરવાનું જ નથી, એવો ભાવ એના મોં પર હતો. મોં પ્હેલાંના જેવું જ હસમુખું, અને કપાળ તેજથી ચમકારા મારી રહ્યું હતું. લુંટારા એને આવો નિડર જોઈ આશ્ચર્ય પામતા હતા.

પૂજા સમાપ્ત થઈ અને બલિદાનનો સમય થયો. એને પૂછવામાં આવ્યું "કાંઈ ત્હારી ઈચ્છા છે ? જે માગવું હોય તે માગ !"

હુએનસંગે કહ્યું "મ્હારે એક જ વસ્તુ માંગવાની છે. મહેરબાની કરીને ત્હમે બધા અહીં ભીડ ન કરશો ને મ્હને જરા એકાન્તમાં રહેવા દો. મ્હને જરા ઈશ્વર સાથે એકતા સાધવા દો. એટલે મ્હને મરતાં અડચણ ન થાય. હું આનન્દપૂર્વક મરી શકું."

એક જ ઇચ્છા : લૂંટારાઓએ એની માગણી સ્વીકારી. થોડી વાર બધા ત્યાંથી આઘા ખસી ગયા; એટલે હુએનસંગ શાન્ત ચિત્તથી મૈત્રેય બોધિસત્ત્વનું ધ્યાન ધરી, સ્તુતિ કરવા લાગ્યો, "હે પ્રભો ! હવે મ્હને આપના તુષિતધામમાં બોલાવી લો. ત્યાં હું આપની પાસેથી યોગશાસ્ત્ર, ભૂમિ-શાસ્ત્ર વગેરે શીખી શકું તથા આપનો મધુર ઉપદેશ સાંભળું. અત્યારે તો મારી એજ અભિલાષા છે. ફરી અને આ લોકમાં જ જન્મ આપજો જેથી આ પાપી લોકોને

સન્માર્ગ ઉપર ચઢાવવાની મ્હને તક મળે. આ લોકોને દુષ્કર્મ કરતા છોડાવીને સંસારમાં નીતિપૂર્વક અને પ્રમાણિકતાથી ચાલતાં હું શીખવી શકું. વળી બધા લોકો ધાર્મિક જીવન સંસારમાં રહીને પણ ગાળી શકે એવી જાતના ધર્મનો પ્રચાર કરવાની શક્તિ મને મળે એમ ઇચ્છું છું."

ધ્યાનમગ્ન: આવી પ્રાર્થના કરતાં કરતાં હ્યુએનસંગ બોધિસત્ત્વમાં જાણે લીન થઈ ગયો. પ્રાર્થના કરતાં એને પોતાના શરીરની શુદ્ધિ પણ ન રહી.

એક બાજુ હ્યુએનસંગ બોધિસત્ત્વના વિચારમાં મગ્ન હતો, ત્યારે બીજી બાજુ આજુબાજુના સાથીઓ રોકકળ કરતા હતા. એટલામાં વાદળાં ચઢી આવ્યાં અને કશું દેખાય નહિ એવું અંધારું જાણે થઈ ગયું.

ઉલ્કા-પાત: મોટું વાવાઝોડું થયું અને ઝાડ પાનના પુષ્કળ હાલવાથી મોટા અવાજ થવા લાગ્યા. થોડી વારમાં તો અવાજ એટલો બધો વધી ગયો કે કાનપડ્યું સંભળાય નહિ. ઝાડનાં ઝાડ મૂળ સાથે ઉખડીને કડડ કરતાં નીચે પડવા મંડ્યાં. બધાને એમ જ લાગ્યું કે ગોકુળ પર ઇન્દ્ર કોપ્યા હતા તેમજ થયુ. જે લૂંટારાઓ કોઈથી બ્હીએ નહિ તે પણ બ્હીવા લાગ્યા.

ગભરા-મણ: હ્યુએનસંગની સાથે જે લોકોને પકડ્યા હતા તેમને લૂંટારાઓએ પૂછયુ "આ સાધુ કોણ છે? ક્યાંથી આવ્યો છે?"

પેલા બધા લોકો પણ જાણે ગભરાઈ ગયા હતા. તેમણે કહ્યું "આ ઠેઠ ચીનથી વિદ્યા અને ધર્મ શિખવા

માટે ખાસ અહીં આવ્યો છે. ખૂબ વિદ્વાન છે ને મહાત્મા પુરુષ છે. એને મારવાથી આપને ઘણું જ પાપ લાગશે. તમે બધા મહાન સંકટમાં આવી પડશો. આકાશ સામે તો જુવો. કુદરત કોપ બતાવી રહી છે. આ કોપમાંથી તમારામાંથી કે અમારામાંથી કોઈ બચી શકવાનું નથી. એટલો બધો વરસાદ પડશે એમ લાગે છે કે જાણે આ ઠેકાણે આપણો પ્રાણ બચી શકે નહિ. માટે બચવું હોય તો એક જ ઉપાય છે.

"જાઓ ત્હમારા બલિ પાસે અને એમને પગે પડો. કોઈપણ પ્રકારે ક્ષમા કરે એટલી જ આજિજી કરો. નહિ તો આપણે બધા હતા ન હતા થઈ જઈશું."

દૈવ કોપ: લૂંટારાઓ આ સાંભળીને વધારે આકુળ વ્યાકુળ થઈ ગયા. જેમને ત્હેમણે બાંધ્યો હતો તેને જ કરગરવાનું?

બધા એક બીજાને કહેવા લાગ્યા હવે જો આપણે બચવું હોય અથવા કલ્યાણ કરવું હોય તો આ સાધુની પાસે જઈને પગે પડવું જોઈએ. નહિ તો કોણ જાણે શું ય થશે ?

એજ નિડરતા: બધા લોકો—લૂંટારાઓ અને હુએનસંગના સાથીઓ હુએનસંગને પગે પડ્યા, પણ હુએનસંગ તો ધ્યાનમાં હતો ! ચરણસ્પર્શથી જ્યારે એના શરીરને હાથ અડકયો ત્યારે એ જાગ્યો. એણે આંખો એકદમ ઉઘાડી ને પૂછ્યુ, "બલિદાનનો વખત થયો ? ચાલો, હું તૈયાર છું."

"ના, મહારાજ કોની શક્તિ છે કે આપના ઉપર હાથ લગાવે ? અમને માફ કરો. અમારી બહુ મોટી

સન્માર્ગ ઉપર ચઢાવવાની મ્હને તક મળે. આ લેકોને દુષ્કર્મ કરતા છોડાવીને સંસારમાં નીતિપૂર્વક અને પ્રમાણિકતાથી ચાલતાં હું શીખવી શકું. વળી બધા લેકો ધાર્મિક જીવન સંસારમાં રહીને પણ ગાળી શકે એવી જાતના ધર્મનો પ્રચાર કરવાની શક્તિ મને મળે એમ ઇચ્છું છું."

ધ્યાનમગ્ન: આવી પ્રાર્થના કરતાં કરતાં હ્યુએનસંગ બોધિસત્ત્વમાં જાણે લીન થઈ ગયો. પ્રાર્થના કરતાં એને પોતાના શરીરની શુદ્ધિ પણ ન રહી.

એક બાજુ હ્યુએનસંગ બોધિસત્ત્વના વિચારમાં મગ્ન હતો, ત્યારે બીજી બાજુ આજુબાજુના સાથીઓ શેકકળ કરતા હતા. એટલામાં વાદળાં ચઢી આવ્યાં અને કશું દેખાય નહિ એવું અંધારું જાણે થઈ ગયું.

ઉલ્કાપાત: મોટું વાવાઝોડું થયું અને ઝાડ પાનના પુષ્કળ હાલવાથી મોટા અવાજ થવા લાગ્યા. થોડી વારમાં તો અવાજ એટલો બધો વધી ગયો કે કાનપડ્યું સંભળાય નહિ. ઝાડનાં ઝાડ મૂળ સાથે ઉખડીને કડડ કરતાં નીચે પડવા મંડ્યાં. બધાને એમ જ લાગ્યું કે ગોકુળ પર ઈન્દ્ર કોપ્યા હતા તેમજ થયુ. જે લૂંટારાઓ કોઈથી બ્હીએ નહિ તે પણ બ્હીવા લાગ્યા.

ગભરામણ: હ્યુએનસંગની સાથે જે લેકોને પકડ્યા હતા તેમને લૂંટારાઓએ પૂછયું "આ સાધુ કોણ છે? ક્યાંથી આવ્યો છે?"

પેલા બધા લેકો પણ જાણે ગભરાઈ ગયા હતા. તેમણે કહ્યું "આ ઠેઠ ચીનથી વિદ્યા અને ધર્મ શિખવા

માટે ખાસ અહીં આવ્યો છે. ખૂબ વિદ્વાન છે ને મહાત્મા પુરુષ છે. એને મારવાથી આપને ઘણું જ પાપ લાગશે. તમે બધા મહાન સંકટમાં આવી પડશો. આકાશ સામે તો જુવો. કુદરત કોપ બતાવી રહી છે. આ કોપમાંથી તમારામાંથી કે અમારામાંથી કોઈ બચી શકવાનું નથી. એટલો બધો વરસાદ પડશે એમ લાગે છે કે જાણે આ ઠેકાણે આપણો પ્રાણ બચી શકે નહિ. માટે બચવું હોય તો એક જ ઉપાય છે.

"જાઓ ત્હમારા બલિ પાસે અને એમને પગે પડો. કોઈપણ પ્રકારે ક્ષમા કરે એટલી જ આજિજી કરો. નહિ તો આપણે બધા હતા ન હતા થઈ જઈશું."

દૈવ કોપ:

લૂંટારાઓ આ સાંભળીને વધારે આકુળ વ્યાકુળ થઈ ગયા. જેમને ત્હેમણે બાંધ્યો હતો તેને જ કરગરવાનું?

બધા એક બીજાને કહેવા લાગ્યા હવે જો આપણે બચવું હોય અથવા કલ્યાણ કરવું હોય તો આ સાધુની પાસે જઈને પગે પડવું જોઈએ. નહિ તો કોણ જાણે શું ય થશે ?

એજ નિડરતા :

બધા લોકો—લૂંટારાઓ અને હુએનસંગના સાથીઓ હુએનસંગને પગે પડ્યા, પણ હુએનસંગ તો ધ્યાનમાં હતો ! ચરણસ્પર્શથી જ્યારે એના શરીરને હાથ અડકયો ત્યારે એ જાગ્યો. એણે આંખો એકદમ ઉઘાડી ને પૂછ્યુ, "બલિદાનનો વખત થયો ? ચાલો, હું તૈયાર છું."

"ના, મહારાજ કોની શક્તિ છે કે આપના ઉપર હાથ લગાવે ? અમને માફ કરો. અમારી બહુ મોટી

ભૂલ થઈ કે અમે આપને બલિદાન માટે પકડી લઈ આવ્યા."

ઉપદેશ : હ્યુએનસંગને આ બધું જોઈ જરા નવાઈ લાગી પણ જ્યારે એને છૂટો કર્યો ત્યારે એણે સૌને ક્ષમા આપી અને ઉપદેશ કરવા માંડ્યો.

. "ભાઈઓ, આ પાપ કર્મ હવે છોડી દો. આવું બલિદાન આપવાનું છોડી દો. ત્હમને ખબર નથી કે હિંસા કરીને, લૂંટ કરીને, કોઈને છેતરીને કે જેની સ્હામે થવાની શક્તિ નથી એવાને પકડીને દેવ દેવીને પ્રસન્ન કરવાને બ્હાને બલિદાન આપો એથી કાંઈ કોઈ દેવ પ્રસન્ન થાય? એ તો ઘોર નર્કનો રસ્તો છે. આ ક્ષણિક સુખને બદલે ત્હમને લાંબા વખત સુધી નર્ક મળશે એનો ત્હમને ખ્યાલ છે?"

હૃદય પલટો : લુંટારાઓએ બધું નીચે મોઢે સાંભળ્યા કર્યું. પછી એ કહેવા લાગ્યાઃ "અમે કોઈ દિવસ વિચાર કર્યો નહોતો કે આ કામ કરવા જેવું છે કે નહિ, આ કર્યાથી પાપ થશે કે પુણ્ય, આનાથી કોઈના જીવને દુઃખ થશે કે નહિ, એ કશાનો અમે વિચાર કર્યો નથી. આવાં તો કેટલાંય કામ અમે મોટો ધર્મ માનીને કર્યાં છે.

"આજથી અમારૂં પુણ્ય ઉદય થયું છે, કે અમને ત્હમારાં દર્શન થયાં. નહિં તો અમને ઉપદેશ આપી સન્માર્ગ પર કોણ ચઢાવત? આજથી અમે પ્રતિજ્ઞા કરીયે છિયે કે કોઈ વખત આવી ભૂલ કરીશું નહિ. હવેથી આ રસ્તો અમારે હરામ બરોબર છે."

દર્શન કરવા માટે આવ્યો વગર તો નજ રહેત. ત્યારે આ તો માણસ જાત છે. એમનો મને શો ડર? એ તો બધા આપણા ભાઈઓ છે."

હુએનસંગનો આવો જવાબ સાંભળી લૂંટારા ત્યાંથી અદ્રશ્ય થઈ ગયા અને એણે ગોપાલગુહાનો માર્ગ ઝાલ્યો.

આ ગુફા બે પર્વતની વચમાં આવેલી છે. પર્વતો ભીંતની માફક સીધા ઉભા છે. પશ્ચિમ તરફના પર્વતપરથી પાણીનો એક ધોધ નીચે પડે છે. અને પાણી જમીનપર અથડાઈ અકેક મથોડું ઊંચે ઊડે છે. પૂર્વ બાજુના પર્વતમાં પશ્ચિમાભિમુખ ગુફા છે. ગુફાનું દ્વાર અત્યંત સાંકડું અને ખૂબ અંધારાવાળું છે. બહુ સંભાળથી અંદર જવું પડે છે, કારણ કે ગુફાદ્વાર આગળજ ધોધ પડતો હતો અને ત્યાંથી પાણી ગમે તેમ વહેતું હતું. રસ્તો બહુ જોખમભર્યો હતો.

**ગુફાની અંદર :**

આખરે અનેક વિપત્તિઓ વેઠીને બહુ મહેનતે હુએનસંગ ગોપાલગુહા પહોંચ્યો. ત્યાં પહોંચી એ ગુફામાં પેઠો અને પૂર્વની ભીંત સુધી જઈ ત્યાંથી પચાસ ડગલાં પાછો હઠયો. ત્યાં પહોંચી પૂર્વ તરફનું મોં કરી ઉભો રહ્યો અને આજુબાજુ જોવા લાગ્યો.

પહેલાં તો એણે કશુંય દીઠું નહિં, એટલે એના મનમાં બહુ દુઃખ થયું. એણે દુઃખી હૃદયે ઉભા રહી સૂત્રોના પાઠ તથા ગાથા ભણવા માંડી અને દરેક વખતે જમીનપર પડી સાષ્ટાંગ નમસ્કાર કરવા માંડ્યા. એકસો નમસ્કાર થયા ત્યારે પ્રકાશનો એક ઝોળો એના જોવામાં આવ્યો પણ તરતજ એ અદ્રશ્ય થયો. થોડી વાર પછી

પાછો દેખાયો અને પાછો અલોપ થઈ ગયો. હ્યુએનસંગે નિશ્ચય કર્યો હતો કે "ભગવાનનાં દર્શન કર્યા વગર હું અહીંથી ખસવાનો નથી."

બસો નમસ્કાર પછી દર્શન : જ્યારે બસો નમસ્કાર થયા ત્યારે આખી ગુફામાં તેજ તેજ બિંબાકાર થઈ રહ્યું. અને એ તેજમાં ભગવાનની છાયા ભીંત પર જોવામાં આવી. જેમ વાદળ ફાટી વીજળી તેજ આપ્યા કરે તેમ ગુફાનું અંધારૂં મટી ગયુ અને અંદરથી પ્રકાશ બહાર નિકળ્યો. એ પ્રકાશમાં ભગવાનની સોનેરી છાયા દેખાતી હતી. મુખ સ્પષ્ટ દેખાતું હતું. કશાયવસ્ત્ર ધારણ કરી ભગવાન કમલપર બિરાજ્યા હતા અને એમની એક બાજુ બોધિસત્વ અને બીજી બાજુ ભિક્ષુસંઘ દેખા દેતો હતો.

એક સાથીને દર્શન ન થયાં : હ્યુએનસંગે દર્શન બરાબર કરી લીધાં. પછી પોતાના બ્હાર ઉભા રહેલા છ સાથિયોને દેવતા તથા ધુપ અંદર લઈ આવવા કહ્યું. જેવો ધુપ અંદર આવ્યો કે તરત જ છાયા અદૃશ્ય થઈ ગઈ. એટલે હ્યુએનસંગે દેવતા ઓલવી નાંખ્યો અને પાછી જ્યારે ખૂબ પ્રાર્થના કરી ત્યારે એ તેજોમયી મૂર્તિ દેખાવા લાગી. સાથે આવેલા છ માંથી પાંચ સાથીને એ છાયાનાં દર્શન થયાં અને એકને ન થયાં.

જે વખતે છાયાનાં દર્શન થતાં હતાં તે જ વખતે હ્યુએનસંગે ભગવાનની પ્રાર્થના કરી, ફુલ ચડાવ્યાં અને ધુપ કર્યો. પછી છાયા અલોપ થઈ ગઈ.

એટલે ગુફામાંથી બહાર આવી હ્યુએનસંગ પાછો ફર્યો અને પોતાનાં માણસોને રસ્તામાં જ મળી ગયો. પછી સૌ પર્વત ઓળંગી દક્ષિણ પૂર્વ દિશામાં મજલ કરતે કરતે કેટલેક દિવસે ગાંધાર દેશમાં આવી પહોંચ્યા.

## ૨૯
## પ્રયાગમાં

ગાન્ધારની રાજધાની તે વખતે પુરૂષપુર એટલે હાલનું પેશાવર હતી. પેશાવરની ઉત્તર પૂર્વ દિશાએ એક પ્રાચીન સ્તૂપ હતો. ત્યાં આગળ ભગવાન બુદ્ધદેવનું પાત્ર હતું. પણ હ્યુએનસંગ ત્યાં ગયો તે વખતે એ પાત્ર કોઈ બીજા પ્રાંતમાં ગયુ હતું.

પેશાવર-માં :

નગરની દક્ષિણ-પૂર્વ દિશામાં આશરે અઢી ત્રણ માઈલ પર એક મોટું સો ફુટ ઉંચું પીપળાનું ઝાડ હતું. એ ઝાડ પાસે જ કનિષ્કનો મોટો ચારસો ફુટ ઉંચો સ્તૂપ હતો. આ સ્તૂપ એટલો બધો સુંદર હતો કે આખા હિન્દુસ્થાનમાં એની બરોબરી કરી શકે એવો એક પણ બીજો સ્તૂપ હતો નહિં. સ્તૂપની નજીક ભગવાન બુદ્ધદેવની અનેક મૂર્તિઓ હતી.

ચારસો ફુટ ઉંચો સ્તૂપ :

અહીંથી ઉત્તર પૂર્વ દિશામાં તેત્રીસ માઈલ પર એક નદી પાર કરવાથી પુષ્કલાવતી નગરી આવતી હતી. ત્યાં અનેક સ્તૂપો અને સંઘારામો હતા. વળી આ જગાએજ બોધિસત્ત્વે અનેક જન્મો લઈ પોતાના શરીર સુદ્ધાંનું દાન કરી દીધું હતું.

આ પુષ્કલાવતી નગરી પાસે આવેલાં જુદાં જુદાં તીર્થોની યાત્રા કરતે કરતે હ્યુએનસંગ ઉટખંડ આવી પહોંચ્યો. ઉટખંડથી પહાડ પર્વતો ઓળંગતો ઓળંગતો ફળદ્રુપ જમીનપર આવ્યો.

પર્વત પરથી ફળદ્રુપ જમીન પર :

---

## ૩૦

## ૧૦૦ ફુટ ઉંચી લાકડાની પ્રતિમા

સુવાસ્તુ નદીનો કિનારો : આ પ્રદેશપર સુવાસ્તુ નદી વહેતી હતી. નદીને બન્ને કિનારે સેંકડો સંઘારામ હતા. પરંતુ અત્યારે તો એ બધા, ખંડિયેરની હાલતમાં, નિર્જન પડ્યા હતા. એ નગરના રાજાનું નામ મંગલી હતું.

બોધિસત્વે ક્ષાંતિ ઋષિનો જન્મ જે જગાએ લીધો હતો, તે સ્થાન મંગલી નગરની પૂર્વે ચાર પાંચ લી દૂર આવેલું હતું. આ સ્થાનથી ઉત્તર પૂર્વ દિશાએ લગભગ ૨૫૦ લી દૂર અપલાલ નામનું ઝરણુ આવેલું હતું. આ ઝરણુમાંથી જ સુવાસ્તુ નદી નીકળતી હતી. આ અપ-લાલ નામના ઝરણાની દક્ષીણ પશ્ચિમ દિશાએ ૩૦ લી દૂર એક શિલા પર ભગવાનનાં પગલાં હતાં.

પવિત્ર શિલા : બોધીસત્વે પોતાનાં કશાયવસ્ત્રો ધોઇને જે શિલાપર સુકવ્યાં હતાં, એ શિલા, આ નદીના પ્રવાહની દિશામાં લગભગ ૩૦ લી દૂર આવેલી હતી. આ શિલાપર તથાગતે પોતાનાં ભગવાં વસ્ત્રો ધોઇને સુકવ્યાં હતાં. વસ્ત્રોના તાણાવાણાનાં ચિન્હો એ શિલાપર આજે પણ દેખાતાં હતાં.

દેહ સમર્પણ:

નગરની દક્ષિણે ૪૦૦ લી દૂર હિલો નામનો પર્વત આવેલો હતો. આ પર્વતપર બોધિસત્વે યક્ષની અડધી કથા સાંભળી પોતાનું આખું શરીર સમર્પણ કર્યું હતું. પશ્ચિમ દિશાએ "રોહતક"નો સ્તૂપ હતો. આ જગાપર બોધિસત્વે મૈત્રબલરાજનો જન્મ લઈ પાંચ યક્ષોને પોતાના શરીરનું માંસ કાપી કાપીને આપ્યુ હતું.

ઉત્તર પૂર્વ દિશામાં ૩૦ લી પર એક અદ્ભૂત સ્તૂપ હતો. કહે છે કે આ જગાએ તથાગતે મનુષ્યો અને દેવતાઓને ધર્મનો ઉપદેશ આપ્યો હતો. એ બધાના ગયા પછી પૃથ્વી ફાટી અને તેમાંથી આ સ્તૂપ નિકળી આવ્યો હતો.

રાજધાની "દરિલ" માં:

મંગલી નગરથી ઉત્તર પશ્ચિમ દિશામાં મુસાફરી કરતાં વચમાં એક પર્વત ઓળંગવો પડયો. પર્વત ઓળંગતાં અનેક વહેળા અને ખડક પસાર કરવા પડયા. કેટલીક જગાએ તો લોખંડની સાંકળોથી બનાવેલા પુલ પરથી પસાર થવું પડયું. કેટલીએ મુસિબતો વેઠીને આખરે ઉદ્યાનની પ્રાચીન રાજધાની "દરિલ"માં હ્યુએનસંગ આવી પહોંચ્યો.

દૈવી મૂર્તિ:

અહીં દરિલમાં એણે મૈત્રેય બોધિસત્વની મૂર્તિનાં દર્શન કર્યાં. આ મૂર્તિ લાકડાની હતી અને સો ફુટ ઉંચી હતી. કહે છે કે એક મધ્યાંતિક નામના અર્હતે પોતાના યોગબળથી એક શીલ્પીને તુષિત નામના સ્વર્ગમાં મોકલી મૈત્રેયની આબેહૂબ મૂર્તિ બનાવરાવી હતી.

તક્ષશિલા:

દરિલથી હ્યુએનસંગ પાછો ઉટખંડ આવ્યો. ત્યાંથી સિંધુ નદી પાર કરીને તક્ષશિલા પહોંચ્યો. ત્યાંથી ઉત્તર

દિશામાં એક જોવા લાયક સ્થળ હતું. એ સ્થળ પર બોધિસત્વે ચન્દ્રપ્રભાનું સ્વરૂપ લઈને પોતાનું માથું-શિર-કાપીને દાનમાં આપી દીધું હતું. શિર કાપીને આપ્યુ તે પરથી એ સ્થળનું નામ તક્ષશિરા પડયુ અને તક્ષશિરાનું રૂપાન્તર તક્ષશિલા થયુ એમ કહેવાય છે.

તક્ષશિલાથી હ્યુએનસંગ સિંહપુર આવ્યો. ત્યાં એને એવી ખબર મળી કે તક્ષશિલાની ઉત્તરે સિંધુ નદી પાર કરીને એક સ્થળ છે. ત્યા બોધિસત્વે પોતાનું શરીર વાઘણનાં ભૂખ્યાં બચ્ચાંને ખવરાવી દીધું હતું. એટલે એને એ સ્થળ જોવાની ઇચ્છા થઈ.

હ્યુએનસંગ પાછો તક્ષશિલા આવ્યો. ત્યાંથી ઉત્તરે જઈ સિન્ધુ નદી ઉતરી અને ત્યાંથી દક્ષિણ પૂર્વ દિશામાં ૨૦૦ લી સુધી રસ્તો કાપ્યો, ત્યારે એક પર્વતની ગુફામાં થઈને એ સ્થાનપર પહોંચી શકાયુ. ત્યાંની જમીન તથા માટી લાલ રંગની હતી અને ઝાડનાં પાંદડાં સુદ્ધાં લાલ રંગનાં હતાં. ત્યાથી એક પર્વત ઓળંગી ઉટષણ નામના જનપદમાં આવી પહોંચ્યો.

કાશ્મીરને રસ્તે: ત્યાંથી આગળ દક્ષિણ પૂર્વ દિશામાં ડુંગરાપર ડુંગરા ઓળંગતે ઓળંગતે તથા લોખંડની સાંકળથી બનેલો પુલ ઉતરી લગભગ ૧૦૦૦ લી સુધી મુસાફરી ચાલુ રાખતાં કાશ્મીરમાં એ આવી પહોંચ્યો.

## ૩૧

## કાશ્મીરમાં વિદ્યાધ્યયન

*કાશ્મીરના રાજાનું સ્વાગત :*

જ્યારે કાશ્મીરના રાજાએ હ્યુએનસંગના આગમનના સમાચાર સાંભળ્યા ત્યારે એણે પોતાની માને તથા નાના ભાઈને રથ લઈને હ્યુએનસંગને તેડવા મોકલ્યાં. રાજાનાં નાના ભાઇએ રાજ્યની પશ્ચિમે એક મોટા પર્વતની ખીણ આગળથી પ્રવાસ શરૂ કર્યો. અને રસ્તામાં આવતા સંઘારામ તથા વિહારોનાં દર્શન કરાવી હ્યુએનસંગને રાજધાનીમાં આણ્યો.

*સ્વપ્ન :*

હ્યુએનસંગના આવતા પહેલાં કાશ્મીરના એક ભિક્ષુને સ્વપ્ન થયુ હતું. સ્વપ્નમાં કોઈ દેવતાએ એ ભિક્ષુને કહ્યું, "મહાન ચીન દેશથી એક ભિક્ષુ અહીં આવે છે. એ અહીં ધર્મગ્રંથોનું અધ્યયન તથા તીર્થાટન કરવા આવે છે." ભિક્ષુએ જવાબ આપ્યો, "હમે તો એનું નામે સાંભળ્યુ નથી." ત્યારે દેવતા બોલ્યા, "એ શ્રમણ સાથે તો ઘણા દેવતા છે. એ બધા દેવતા અહીં આવવા માગે છે. માટે ઉઠો અને તેમનો અતિથી-સત્કાર કરો. આમ સુઈ રહો દેવતા તમારે આંગણે નહિં આવે. ચાલો, પાઠપૂજા કરો અને સત્કાર માટે તૈયાર થઈ જાવ."

ભિક્ષુ ઉંઘમાંથી જાગી ઉઠયો, અને બાકીની રાત પાઠ-

પૂજામાં ગાળી. સવાર થતાં બીજા ભિક્ષુઓને એણે પોતાના સ્વપ્નાની હકીકતથી વાકેફ કર્યા. એ લોકો પણ પાઠપૂજા અને સત્કારની તૈયારીમાં ગૂંથાયા.

સરઘસ: ઘણે દિવસે હ્યુએનસંગ રાજધાની પાસેની એક ધર્મશાળામાં આવી પહોંચ્યો. રાજાને જ્યારે ખબર મળી કે હ્યુએનસંગ રાજધાની પાસે આવી પહોંચ્યો છે ત્યારે દરબારીઓ, અમાત્ય, દિવાન તથા રાજ્યના બધા ભિક્ષુઓ વગેરેને સાથે લઈ એ સામો ગયો. રાજા સાથે લગભગ હજાર માણસ તો પ્રજામાંનું હતું. રસ્તે ધજા પતાકા ઉડાડતા ફુલ ઉછાળતા અને ધુપથી મ્હેંક મ્હેંક થતા સરઘસને લઈ રાજા હ્યુએનસંગના ઉતારાવાળી ધર્મ-શાળામાં આવી પહોંચ્યા.

રાજાએ ત્યાં આવી હ્યુએનસંગને પ્રણામ કર્યા અને પુષ્પાદિથી વિધીપૂર્વક પૂજા કરી. પછી હાથીપર બેસાડી વાજતે ગાજતે હ્યુએનસંગને નગરમાં આણ્યો, અને જયેન્દ્ર નામના વિહારમાં ઉતારો આપ્યો.

ખાણા માટે આમંત્રણ: બીજે દિવસે રાજાએ હ્યુએનસંગને પોતાના રાજમહેલમાં ભિક્ષા લેવા આમંત્રણ આપ્યુ. ભિક્ષામાં ભાત-ભાતનાં પક્વાન્ન પીરસ્યાં હતાં. ભોજન સમયે રાજાએ ગામના બીજા દસ વિદ્વાન ભિક્ષુઓને પણ નોતર્યા હતા. જમણ પૂરૂં થયુ એટલે રાજાએ પોતાના ભિક્ષુઓને વિનંતિ કરી કે આપ સૌ ભેગા થઇને કંઇ ધર્મચર્ચા કરો.

અભ્યાસ-ની સગવડ: પરંતુ હ્યુએનસંગે કહ્યું, "હું તો અહીં અભ્યાસ કરવા આવ્યો છું. તે ઉપરાંત મારો ઉદ્દેશ ધર્મગ્રંથોની શોધખોળ કરી તેનો પણ અભ્યાસ કરી લેવાનો છે."

રાજાએ હ્યુએનસંગનું કહેવું સાંભળ્યું અને એના અધ્યયન માટે સગવડ કરી આપી. વીસ લહીઆઓ તથા પાંચ નોકરોને હ્યુએનસંગની તહેનાતમાં રાખી આપ્યા. નોકરોને ખાસ ફર્માન કરવામાં આવ્યું કે હ્યુએનસંગને જે જે વસ્તૂની જરૂરિયાત જણાય તે સર્વ વસ્તૂ રાજ્યન ખર્ચે તાબડતોબ આણી આપવી.

જયેન્દ્ર વિહારનો મહાસ્થવિર ૭૦ વર્ષનો બુઢ્ઢો હતો અને ખૂબ વિદ્વાન હતો. હ્યુએનસંગ જેવા સુપાત્ર વિદ્યાર્થીને જોઈ એ ખૂબ રાજી રાજી થઈ ગયો. ઘણા વ્હાલથી એણે એને પોતાની પાસે રાખ્યો અને વિદ્યા શીખવવા માંડી

શારદાપીઠ કાશ્મીર :

હ્યુએનસંગ સવારમાં કોષનું, સાંજે ન્યાયનું તથા રાત્રે હેતુ–વિદ્યાનું અધ્યયન કરતો હતો. અભ્યાસ વખતે બીજા ઘણા વિદ્વાન ભિક્ષુઓ પણ ભણવા માટે ત્યાં એકઠા થતા. એ સમયમાં કાશ્મીર વિદ્યાધ્યયન માટે એક મોટી શારદાપીઠ ગણાતું હતું; તેથી કરીને દૂર દેશાવરથી પણ લોકો અભ્યાસ કરવા ત્યાં આવતા.

કાશ્મીરના જયેન્દ્ર વિહારમાં હ્યુએનસંગે બે વર્ષ ગાળ્યાં અને અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો. બીજા ભિક્ષુઓ એની બુદ્ધિ અને ગ્રહણશક્તિ જોઈ ચકિત થઈ જતા. ચીનના એ મહાન શ્રમણને અદ્‌ભૂત ગણી સૌ કોઇનાં મસ્તક એના તરફ નમી જતાં. એ શ્રમણ અજોડ લાગતો.

પરિક્ષા :

કાશ્મીરના રાજાએ એક વખત વિદ્વાનોની એક મોટી પરિષદ બોલાવી. એ પરિષદમાં આવવા એ સમયમાં

ખૂબ વિદ્વાન ગણાતા દરેક ભિક્ષુને આમંત્રણ અપાયાં હતાં. એટલે વિદ્વાન ભિક્ષુ વિશુદ્ધસિંહ, જિનબન્ધુ, સુગતમિત્ર, વસુમિત્ર, સૂર્યદેવ, જિનત્રાત વગેરે મોટા મોટા માણસો હાજર રહ્યા હતા. બધાએ ભેગા થઈને હુએનસંગની પરિક્ષા લીધી. જુદાં જુદાં શાસ્ત્રોમાંથી ઝીણી ઝીણી વિગતો એને પૂછવામાં આવી.

પણ હુએનસંગે દરેકે દરેક પ્રશ્નના વિસ્તારથી એવા સરસ ખુલાસા કર્યા કે દરેક જણે એના ઉંડા અભ્યાસનાં તથા વકતૃત્વશક્તિનાં મુક્તકંઠે વખાણ કર્યાં.

બહુ પ્રાચીન કાળથી કાશ્મીર વિદ્યાભ્યાસ માટે વખણાતું હતું. અહીં કનિષ્કે પોતાના સમયમાં 'ચતુર્થ-ધર્મ-સંગિની'ને આમંત્રણ આપ્યુ હતું. એમાં ૫૦૦ અર્હંત હાજર રહ્યા હતા અને પારિપાર્શ્વક તરિકે હુએનસંગ હતો. આ ધર્મસંગિની પરિષદમાં ત્રિપીટકનું ફરીથી પારાયણ કરવામાં આવ્યું. વળી ઉપદેશશાસ્ત્ર, વિભાષાશાસ્ત્ર, સૂત્રપીટક, અભિધર્મ તથા વિનયપિટક એ સર્વની ટીકાઓ તૈયાર કરવામાં આવી.

રાજ્યકેન્દ્ર: . આ દેશમાં મોટા મોટા વિદ્વાન અર્હંત આવી ગયા હતા. અને એમણે જ બૌદ્ધ ધર્મનાં શાસ્ત્રો અને ગ્રંથોની રચના કરી હતી. મહાયાનનું કાશ્મીર એ એક રાજ્ય-કેન્દ્ર હતું.

===

## ૩૨

### લુંટારાના પંઝામાં

ટક્ક પ્રદેશમાં:

હુએનસંગે કાશ્મીરમાં બે વર્ષ ગાળ્યાં. એટલા વખતમાં આજુબાજુના પ્રદેશમાં આવેલાં તીર્થસ્થાનો તથા સંઘારામો જોઈ લીધા. કાશ્મીર છોડયા પછી એ પુંછ ગયો. પુછથી રાજપુર અને રાજપુરથી દક્ષિણ-પૂર્વ દિશામાં નદિઓ અને પર્વતો ઓળંગતો ઓળંગતો ટક્ક નામના જનપદમાં આવી પહોંચ્યો.

ટક્ક જતાં રસ્તામા રાજપુરથી બે દિવસનો રસ્તો કાપી, ચન્દ્રભાગા નદી પાર કરી જયપુર નામના નગરમાં આવી પહોંચ્યો. ત્યાં બ્રાહ્મણોના એક મંદિરમાં રાતવાસો રહ્યો અને બીજે દિવસે શાકલ નગરમાં આવી પહોંચ્યો.

પલાશના જંગલમાં:

શાકલ ઘણુ પ્રાચીન નગર હતું. ત્યાં બુદ્ધભગવાનના પગલાં હતા. પગલાનાં દર્શન તથા પૂજા કરી હુએનસંગ આગળ વધ્યો અને પલાશ ( ખાખરા ) ના એક જંગલમાં આવી પહોચ્યો જંગલની ઝાડીમાંથી પચાસ લુંટારા નીકળી આવ્યા લુંટારાઓએ હુએનસંગ તથા એની સાથેના સઘળા માણસોનાં કપડાલત્તાં તથા માલમતા લૂંટી લીધી અને પછી તલવાર કાઢી સૌને મારી નાંખવા પાછળ દોડ્યા.

લૂંટારા : હ્યુએનસંગ એક સુકા તળાવમાં થઇને એના સાથિયો સાથે નાસવા લાગ્યો અને મહામહેનતે તળાવને સામે કિનારે પહોંચી ગયો. તળાવમાં થઇને નાસતા બીજા ઘણા માણસોને .લુંટારાઓએ પકડી પાડયા, પણ હ્યુએન-સંગ પોતાના બે શ્રમણો સાથે એક ઝાડીમાં સંતાઈ ગયો. ઝાડી આગળ એક નાળું દેખાયુ, તેમાં થઈને હ્યુએનસંગ આગળ ને આગળ સંતાતો સંતાતો દૂર નીકળી ગયો.

એ જ્યાં આગળ શ્વાસ ખાવા ઉભો રહ્યો, ત્યાં ખેતરમાં એક બ્રાહ્મણ હળ ફેરવતો હતો. એણે ગભરાયલા માણ-સોને જોઈ એમને ઊભા રાખ્યા અને ગભરાવાનું કારણ પૂછયું. જ્યારે એણે લુંટારાની હકીકત સાંભળી ત્યારે તે બ્રાહ્મણે ખેડવાનું કામ પડતું મૂક્યું અને ગામમાં જઈ એંશી માણસોને ભેગા કરી લઈ આવ્યો.

લૂંટારા નાઠા : બ્રાહ્મણ પોતાના કાફલા સાથે લુંટારાની પાછળ પડયો. એમને જોઈ લુંટારા નાસી ગયા. પછી હ્યુએનસંગે પેલા તળાવમાં પોતાના સાથીઓની શોધ કરવા માંડી. એ બિચારા ત્યાં જ હાથપગ બંધાયલા પડયા હતા. હ્યુએન-સંગે એમને બંધનમાંથી છૂટા કર્યા. પછી સૌ પેલા બ્રાહ્મણના ગામમાં ગયા. ગામ લોકોએ એમનાથી બની તેવી આગતા સ્વાગતા કરી.

રાત્રે લુંટારાના મારથી ત્રાસેલા સાથિયો રોકકળ કરી રહ્યા હતા પણ હ્યુએનસંગ હસતો જ બેસી રહ્યો હતો. એને હસતો જોઈ સાથિઓ બોલ્યા, અમારી માલમતા લઈ ગયા અને મહા મુશ્કેલીએ જીવ બચ્યા તે જોઈ તમને હસવું કેમ સૂઝે છે?

હુએનસંગે કહ્યું, "ભાઈ જીવ બચ્યો તો બધું બચ્યું છે એમ જ સમજોને. પ્રાણ બચ્યા પછી ચિંતા શાની કરો છો? જીવતા રહ્યા છો તો માલ મતા ફરી મળી રહેશે." એ સાંભળી સૌ રોતા બંધ થઈ ગયા, અને જેમ તેમ કરી રાત પસાર કરી. સાંત્વન :

# ૩૩

## ૭૦૦ વર્ષનો તપસ્વી

બીજે દિવસે સવારે એ ગામથી પ્રયાણ કરી ટક્કની પૂર્વ બાજુના નગરમાં સૌ આવી પહોંચ્યા. નગરની પશ્ચિમે એક આંબાવાડીયુ હતું. ત્યાં એક ૭૦૦ વર્ષનો તપસ્વી બ્રાહ્મણ રહેતો હતો. એના દેખાવ પરથી જાણે ત્રીસ વર્ષનો હોય એવો એ દેખાતો હતો. એ તપસ્વી સાંખ્ય, વેદ યોગશાસ્ત્ર તથા બીજાં ઘણાં શાસ્ત્રોમાં પારંગત હતો. એના બે શિષ્યો સો સો વર્ષની ઉમરના હતા.

લાગણી : જ્યારે હ્યુએનસંગને એ તપસ્વીનો ભેટો થયો ત્યારે તપસ્વી એને દેખીને ખૂબ પ્રસન્ન થયો અને વ્હાલથી પોતાની પાસે રાખ્યો. જ્યારે લુંટારાની વાત એણે સાંભળી ત્યારે પોતાના શિષ્યોને ગામમાં મોકલ્યા અને કહ્યું કે, "ગામના દરેક બૌદ્ધને ખબર આપો કે આખો સંઘ લૂંટાયો છે એમને મદદ કરો અને એમને માટે કઇક ખાવાનું લાવો.

શિષ્યોએ ગામમાં જઈ વાત કરી કે, ચીનનો એક શ્રમણ હમારા આશ્રમમાં આવ્યો છે. એ અને એના સાથિયોને ચોરોએ લૂંટી લીધા છે. સૌ યથાશક્તિ મદદ કરે એમ અમે ઇચ્છીએ છિયે. પુણ્યનું કામ કરવાનું છે.

## ૩૪

## સ્તૂપ પૂજા

એ સમયમાં મથુરા બૌદ્ધોનું મુખ્ય ધામ મનાતું. ત્યાં સેંકડો સંઘારામો તથા સ્તૂપો હતા. સૌથી મોટો સંઘારામ પાર્વત સંઘારામ મનાતો આર્ય ઉપગુપ્તે, એ બનાવરાવ્યો હતો એમ કહેવાય છે. સંઘારામની પાસે જ ઉત્તર દિશાએ વીસ ફુટ પહોળી અને ત્રીસ ફુટ લાંબી એક પત્થરની ગુફા હતી. એમાં વાસના ચાર ચાર ઇંચના ટુકડાનો એક મોટો ઢગ માર્યો હતો. એ ઢગ આર્ય ઉપગુપ્તે ખડક્યો હતો.

અર્હંત દંપતિની ગણત્રી : હુએનસંગને એમ કહેવામાં આવ્યું કે જ્યારે જ્યારે આર્ય ઉપગુપ્તના ઉપદેશથી કોઈ દંપતિ (જોડું) અર્હંત પદ પ્રાપ્ત કરતું ત્યારે ઉપગુપ્ત આ ગુફામાં એક વાંસનો ટુકડો નાંખતા. એ રીતે નંખાયલા ટુકડાનો એ ઢગ હતો. કોઈ માણસ એકલો જ ઉપદેશથી અર્હંત થતો, તો તેના નામનો ટુકડો નાંખવામાં આવતો નહોતો ફક્ત દંપતિ માટે જ નાખવામાં આવતો. આ ઉપગુપ્ત અશોકના ગુરુ હતા.

સ્તૂપપૂજા તે વખતે આ દેશમાં અર્હંતોના અને બોધિસત્વના સ્તૂપોની પૂજા કરવાનો રીવાજ હતો. સૂત્રપીટકનો

કુંવારો છું. આ વાત આજે મને સતાવી રહી છે. આથી એના સાથીઓએ કહ્યું " ઓહો, એમાં શી મોટી વાત છે ! આજજ ત્હારો વિવાહ હમે કરાવીશું."

લગ્ન : પછી તો બધાએ લગ્નની તૈયારી કરવા માંડી. બબ્બે જણા બે પક્ષના થઈ ગયા. અને એનું લગ્ન એ બધા જે ઝાડ નીચે બેઠા હતા તેજ પાટલના ઝાડની સાથે કર્યું. ત્હાંજ પડી એટલે બધાએ તો પાછા પોતાને આશ્રમે જવા માંડયુ. પણ પેલો બ્રહ્મચારી તો પાટલના ઝાડની નીચેજ બેસી રહ્યો.

રાત પડી એટલે એને લાગ્યુ કે પુષ્કળ લોકો ત્યાં આવે છે. વાજાં વાગી રહ્યાં છે. થોડી વારમાં તો બધે બિછાવટ થઈ ગઈ. બધી વ્યવસ્થા થઈ ગયા પછી એક વૃદ્ધ માતપિતા પોતાની દીકરીને લઈને બ્રહ્મચારીની પાસે આવ્યાં ને એની સાથે પોતાની દીકરીને બેસાડી હસ્ત-મેળાપ કરાવ્યો. લગ્નોત્સવમાં બધાં મઝા કરવા લાગ્યાં.

દિવ્ય મહેલ : સાત આઠ દિવસ થયા એટલે પેલો નવપરિણીત પોતાના ગામમાં આવીને પોતાના જુના મિત્રોને લઈ પેલા સ્થાનમાં પાછો ગયો. ત્યા આવીને જોયું તો એ ઝાડને બદલે ત્યાં એક મોટો મ્હેલ બની ગયો હતો અને કેટલીય દાસદાસીઓ પોતપોતાના કામમાં મશગૂલ થઈ રહી હતી. એક ઘરડા માણુસે આ બધાનો સત્કાર કર્યો ને વિવિધ પ્રકારનાં ભોજન કરાવ્યાં. બધાએ ખૂબ મોજ કરી પછી બધા મિત્રો વિદાય થયા. પેલો બ્રહ્મચારી તો આ દૈવે બનાવેલા મહેલમાં પોતાની દિવ્ય પત્નીને લઈને રહેવા લાગ્યો. આવતાં જતાં આજુબાજુના લોકોએ ત્યાં

વસવાટ કર્યો અને ધીમે ધીમે એક નગર વસ્યુ. આ નગરનું નામ પાટલિપુત્ર.

મગધની રાજ્ય-ધાની: રાજા બિંબિસારના પ્રપૌત્રના સમયમાં આ નગર મગધની રાજ્યધાની બન્યુ: કેટલાંય વર્ષો સુધી એ મગધની રાજ્યધાની તરીકે કાયમ રહ્યું. ત્યાં સેંકડો સંઘારામો અને વિહારો બંધાવેલા હતા પણ જ્યારે હ્યુએનસંગ ત્યાં પહોંચ્યો ત્યારે ફક્ત બેજ સંઘારામ દેખાતા હતા.

બુદ્ધદેવનાં પગલાં: આ ઐતિહાસિક શહેરની ઉત્તરે એક ન્હાનું ગામ જણાતું હતું. તેની વસ્તી આશરે હજારેક ઘરની હશે. પાસે અશોકના સ્તૂપ ને સ્તંભ હતા. પાસેજ એક વિહાર હતો જેમાં ભગવાન બુદ્ધદેવનાં પગલાં હતાં. આ પગલાં એક ફુટ આઠ ઇંચ લાંબાં અને છ ઇંચ પહોળાં હતાં. એમાં ચક્ર, કમળ ને સ્વસ્તિકાદિ ચિન્હો સ્પષ્ટ જણાતાં હતાં.

આ વિહારની ઉત્તરે એક સ્તંભ હતો. એના ઉપર લખ્યુ હતું કે અશોક રાજાએ ત્રણ વાર આખો જંબુદ્વીપ બુદ્ધ ધર્મને અને સંઘને દાનમાં આપી દીધો હતો. પાટલિપુત્રની દક્ષિણે એક કુકુટારામ નામનો સંઘારામ હતો તેમાં બેસી અશોક રાજા ૧૦૦૦ શ્રમણોને દાન કરતો હતો.

તીલાડક સંઘારામ: હ્યુએનસંગ પાટલિપુત્રમાં એક અઠવાડિયુ રોકાયો અને આજુબાજુનાં મુખ્ય મુખ્ય પવિત્ર મનાતાં સ્થાનોનાં દર્શન કરી તિલાડક ગયો. તિલાડક પાટલિપુત્રથી ૨૮ માઇલ દક્ષિણપશ્ચિમમાં હતું. ત્યાં એક ખૂબ મોટો સંઘારામ હતો. અહીં અનેક વિદ્વાન શ્રમણો રહેતા હતા,

જ્યારે અહીંના વિદ્વાનોએ સાંભળ્યું કે કોઈ એક વિદ્વાન વિદેશી મુસાફર આવે છે એટલે બધાએ બહાર આવી હુએનસંગનો સારો આદર સત્કાર કર્યો અને એને સંઘારામમાં લઈ ગયા. તીલાડક સંઘારામથી આગળ વધી હુએનસંગ બુદ્ધ ગયા આવી પહોંચ્યો.

બોધિવૃક્ષ

ગયામાં બોધિવૃક્ષનું દર્શન કર્યું. બોધિવૃક્ષની ચારે બાજુ પાકી ઇંટોની કમાનો હતી. એનું મોટું બારણું પૂર્વ દિશાએ હતું. અને એની સ્હામે નિરંજના નદી ખળખળ કરતી વહેતી હતી. દક્ષિણ દિશાએ એક તળાવ હતું; તેમાં પુષ્કળ કમળ ખીલેલાં હતાં. પશ્ચિમ બાજુએ એક પર્વત દેખાતો હતો. અને ઉત્તરે સંઘારામ હતો. વચમાં વજ્રનું આસન હતું.

વજ્રાસન:

વજ્રાસન સો પગલાંના ઘેરાવા જેવડું હતું. આ વજ્રાસન સંબંધમાં હુએનસંગના શબ્દોમાં કહીએ તો "આ આખી દુનિયાની મધ્યમાં છે અને એનું મૂળ પૃથ્વીની વચ્ચોવચ સોનાના ચક્રમાં ઢંકાઇ ગયુ છે. સૃષ્ટિની શરૂઆત વખતે ભદ્રકલ્પમાં આ આસનની રચના યોજાઇ હશે. આનો નાશ થઇ શકે તેમ નથી એટલે એને વજ્રાસન કહે છે. આના ઉપર જ આખી દુનિયાનો ભાર છે."

આ વજ્રાસન પર બેસીને અસંખ્ય બુદ્ધને બોધિજ્ઞાન પ્રાપ્ત થયુ છે. આને બોધિમંડ પણ કહે છે. આખી દુનિયા રસાતળ જાય પણ આ સ્થાન કાયમ રહેવાનું છે એવી માન્યતા છે. સાથે સાથે એમ પણ મનાતું કે આજથી બસો વર્ષે ધર્મની હાંસિ થશે, ધર્મનો નાશ થશે એટલે આ વજ્રાસન પણ દેખાતું બંધ થશે.

ભવિષ્યવાણી : આસનની દક્ષિણે અને પૂર્વે અવલોકિતેશ્વર બોધિસત્વની બે મૂર્તિઓ પૂર્વાભિમુખ જોવામાં આવે છે. જ્યારે આ બે મૂર્તિઓ જોવામાં ન આવે ત્યારે જાણવું કે આ દુનિયામાંથી બૌદ્ધધર્મનો નાશ થયો. અત્યારે જ દક્ષિણ તરફની મૂર્તિ છાતી સુધી જમીનમાં દટાઇ ગઇ છે.

આજુબાજુ કેટલાય સ્તૂપો ને વિહારો હતા અને ચચ્ચાર ગાઉ સુધી જાણે ડગલે ને પગલે તીર્થસ્થાનોજ દેખા દેતાં હતાં.

હ્યુએનસંગ બુદ્ધગયામાં આઠ નવ દિવસ રહ્યો ને ભગવાનનાં લીલાસ્થાનો તથા પૂણ્યસ્થાનોનાં એક પછી એક દર્શન કર્યાં. બધાંનું વર્ણન કરવા આપણે બેસીએ તો પાર પણ ન આવે.



## ૪૨

### નાલંદ

સ્વાગત :

નાલંદના ભિક્ષુસંઘને જ્યારે સમાચાર મળ્યા કે હુએનસંગ બુદ્ધગયા સુધી આવી પહોંચ્યો છે ને આ તરફ આવવાનો વિચાર રાખે છે; ત્યારે એને ખાસ સ્હામે લેવાને ચાર શ્રમણોને ઠેઠ બુધ્ધ ગયા સુધી મોકલ્યા. એ લોકો હુએનસંગને મળ્યા. હુએનસંગ આ શ્રમણોની સાથેજ બુધ્ધગયાથી નવમે દિવસે નાલંદ આવવા નીકળ્યો. બીજા સાત માઈલ જઈને વિહારની સગવડવાળા એક ગામમાં મુકામ કર્યો. આ ગામ આયુષ્માન મૌદ્‌ગલાયનનું જન્મ-સ્થાન હતું. અહીં સો બસો ભિક્ષુ અને કેટલાક સદ્‌ગૃહસ્થો હુએનસંગનું સ્વાગત કરવા પહેલેથી આવેલા હતા. અહીંથી હુએનસંગ બધાંની સાથે ચાલી ઠેઠ નાલંદ મહાવિહારમાં પહોંચ્યો.

નાલંદના શ્રમણોએ ખૂબ શિષ્ટાચારથી એનું સ્વાગત કર્યું અને સ્થવિરની સાથે બેસાડયો. પછી.વિહારના સંચા-લકોને ખબર આપી દીધી કે જ્યાં સુધી હુએનસંગ આ વિહારમાં રહે ત્યાં સુધી એમને જોઈએ તે બધી સામગ્રી બરાબર પહોંચાડવી. પછી હુએનસંગને બીજા વીસ વિદ્વાન શ્રમણો એમના મહાસ્થવિર શીલભદ્રની પાસે લઈ ગયા.

શીલભદ્ર-ની પાસે : શીલભદ્રની પાસે જઈને બધાએ પ્રણામ કર્યા. તેમની સ્હામે ઉપહાર પધરાવીને એક ગૃહસ્થે પ્રણામ કર્યા. શીલભદ્રે આસન મંગાવ્યાં ને હુએનસંગ વગેરેને બેસાડ્યા. પછી પૂછયું, 'આપ કયા દેશમાંથી આવો છો ?" "હું ચિનદેશથી આવું છું, ને મ્હારી ઇચ્છા છે કે આપની સેવામાં રહી યોગ્યશાસ્ત્રનો અભ્યાસ કરું." આમ હુએનસંગે જવાબ આપ્યો.

એટલામાં શીલભદ્રની આંખમાં આંસુ ઉભરાયાં. એમણે પોતાના ભત્રીજા બુધ્ધભદ્રને બોલાવીને કહ્યું "મ્હને ત્રણ વર્ષ ઉપર શૂળનો રોગ થયો હતો તે વાત આમને સંભળાવ," બુધ્ધભદ્ર આશરે સીત્તેર વર્ષની ઉમરના હશે. શાસ્ત્રોમાં અને સૂત્રોમાં એ પારંગત હતા અને મહાન વક્તા પણ હતા.

શૂળનો રોગ : બુધ્ધભદ્રની આંખમાં પણ આંસુ ઉભરાયાં. આંસુ રોકી એમણે કહેવા માંડયું, "ત્રણ વર્ષ પ્હેલાં શીલભદ્રને શૂળનો રોગ હતો. શૂળ ઊપડે છે ત્યારે એ એટલા બધા વ્યાકુળ થઈ જાય છે કે હાથ પગ પછાડે છે અને ઘડી-ઘડીમાં ચિડાઈ જાય છે ને બૂમો પાડે છે. જાણે અગ્નિ વરસતો હોય એમ એમને લાગે છે અને કોઇ જાણે છરીઓ મારતું હોય એવું અનુભવે છે. વીસ વર્ષથી આ રોગ હતો. પણ છેવટ છેવટ તો એટલું બધું દુઃખ લાગવા માંડયું કે જીવવું એજ મુશ્કેલ થઈ પડયું. ઉલટું, એમના મનમાં એમ થઈ ગયું કે આના કરતાં તો ન જીવ્યા હોઈએ તે સારું. એટલે એ તો અનશન–ખાવુંજ નહિ–વ્રત લઈ બેઠા.

" એક રાત્રે એમને ત્રણ દેવતાઓનાં દર્શન થયાં: એક સોનાના, એક શુધ્ધ સ્ફટિકના અને ત્રીજા ચાંદીના. પહેલાં ચાંદીના દેવ એમની પાસે આવી પૂછવા લાગ્યા, 'ત્હમે શરીરનો ત્યાગ કરીને શું કરશો ? ત્હમને ખબર નથી કે ત્હમારે જેટલું દુઃખ ભોગવવાનું છે તેટલું તો ભોગવ્યેજ છૂટકો છે ! શરીરનો ત્યાગ કરવો એ તો પાપ છે. અને એના તરફ તિરસ્કારવૃત્તિ પણ નજ રાખવી જોઈએ. ત્હમે પૂર્વ જન્મમાં રાજા હતા ત્હમે પ્રાણીઓને બહુ દુઃખ દીધું હતું એનું ફળ ત્હમને અત્યારે મળે છે. ત્હમે ત્હમારા પૂર્વ જન્મનાં કર્મો યાદ કરો, એને માટે ખરા અન્તઃકરણથી પશ્ચાત્તાપ કરો અને એને લીધે જે દુઃખ પડે તે શાંતિથી સહન કરો.

સ્વપ્ન :

ખૂબ મહેનત લઈને શાસ્ત્રોનો અભ્યાસ કરો ને કરાવશો તો ત્હમારાં દુઃખની જરૂર શાંતિ થશે. પણ ત્હમે એમ માનતા હો કે શરીરનો ત્યાગ કર્યાથી દુઃખનો નાશ થશે તો તે ત્હમારી ભૂલ છે."

અધ્યયન કરાવવાથી શાંતિ :

આ ચાંદીના દેવની વાત સાંભળીને શીલભદ્રે પ્રણામ કર્યા. દેવતાઓએ પોતાને ઓળખાવ્યા. શુધ્ધ સ્ફટિકના દેહવાળા અવલોકિતેશ્વર બોધિસત્વ હતા, ચાંદીના દેહવાળા મૈત્રેય બોધિસત્વ હતા. અને સોનાના દેહવાળા મંજૂશ્રી બોધિસત્વ હતા.

શીલભદ્રે મૈત્રેય બોધિસત્વને પ્રણામ કરીને પૂછ્યુ, "પ્રભો ! હું હંમેશાં પ્રાર્થના કરૂં છું કે મને તુષિત ધામમાં લઈ આપની સેવામાં રાખો. મ્હને તુષિત ધામમાં જગા મળશે ? મને આપની સભામાં રહી આપની સેવા કરવાનો

લાભ મળશે ? ” મૈત્રેય બોધિસત્વે જવાબ આપ્યો, ‘ ધર્મનો ખૂબ પ્રચાર કરશો તો ત્હમારી મનકામના ફળિભૂત થશે ”

મંજૂશ્રી બોધિસત્વે કહ્યું ‘ હું ત્હમને આત્મઘાત કરતા અટકાવવા આવ્યો છુ. ત્હમે ધર્મનો પ્રચાર કરો, યોગ, શાસ્ત્ર વગેરેના નામ પણ જેણે ન જાણ્યા હોય તેમને આ ગ્રથો સભળાવો તો ત્હમારો રોગ શાત પડશે ત્હમારુ દુખ ઓછુ થશે ”

ચીનના શ્રમણને ભણાવજો

એટલામાં શીલભદ્ર બોલી ઊઠયા “ એમણે તો વળી એમ પણ કહ્યું હતુ કે ચિન દેશથી એક શ્રમણ આવશે એને ધર્મના પુસ્તકોની ખૂબ ઇતેજારી હશે. ત્હેને બરાબર અભ્યાસ કરાવજો. ”

આ સ્વપ્ન થયા પછી ગુરૂજીનુ દુખ ગયુ અને ફરી શૂળ ઊપડયુજ નથી.

નાલંદમાં પ્રવેશ

બધા લોકો આ વાત સાભળીને ચકિત થઈ ગયા અને હ્યુએનસંગની સ્હામે જોવા લાગ્યા. હ્યુએનસંગના મનને પણ ખૂબ આનંદ લાગ્યો તે શીલભદ્રને પગે પડયો અને કહેવા લાગ્યો, “જો એમજ હોય, એટલે ઇશ્વિરજ જો હું શીખુ ત્હેમા રાજી હોય, તો એટલી વસ્તુ આપ યાદ રાખજો કે હ્યુએનસગ પોતાની પૂરેપૂરી શક્તિનો ઉપયોગ કરીને પણ અભ્યાસ કરવાનો પ્રયત્ન કરશે. મ્હેરબાની કરીને આપ મ્હને આપની પાસે રહેવા દો ”

તાજો મળ્યો :

“ બહુ ખુશીથી હું ત્હમને મ્હારી સાથે રાખીશ. પણ મ્હને ત્હમે કહો કે ત્હમારે ચિન દેશ છોડયે કેટલા દિવસ થયા ? ” “ મ્હારે ચાલી નીકળ્યે તો ત્રણ વર્ષ થયા, ત્રણ

વર્ષથી મ્હારો દેશ મ્હેં છોડયો છે. " શીલભદ્રને થયું કે સ્વપ્નનો વખત ને હુએનસંગનો સ્વદેશ છોડયાનો સમય એકજ હતો. એટલે જે સ્વપ્ન શીલભદ્રને આવ્યું હતું ત્હેમાં કાંઈ અસત્ય ન હોતું લાગતું. તાળો બરાબર મળ્યો. વળી બંને ગુરુશિષ્ય થશે એ વિચારે બંનેને આનંદ થયો.

હવે બુધ્ધભદ્ર હુએનસંગને બાલાદિત્ય ( બાલસૂર્ય ) નામના વિહારમાં લઈ ગયો. ત્યાં પોતાની સાથે ચોથે માળ તેમને મુકામ આપ્યો અને એક અઠવાડિયા સુધી તો પોતાના મહેમાન તરીકે રાખી પોતે આતિથ્ય સેવાનો લાભ લીધો. ત્યાર પછી એક જુદી જગા કાઢી આપી અને એમની જરૂરિયાતો માટે એક બ્રાહ્મણ અને એક નોકર સોંપ્યાં. એમને બહાર ફરવા જવા માટે એક હાથી સોંપવામાં આવ્યો. બીજી જરૂરિયાતો પણ બાદશાહી ઠાઠથીજ મળે ત્હેવી વ્યવસ્થા કરવામાં આવી.

હુએનસંગ માટે જગા નક્કી થઇ:

જરૂરિયાત પ્રમાણે હુએનસંગને દરરોજ એક દ્રોણ ચોખા, ૨૦ સોપારી, ૨૦ જાયફળ, ૨ ટાંક કપૂર અને ઘી તથા દર મહિને ત્રણ ઘડા તેલ દીવો બાળવા આપવામાં આવતું હતું.

નાલંદની મુખ્ય સંસ્થા તે વિશ્વવિદ્યાલય. એ વિશ્વવિદ્યાલયમાં છ સંઘારામો હતા. એમાંથી એક પડી ગયેલો હોવાથી પાંચનોજ ઉપયોગ થઈ શકે તેમ હતું. આનું નામ નાલંદ કેમ પડયું તે વાત જાણવા જેવી છે.

નાલંદ નામ:

એક વખત બોધિસત્વે નાલંદ નામના રાજા તરીકે જન્મ લીધો હતો. ત્યારે આ જગાએ એક વિહાર બનાવવામાં આવ્યો. નાલંદ બહુ દાનશીલ રાજા હતો. એ

ગરીબો અને નિરાધારોને મોં માગ્યાં દાન કરતો હતો. તેથી એ રાજાનું નામ નાલંદ—ન+અલં (પૂરતું) + દા ( આપવું )–એવું પડયુ હતું.

કેટલાક એમ પણ કહે છે કે વિહારની દક્ષિણે એક બાગમાં આંબા નીચે નાલંદ નામનો નાગ રહેતો હતો; અને આ નાગના નામ ઉપરથી આ સ્થળનું નામ નાલંદ પડયું હતું.

કરોડો રૂપિયાનું આંબા-વાડિયું: ભગવાન બુધ્ધના વખતમાં આ જગાએ આંબાની એક વાડી હતી. એ આંબાવાડીઉં ૫૦૦ વેપારીઓએ ભેગા થઈ ૧૦ કોટી સૂવર્ણ મુદ્રા આપી મૂળ માલિક પાસેથી ખરીદ કરી ભગવાન બુધ્ધને અર્પણ કર્યું હતું. ભગવાન આ જગાએ ચાતુર્માસ રહ્યા અને ત્રણ મહીના એ વેપારીઓને ઉપદેશ કર્યો એટલે એ વેપારીઓ અર્હંત પદ પામ્યા.

ભગવાનના નિર્વાણ પછી ઘણે વખતે મગધમાં શક્રાદિત્ય નામે રાજા રાજ્ય કરતા હતા. એમણે આ જગાએ એક સંઘારામ અને એની વચ્ચે એક વિહાર કરાવ્યો હતો. એ વિહાર હ્યુએનસંગ મગધ પહોંચ્યો ત્યાં સુધી હતો. અહીં ૪૦ શ્રમણોને રોજ ભોજન મળતું હતું.

ભવિષ્ય-વાણી: શક્રાદિત્યની સભામાં એક નિર્ગ્રન્થનૈમિત્તિક હતો. તેણે લખ્યુ છે કે “ આ સ્થાન હિંદભરમાં સર્વોત્તમ છે. જો અહીંઆં સંઘારામ બનાવવામાં આવે તો તે વિશ્વ-વિખ્યાત બનશે અને એક હજાર વર્ષ સુધી વિદ્યાનું કેન્દ્રસ્થાન થશે. બહુ દૂર દૂરના દરેક આશ્રમના વિદ્યા-

ર્થીઓ આ વિદ્યાલયનો લાભ લેશે અને અભ્યાસ કરશે."

શક્રાદિત્ય પછી એનો પુત્ર બુધગુપ્ત સિંહાસન પર બેઠો. એણે પણ પોતાના પિતાના સંઘારામની દક્ષિણે બીજો સંઘારામ કરાવ્યો. એના પછી એના પુત્ર તથાગતગુપ્તે ત્રીજો સંઘારામ મૂળ સંઘારામની પૂર્વ દિશાએ ચણાવ્યો. આમ એક સંઘારામની આજુબાજુ પુષ્કળ સંઘારામો થયા. તથાગતગુપ્તના પુત્ર બાલાદિત્યે ઉત્તર-પૂર્વ દિશામાં એક ચોથો સંઘારામ બંધાવ્યો. બાલાદિત્યના સંઘારામમાં એવો નિયમ હતો, કે ઉપાસકોમાંથી જેમણે ગૃહત્યાગ કર્યો હોય છતાં પ્રવ્રજ્યા ગ્રહણ ન કરી હોય તેમને ઉમરના પ્રમાણમાં મોટા ગણવા.

સંઘારામની પ્રગતી:

જેમ જેમ આ સ્થાનના શિક્ષણની ખ્યાતિ પ્રસરતી ગઈ તેમ તેમ ભિક્ષુઓ અને ઉપાસકો ત્યાં આવવા માંડયા. એક વખત રાજા બાલાદિત્યે પોતાના સંઘારામમાં આખા સંઘને આમંત્રણ આપી નોતર્યો હતો. સંઘના લોકો બેઠેલા હતા તેની વચ્ચે બે ચિનના ભિક્ષુઓ આવીને બેસી ગયા. સંઘના લોકોએ પૂછયું " તમે કોણ છો અને કયા દેશથી અહીં આવો છો ? તમે કેમ મોડા આવ્યા ? "

' હમે ચિન દેશથી આવીએ છિએ. હમારા ગુરૂજી રોગથી પિડાય છે. એમને દવા આપતાં વાર થઈ. તેથી મોડું થયું. '

એમની આવી વાતો સાંભળી બધાંને આશ્ચર્ય થયું અને રાજાને કહેણ મોકલ્યું. રાજા આવ્યા પણ કોણ જાણે કોઈનેય ખબર ન પડે તેમ પેલા બે ચિનના ભિક્ષુઓ ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયા. રાજાને આ વાત

સાંભળી જરા દુઃખ થયું અને સાથે સાથે વિરાગ ઉત્પન્ન થઇ ગયો. એમણે પોતાના પુત્રને ગાદી સોંપી ને પોતે સંઘારામમાં જ રહેવાનું શરૂ કરી દીધું.

રાજાએ ગૃહત્યાગ કર્યો પણ તે બધાનાથી મોટા ગણાતા નહોતા. એમણે વિરાગ લીધો છતાં માનની ભૂખ એમને એમ હતી. એટલે એમણે સંઘારામમાં એ વિષે ફરિયાદ કરી આખરે એવું ઠરાવવામાં આવ્યું કે જેમણે ગૃહત્યાગ કર્યો હોય છતાં પ્રવ્રજ્યા ગ્રહણ કરી ન હોય તેમને ઉમરના પ્રમાણે મોટા નાના ગણવા.

બાલાદિત્યના પુત્ર વજ્રાદિત્યે વળી પાછો વિહારની સંખ્યામાં વધારો કર્યો; અને પાંચમો વિહાર બંધાવ્યો. ત્યારપછી દક્ષિણના એક રાજાએ છઠ્ઠો વિહાર બંધાવ્યો. એ પ્રમાણે ગોળાકારમાં ૭ વિહારો ગોઠવાઈ ગયા.

**વિદ્યાપીઠની બાંધણી:** નાલંદ ધીમે ધીમે કરતાં અનેક સંઘારામોનું કેન્દ્ર બની ગયુ. એ બધાની વચ્ચેની જગા વિદ્યાપીઠને માટે રાખવામાં આવી હતી. એને માટે આજુબાજુ ઊંચી ઊંચી આઠ ભીંતો કરવામાં આવી હતી. દરેક ખૂણે બુરજ કરવામાં આવ્યો હતો. એના કાંગરા જાણે આકાશની સાથે વાત કરતા હોય એવા ઊંચા હતા.

**વેધશાળા:** અંદર વેધશાળા પણ હતી. એટલી બધી ઊંચી કે નીચેથી જોતાં નજર પણ કહ્યું ન કરે. છેક ઉપર જોતાં તો ચક્કર આવી જાય. એની ટોચ આજુબાજુનાં વાદળાંથી ઢંકાયલી હોવાથી નીચેથી દેખાતી પણ નહિં. એ ટોચ ઉપર એવું એક યન્ત્ર ગોઠવ્યુ હતું કે જેથી પવન કયી દિશાનો વાય છે, કેટલી ગતિ છે, વરસાદ કે કોઈ તોફાન

થશે કે કેમ વગેરેની અગાહી થઈ શકે. એજ યન્ત્રથી ગ્રહોનાં યુધ્ધ, સૂર્યગ્રહણ ચંદ્રગ્રહણ વગેરે જોવાનું બની શકતું. તારા મંડળોની ગણત્રી વગેરે પણ થઈ શકતી.

પાસેજ એક ભર્યું સરોવર હતું. ત્હેમાં જાતજાતનાં ભૂરાં, લાલ ને સફેદ રંગનાં કમળ હંમેશ ખીલેલાં રહેતાં. કિનારાની પાસેજ એક આંબાવાડિયુ હતું. એનો પડછાયો સ્વચ્છ સરોવરમાં પડતો હતો. દેખાવ સુન્દર હતો.

હોસ્ટેલ : વિહારથી દૂર થોડા થોડા અભ્યાસ કરનારાઓ માટે આવાસગૃહ ( હોસ્ટેલ ) પણ હતાં. એને ચાર માળ હતા. એના સ્તંભો એટલા તો સફેદ હતા કે એની હારની હાર જાણે મોતીની બનાવેલી હોય એમ લાગતું. છજાંના થાંભલા પર જાતજાતનાં પશુપંખી કોતરેલાં હતાં. છેક ઉપર સુદર અગાશી હતી. આમાં હંમેશાં ૧૦,૦૦૦ ભિક્ષુઓ રહી શકે એટલી વ્યવસ્થા હતી છતાં ભાગ્યેજ એમાં જગા ખાલી રહેતી. ભિક્ષુઓ ખૂબ દૂરથી વિદ્યાભ્યાસ કરવા આવતા હતા. તે વખતે ભારતવર્ષમાં કેટલાય સંઘારામો ને વિદ્યાપીઠો હતી પણ નાલંદ તે નાલંદ ! એની આગળ એકેયની ગણત્રી વિસાતમાં નહોતી.

અભ્યાસક્રમ : વિદ્યાપીઠમાં બધાંજ શાસ્ત્રો શીખવાતાં. હીનયાન, મહાયાન વગેરે અઢારે નિકાયો, વેદ, વેદાંત, ઉપવેદ, દર્શન, ન્યાય વગેરેનો અભ્યાસ થઈ શકતો. બધાજ સંપ્રદાયો ને ધર્મોને લગતો અભ્યાસ કરવા દેવામાં આવતો. વિદ્યાપીઠમાં ૧૫૦૦ ઉપાધ્યાયો—અધ્યાપકો હતા. તેમાંથી ૧૦૦૦ અધ્યાપકો ૩૦ ગ્રન્થો ભણાવતા

અને બીજા ૫૦૦, ૨૦ ગ્રન્થો ભણાવતા. પ્રધાન અધ્યાપક તે શીલભદ્ર. શીલભદ્ર બધી વિદ્યાઓમાં પારંગત હતા ને એકેએક વિદ્યા શીખવવામાં કુશળ હતા.

વિદ્યાર્થીઓ : ૭૦૦ વર્ષ સુધી મોટા મોટા શ્રમણો, અર્હતો અને બોધિસત્વો આ વિદ્યાપીઠને આશ્રયે રહી ભણેલા. આ વિદ્યાપીઠમાં અભ્યાસ કરતા ભિક્ષુઓ બધા શાંત ને ગંભીર જોવામાં આવતા. આટલાં બધાં વર્ષોમાં એકે ભિક્ષુએ વિનયપીટકના એકકે નિયમનું ઉલ્લઘંન કર્યું હોય એવું જાણવામાં આવ્યું ન્હોતું.

વિહારના ખર્ચને પ્હોંચી વળવા ૧૦૦ ગામનું મહેસુલ રાજાએ જુદું કાઢી આપ્યું હતું. વિદ્યાર્થી આશ્રમના ૨૦૦ નિરિક્ષકો એ પૈસાની વ્યવસ્થા કરતા અને બધા બ્રહ્મચારિયો, શ્રમણો, ભિક્ષુઓ વગેરેના ખર્ચ માટે એટલું મહેસુલ પૂરતું થઈ રહેતું. એમને પોતાની કોઈપણ જરૂરિયાત માટે મ્હોં વીલું કરવું પડતું નહિ. જે જોઈએ તે હંમેશાં તૈયારજ રહેતું.

વિદ્યાલયની ભરતી : જ્યારે નવા વિદ્યાર્થીઓ લેવાના હોય ત્યારે દૂર દૂરના વિદ્યાર્થીઓ એકઠા થતા. એમની જુદા જુદા ગ્રન્થોના અભ્યાસની પરીક્ષા થતી. એમના આચરણની પણ પરીક્ષા થતી ને ઉપાધ્યાયોને યોગ્ય લાગે તોજ એમને વિદ્યાલયમાં સ્થાન મળતું. પછી એમની ખાવાની, પીવાની, રહેવાની, પહેરવાની વગેરે વ્યવસ્થા થતી. કોઈ માંદો સાજો થતો તો તેને માટે પણ તાત્કાલિક ઉપાયો લેવામાં આવતા.

એમના મુખ્ય ઉપાધ્યાયોમાંનાં કેટલાંકનાં નામ આ રહ્યાં : ધર્મપાલ, ચન્દ્રપાલ, ગુણમતિ, સ્થિરમતિ, પ્રભા-

મિત્ર, જિનમિત્ર, જ્ઞાનચન્દ્ર, શીઘ્રબુદ્ધ શીલભદ્ર વગેરે. અધ્યાપકો એમાંનો દરેકે દરેક માણસ દરેક શાસ્ત્રોનો જાણકાર ભાષ્યકાર અને વ્યાખ્યાતા હતો. એમાં શીલભદ્ર તો તે વખતે મુખ્ય અધ્યાપક (ચાન્સેલર) હતા.

જ્યારે હ્યુએનસંગ નાલંદમાં આવ્યો ત્યારે નાલંદ વિદ્યાપીઠના મુખ્ય કુલગુરૂ શીલભદ્ર હતા.

નાલંદની ભરતીમાં ચુંટાયા પછી કેટલેક દિવસે હ્યુએનસંગે ગુરૂજી શીલભદ્રની આજ્ઞા લઈને રાજગૃહનાં દર્શન કરવા પ્રયાણ આદર્યું. નાલંદથી દક્ષિણે જતાં એક દિવસે રાજગૃહ પહોંચાય. સ્હવારે હ્યુએનસંગે ચાલવા માંડયું ને સ્હાંજે તો એ રાજગૃહમાં પહોંચી ગયો.



## ૪૩

## રાજગૃહ

કુશાગર-પુર : મગધની પ્રાચીન રાજધાનીનું નામ કુશાગરપુર હતું. હજારો વર્ષ સુધી મગધના રાજ્યકર્તાઓએ એનેજ રાજ્યધાની માની હતી. કુશાગરપુર નગર મગધ દેશની મધ્યમાં હતું એની ચારે બાજુએ પર્વતની હાર હતી. પશ્ચિમ દિશાએ ફક્ત એક ઘણો સાંકડો માર્ગ હતો જ્યાંથી લોકોની આવજા થઈ શકતી. ઉત્તરમાં એક વિશાલ સિંહદ્વાર હતું. શહેરની ઉત્તરદક્ષિણ લંબાઈ વધારે હતી, પણ પૂર્વ પશ્ચિમ લંબાઇ સાંકડી હતી, અર્થાત શહેર પાઘડીપને હતું.

આ શહેરની આજુબાજુ એક જાતનું સુંદર સુગન્ધ-વાળું ઘાસ–કુશ–ઉત્પન્ન થતું હતું. એટલે આ નગરનું નામ કુશાગરપુર પડયું એમ કહેવાય છે.

શહેરની વચ્ચોવચ એક ગઢ હતો. એનો પડછાયોજ લગભગ ૩૦ લી ના ઘેરાવાનો પડતો હતો. એની આજુબાજુ ઝાડોની ઘટા હતી. બારે માસ આ ઘટા કાયમ રહેતી એનાં ફુલોની પત્તી સોનેરી રંગની હતી એટલે આ ઝાડને ઘણા લોકો સોનેરી ઝાડ કહેતા. બારે માસ આ ઝાડને ફુલો આવતાં.

શહેરથી થોડેકજ દૂર ગૃધ્રકૂટ પર્વત આવેલો હતો. ગૃધ્રકૂટ પર્વત
એની છજાના આકારની બહુ ન્હાની ન્હાની ટેકરીઓ
ટી પડી ગયેલી અત્યારે દેખાતી હતી. છેક ઉત્તરની
ટેકરી ઊંચી વધારે હતી અને એનો આકાર ગીધ જેવો
ખાતો હતો તેથી એનું નામ એવું પડ્યું હશે એમ
અનુમાન થતું. ઠેકાણે ઠેકાણે પર્વતમા પાણીના ઝરા
હ્યા કરતા. એટલે આખોય પર્વત લીલી લીલોતરીથી
કાઈ ગયો હતો

શહેરના ઉત્તરદ્વારમાથી નીકળીએ તો સ્હામેજ
કારંડવનનો વિહાર આવે. અહીં બુદ્ધભગવાને વિનયનો
ઉપદેશ કર્યો હતો. વિહારની પૂર્વે અજાતશત્રુએ
બુદ્ધભગવાનની ધાતુ ઉપર સ્તૂપ બનાવરાવ્યો હતો.

કારંડવન વિહારની પશ્ચિમે એક સપ્તપર્ણી નામે ગુફા સપ્તપર્ણી ગુહા :
હતી. ત્યાં કાશ્યપ વગેરે ૧૦૦૦ અર્હતોએ ભગવાન
બુદ્ધના પરિનિર્વાણ પછી ત્રિપિટકનો સંગ્રહ કર્યો હતો.
આ સંઘમાં ફક્ત મોટા મોટા વિદ્વાન અર્હતોજ એકઠા
થતા અને સાધારણ ભિક્ષુ કે શ્રમણને અંદર પેસવા
દેવામાં આવતા નહિ.

બીજાની વાત તો પછી પણ ખુદ બુદ્ધભગવાનના
પ્રિય આનન્દને પણ કાશ્યપે રોક્યો હતો અને કહ્યું
હજુ ત્હમે જિતેન્દ્રિય થયા નથી એટલે આ સંઘમાં
આવીને સંઘને દુષિત કરશો નહિ." એમ કહેવાય છે કે
એટલા વચનથી આનન્દે તેજ રાતથી ત્રણે લોકનાં
બંધનોનો ત્યાગ કર્યો ને છેવટે એને અર્હતપદ પ્રાપ્ત થયું.

**ગુહા પ્રવેશ માટે લાયકાત :** એટલે જ્યારે એ સપ્તપર્ણી ગુફામાં પાછો આવ્યો ત્યારે કશ્યપે એને પૂછ્યુ "ત્હમે બધાં બંધનથી મુક્ત થઈ ગયા ? આનન્દે કહ્યું "હા," "ત્યારે બ્હાર ઉભા રહેવાનું હવે શું કામ છે ? ચાલો અન્દર." એમ કહી આનન્દને એમણે અંદર લઈ લીધો.

**સ્થવીર નિકાય :** અંદર આવીને આનન્દે બીજા અર્હંતોની સાથે મળીને બુદ્ધ ભગવાનનાં વચનોનો સંગ્રહ કર્યો. આનંદે સૂત્ર-પિટકનો, ઉપાલીએ વિનયપિટકનો અને કશ્યપે અભિધર્મપિટકનો સંગ્રહ બહાર પાડ્યો. આ સંઘ ત્રણ મહીના સુધી વર્ષાઋતુ પૂરી થતા સુધી રહ્યો અને પિટકોને તાડ પત્ર પર લખી બધાંનો સંગ્રહ કર્યો. આ સંગ્રહ સ્થવિર નિકાયને નામે પ્રખ્યાત છે.

**મહા-સંઘિક નિકાય :** સપ્તપર્ણી ગુફાથી પશ્ચિમે જે જગા છે ત્યાં મહાસંઘિક નિકાયનો ત્રિપિટકનો સંગ્રહ કરવામાં આવ્યો હતો. અહીં અશોકે બનાવરાવેલો એક સ્તૂપ છે. જેમને જેમને સપ્તપર્ણી ગુફામાં–સંઘમાં અંદર જવાની પરવાનગી નહોતી મળી તે બધા શ્રમણો હજારોની સંખ્યામાં અહીં એકઠા થયા, અને બધાએ ભેગા થઈને સૂત્રપિટક, વિનયપિટક, અભિધર્મપિટક, સંયુક્તપિટક, અને ધારિણી-પિટક એમ પાંચે પિટક લખીને નવો સંગ્રહ કર્યો. આનું નામ મહાસંઘિક નિકાય રાખવામાં આવ્યું. કારણ આ કામ કરવામાં તો અર્હંત, શ્રમણ, ભિક્ષુ અને સાધારણ માણસો એમ બધાયે એકઠા થયા હતા.

તેની પૂર્વે (નૈઋત્યે) ત્રણ ચાર લી દૂર રાજગૃ નગર દેખાતું હતું. નગરની બ્હારની કમાનો તૂટી ગઈ

હતી પણ મહેલની ભીંતો હ્યુએનસંગ ગયો ત્યાં સુધી તો કાયમ હતી. નગરનો ઘેરાવો વીસ લી નો હતો અને નગરમાં પેસવાનો ફક્ત એકજ દરવાજો હતો.

રાજા બિંબિસારના વખતમાં કુશાગરપુરમાં જ્યારે ત્યારે આગ લાગ્યા કરતી. કારણ ઘરો ખૂબ પાસે પાસે થઈ ગયેલાં ને થોડી જગામાં વસ્તી ખૂબ ધીચ થયેલી. છેવટે રાજાએ કંટાળી એવી આજ્ઞા કરી કે જેનું ઘર બળી જાય તેણે ફરી ત્યાંને ત્યાંજ ઘર ન બાંધતાં ગામ બ્હાર શ્મશાન ભૂમિ પાસે ઘર બાંધવું.

પોતાના હુકમની શિક્ષા પોતે ભોગવી : હુકમ બહાર પાડ્યા પછી તરત ખુદ રાજમહેલમાંજ આગ લાગી અને આખો રાજમહેલ બળીને ખાખ થઈ ગયો. ગામ લોકોએ કહ્યું "ફરી મહેલ અહીંજ ચણાવો." "એ ન બને. મ્હેં જ હુકમ કર્યો છે હવે હું જ તે હુકમનો ભંગ કરૂં, તો લોકો મ્હારો હુકમ કેમ માને?" શ્મશાનમાં રાજાએ મ્હેલ બંધાવ્યો અને યુવરાજ અજાતશત્રુને રાજપાટ સોંપી પોતે શ્મશાનના મ્હેલમાં રહેવા લાગ્યા.

રાજગૃહ નગર : જ્યારે વૈશાલીના રાજાને ખબર પડી કે રાજા બિંબિસાર કુશાગરપુરનો ત્યાગ કરી શ્મશાનમાં રહેવા ગયા છે ત્યારે બિંબિસારના રાજ્ય ઉપર ચઢાઈ કરી એમનું રાજ્ય પોતાને તાબે કરી લેવાની એની ઈચ્છા થઈ. રાજા બિંબિસારને આ વાતની ખબર પડી, એટલે બિંબિસારે પોતાના મ્હેલની ચારે બાજુ મજબુત કોટ ચણાવી લીધો. જેથી બ્હારનો કોઈ પણ રાજા ચઢાઈ ન કરે. અને કરે તો ન ફાવે. ધીમે ધીમે ત્યાં વસ્તી વધવા લાગી અને એક નગર વસી ગયું. આનું નામ રાજગૃહ નગર. કારણ કે સૌથી પ્હેલું ત્યાં રાજાનું ઘર હતું.

બિંબિસાર પછીના અજાતશત્રુએ તો આનેજ પોતાની રાજધાની બનાવી અને બહુ વર્ષો સુધી એ મગધની રાજ્યધાની તરીકે કાયમ રહી. અશોકે પોતાના રાજ્યકાળમાં આ નગર બ્રાહ્મણોને દાનમાં આપી દીધું. તે વખતે એ નગરમાં બ્રાહ્મણોની વસ્તી ૧૦૦૦ ઉપરાંત માણસોની હતી.

મહાયાનનો આરંભ :

રાજગૃહનાં દર્શન કરી હ્યુએનસંગ ઇંદ્રશીલ ગુફામાં ગયો. રાજગૃહથી આ ગુફા ૩૦ લી દૂર પૂર્વમાં આવેલી હતી. પર્વતના પૂર્વ તરફના ઢાળ ઉપર હંસ નામનો સંઘારામ હતો. આ સંઘારામ હીનયાનવાળાઓનો હતો. એક વાર આ સંઘારામનો સંચાલક સંકડામણમાં આવી ગયો. પોતાની પાસે શ્રમણોને દાન કરવાના પૈસા તેમ અન્ન કશું ન હતું. એટલામાં આકાશમાં એક હંસોનું ટોળું, જતું એણે જોયું. હંસના ટોળાને જોઈ એ બોલ્યો, આજે ભિક્ષુઓને ખાવા માટે અન્ન નથી. આપ એ વિષે વિચાર કરજો. અચાનક હંસનો સરદાર ઉપલા શબ્દો સાંભળી જમીન પર પડયો અને તત્કાળ મરી ગયો. બધા શ્રમણો ત્યાં દોડી આવ્યા. અને કહ્યુ કે આ તો બોધિસત્વ છે. તેથી એનો માંસાહાર કરવો યોગ્ય નથી. વળી તથાગતે જો કે માંસ ખાવાની છૂટ આપી છે, તથાપી માંસ ન ખાવાની પ્રતિજ્ઞા ન કરવી એવું પણ કહ્યું નથી. માટે આજથી અમારે માંસ ખાવું હરામ છે. બસ, તે દિવસથી મહાયાનનો આરંભ થયો.

આ પ્રસંગ પછી આ લોકોએ—હંસ સંઘારામ વાળાઓએ–માંસ ખાવાનું છોડી દીધું. એટલે એ હીનયાન

પંથવાળાઓ મહાયાનવાળા બની ગયા. કારણ હીનયાનમાં અને મહાયાનમાં ફક્ત એટલો જ ફેર હતો.

આ બધા ભિક્ષુઓએ તે દિવસથી આ સંઘારામનું નામ હંસ સંઘારામ પાડયું. અને હંસ ઉપર એક સ્તૂપ બંધાવ્યો.

હંસ સંઘારામ:

હુએનસંગે આ સ્તૂપની પણ પૂજા કરી ત્યાંથી રાજગૃહ ગયો અને રાજગૃહ થઈને નાલંદ પાછો આવ્યો.



## ૪૪

## અભ્યાસ–અધ્યયન

ફરી નાલંદ આવીને હ્યુએનસંગ ત્યાં પાંચ વર્ષ સુધી રહ્યો. પ્હેલાં શીલભદ્રની પાસે રહીને યોગશાસ્ત્રનો અભ્યાસ કર્યો. યોગશાસ્ત્રનાં વ્યાખ્યાન વખતે હજારો ભિક્ષુઓ એકઠા થતા.

એક વખત એવું બન્યુ કે, યોગવિષે વ્યાખ્યાન પૂરૂં થયું અને બધાએ બ્હાર જોયું તો ત્યાં સંઘના બારણા આગળ એક બ્રાહ્મણ ઊભો હતો. એટલામાં એ પ્હેલું રડયો અને પછી તરત હસવા લાગ્યો. બધા ભિક્ષુઓને નવાઈ લાગી એટલે જઈને પૂછ્યુ " પ્હેલાં રડતા કેમ હતા ને હવે હસો છો કેમ ? આપ કોણ છો ને ક્યાંથી આવો છો ? "

યોગ-શાસ્ત્રને બ્રાહ્મણ વિદ્યાર્થી

" મ્હારું ઘર પૂર્વમાં છે. મ્હેં પોતરક પર્વત ઉપર અવલોકિતેશ્વર બોધિસત્વની આગળ એવો સંકલ્પ કર્યો હતો કે હું રાજા થાઉં. બોધિસત્વે મ્હને દર્શન દીધાં અને એવો સંકલ્પ ન કરવા આગ્રહ કર્યો. અમુક વર્ષના અમુક માસમાં અમુક દિવસે–આજે–નાલંદમાં આચાર્ય શીલભદ્ર એક ચિનદેશના શ્રમણને યોગશાસ્ત્રના અભ્યાસની શરૂઆત કરાવશે, તે ત્હમે જઈને સાંભળજો. એ

સાંભળવાથી ત્હમને બુદ્ધ દેવનાં દર્શન થશે. રાજા થઈને શું કરશો ? એવું કહ્યું એટલે હું આજે અહીં આવ્યો.

ઉપાધ્યાયનાં મ્હને દર્શન થયાં ને ચિનદેશના શ્રમણને પણ જોયા એટલે મ્હને ખાત્રી થઈ કે જરૂર યોગશાસ્ત્રની વ્યાખ્યા સાંભળવાની મળશે. મ્હને બધું હવે મળી ગયું છે. ”

આ વાત બધા લોકોએ શીલભદ્રને કહી એટલે શીલભદ્રે કહ્યું “ ત્હમે પંદર મહીના અહીં રહી જાવ અને યોગ સૂત્રની વ્યાખ્યાને બરાબર સાંભળી લો, પછી જ્યાં જવું હોય ત્યાં જજો. ”

**ભરણ-પોષણની વ્યવસ્થા :** બ્રાહ્મણ ત્યાં પંદર મહીના સુધી રહ્યો અને યોગશાસ્ત્રની વ્યાખ્યા પૂરી ભણ્યો. એ અભ્યાસ પૂરો થયો એટલે શીલભદ્રે એ બ્રાહ્મણને પોતાના એક માણસની સાથે શિલાદિત્ય રાજાની પાસે મોકલ્યો અને એના ભરણપોષણને માટે ત્રણ ગામ દાનમાં અપાવ્યાં.

**બૌદ્ધધર્મી ગ્રન્થો સંપૂર્ણ કર્યા :** હુએનસંગે યોગશાસ્ત્રનાં ત્રણ પારાયણ કર્યાં અને ન્યાયાનુસાર, હેતુવિદ્યા, શબ્દવિદ્યા, વગેરે સો શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. કોશવિભાષા અને પદાભિધર્મનો તો એણે કાસ્મીરમાં અભ્યાસ કર્યો હતો. એમાંથી જે જે શંકાઓ રહી ગઈ હતી તે બધી અહીં દૂર થઈ. આમ બૌદ્ધશાસ્ત્રના બધા ગ્રન્થોનો એણે અભ્યાસ પૂરો કર્યો.

**બ્રાહ્મણ ધર્મી ગ્રન્થો :** પછી બ્રાહ્મણોના ગ્રન્થોનો અભ્યાસ કરવાની શરૂઆત કરી. પહેલાં શબ્દશાસ્ત્ર અને વ્યાકરણ શીખ્યો. હિંદના બધા લોકો પોતાની લિપિને બ્રાહ્મી અને ધર્મગ્રન્થોની ભાષાને દેવવાણી એમ કહેતા હતા. એઓ એમ માનતા

કે દુનિયાની શરૂઆતમાં બ્રહ્માએ દેવો અને માણુસોને ધર્મગ્રન્થોનો ઉપદેશ કર્યો હતો. એટલે આને દેવવાણી કહે છે અને લીપીને બ્રાહ્મી લીપી કહે છે. એમાં સો કરોડ શ્લોકો છે. દેવરાજ શક્રે વિવર્ત કલ્પમાં આ દેવવાણીને ટુંકી કરીને દસ કરોડ શ્લોકમાં સમાવેશ કર્યો. ફરી ગાંધાર દેશના શાલતુર ગામના એક પાણિ નામના બ્રાહ્મણે એનો ૮૦૦૦ શ્લોકોમાં સમાવેશ કર્યો. અને છેવટે દક્ષિણ હિન્દના એક વિદ્વાને ૨૫૦૦ શ્લોકમાં પણ એનો સમાવેશ કરી આપ્યો.

વ્યાકરણ : વ્યાકરણના ૧૦૦૦ શ્લોકો છે. ધાતુપાઠના ૩૦૦ શ્લોકો છે. ધાતુના બે ભાગ છે: આત્મનેપદી ને પરસ્મૈપદી. વિભક્તિઓ આઠ છે. બધા ધાતુને એકવચન, દ્વીવચન અને બહુવચન હોય છે. ધાતુની વિભક્તિઓ પ્રથમા, દ્વિતીયા ને તૃતીયા કહેવાય છે. નામના રૂપમા પ્રથમા કર્તાના અર્થમાં, કર્મના અર્થમાં દ્વિતીયા, કરણમાં તૃતીયા, સંપ્રદાનમાં ચતુર્થી, અપાદાનમાં પંચમી, સંબંધમાં ષષ્ટિ, અધિકરણમાં સપ્તમી અને આવાહનમાં-સંબોધનમાં આઠમી કામ લાગે છે. જાતિ ત્રણ છે- પુલિંગ, સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ.

નાલંદથી વિદાય : નાલંદમાં પાંચ વર્ષ રહીને હ્યુએનસંગે બૌદ્ધ અને બ્રાહ્મણોના શાસ્રનો અભ્યાસ કર્યો અને નાલંદથી સોનાના પર્વત પાસેના શહેરમાં જવા એ રવાના થયો.

## ૪૫

## અવલોકિતેશ્વરની મૂર્તિ

રસ્તામાં એક કપોત નામનો સંઘારામ આવ્યો. એની દક્ષિણે એક ટેકરી હતી. એ પર્વતનો ઢોળાવ ખૂબ સીધો હતો. એના ઉપર તથા ટોચ ઉપર લીલું હરિયાળું ઘાસ ઊગ્યું હતું. સુંદર ન્હાના ન્હાના સ્વચ્છ પાણીના ઝરા દેખાતા હતા અને ઝાડી બધી સુન્દર અને સુગન્ધિત રંગબેરંગી ફુલથી જાણે ઢંકાઈ ગઇ હોય તેમ લાગતી હતી. આખા પર્વત ઉપર કેટલાંય તીર્થો હતાં. *કપોત સંઘારામ*

સંઘારામની વચ્ચે એક વિહાર હતો. એમાં ચન્દનની અવલોકિતેશ્વર બોધિસત્વની મૂર્તિ હતી. ત્યાં કેટલાય લોકો અઠવાડિયા કે પખવાડિયાનું અનશન વ્રત કરતા હતા. એમ મનાતું કે કેટલાય લોકોને આ બોધિસત્વે દર્શન દીધેલા અને એમની મનકામના પૂરી કરેલી. *વિહારમાં મૂર્તિ*

મૂર્તિની ચારે બાજુએ આઠેક પગલાં દૂર એક કઠેરો બનાવ્યો હતો, જેથી દર્શન કરનારાઓ એ કઠેરા બ્હાર ઊભા રહી દર્શન કરી શકે. લોકો પોતાની મનકામના પૂરી થાય એટલા માટે ફુલ કે ફુલની માળા બ્હારથીજ મૂર્તિ પર ચઢાવવાને માટે ફેંકે છે. જેમની માળા હાથપર *મનોકામના પૂર્ણ થશે કે નહિ?*

કે ગળાપર પડે છે તે લોકો માની લે છે કે હમારી પ્રાર્થનાનો સ્વીકાર થઈ ગયો અને હવે મનોકામના પૂર્ણ થશે.

હ્યુએન-સંગની મ-નોકામનાઃ હ્યુએનસંગે પણ જાતજાતનાં ફુલો લઈને માળા બનાવી અને નીચેની ત્રણ કામનાઓ મનમાં રાખી પ્રાર્થના કરી ધીમે રહીને માળા પધરાવી :

૧. શું હું વિદ્યાભ્યાસ પૂરો કરી મ્હારા દેશમાં હેમખેમ પહોંચી જઈશ ? એમ હોય તો મ્હારી આ માળા બોધિસત્વના હાથમાં પડજો.

૨. શું મારા આ જન્મના પુણ્યપ્રભાવથી હું તુષિત-ધામમાં જન્મ લઈ બોધિસત્વની સેવા કરી શકીશ ? જો એમ હોય તો મ્હારી આ માળા એમના ખભા પર પડજો !

૩. શાસ્ત્રમાં એવું લખ્યુ છે કે દુનિયામાં કેટલાક જીવો એવા હોય છે કે જેમનો કદી ઉત્કર્ષ ન થાય ને કદી એમને બુદ્ધત્વ પ્રાપ્ત ન થાય. મ્હને ખબર નથી કે હું કયા પ્રકારનો જીવ છું. પણ જો હું સારા માર્ગે જનારો હોઉં અને જો મ્હને બોધિજ્ઞાન–બુદ્ધત્વ પ્રાપ્ત થવાનું હોય તો મ્હારી માળા ગળામાં પડજો.

બધી કામના પૂરીપડીઃ હ્યુએનસંગની ત્રણે માળાઓ હાથ, ખભા ને ગળાપર પડી. એ ખૂબ ખુશ થયો અને તૃપ્તિ થઈ મન પ્રફુલ્લિત થયુ ને જાણે એનો હર્ષ માયો નહિ. પૂજારીઓએ કરતાલ વગાડ્યાં. એમણે કહ્યું કે આ તો ખરેખર નવાઈ જેવું થયુ. આ પ્રમાણે તો કોઈનીયે માળાઓ પડતી

નથી. "અમારી હવે એટલીજ વિનંતી છે કે જ્યારે આપને બોધિજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે અહીં આવીને હમને ઉપદેશ દેજો. જેથી હમારો ઉદ્ધાર થાય. હમને ભૂલી જશો નહિ."

સુવર્ણ પર્વત :

કપોત વિહારથી નીકળી હ્યુએનસંગ સોનાને પર્વત ગયો. રાજ્યધાનીની દક્ષિણે એક સ્તૂપ હતો. ત્યાં ત્રણ મહીના સુધી બેસીને બુદ્ધભગવાને ઉપદેશ કર્યો હતો. એની પશ્ચિમે પણ એક સ્તૂપ હતો. એને વિષે ત્યાંના લોકમાં એક દંત કથા ચાલે છે.

કોમળ પગનાં તળીયાં :

જુના વખતમાં આ શહેરમાં એક ગૃહપતિ રહેતો હતો. વૃદ્ધાવસ્થામાં તેને એક પુત્ર થયો. જેણે એને પુત્ર જન્મના સમાચાર આપ્યા તેને એણે બે કરોડ સોના-મહોરો દાનમાં આપી એથી એ પુત્રનું નામ શ્રુતવિંશ-કોટિ પડયું. લાડકોડમાં બાલક ઉછરતો હતો. ગામના લોકો એને એક હાથમાંથી બીજા હાથમાં એમજ રમાડતા. એને કોઈ વખત જમીન પર પગ મૂકવો પડતો નહિં. એટલો બધો આજુબાજુના લોકોનો એના પર પ્યાર હતો. પણ એને લીધે એમ થયું કે એના પગનાં તળિયામાં જોઈએ તેટલું જોર આવ્યું નહિં ને ચામડી જોઈએ તેટલી કઠણ પણ થઈ નહિં.

લોકનાથે છોકરાનું ભાગ્ય ઉજ્જવળ જોઈ મૌદ્-ગલાયનને આજ્ઞા કરી હતી કે હમે હિરણ્યપર્વત જાઓ અને આ બાલકને ઉપદેશ કરો. મૌદ્ગલાયન આવ્યા પણ આ ગૃહપતિનું ઘર બંધ હતું. અંદર જવાનો બીજો માર્ગ ન હતો. ગૃહપતિ સૂર્યનો ઉપાસક હતો અને રોજ

સૂર્યોદય વખતે સૂર્યની પૂજા, પરિક્રમા અને ઉપસ્થાન કરતો હતો. આ વખતે એ પુત્રને સાથે રાખીને સૂર્યની પૂજા કરતો હતો.

સુવાસિત અક્ષત : મૌદ્‌ગલાયને આ જોયુ એટલે એ તો સૂર્યમંડલમાં પહોંચ્યા અને સૂર્યના કિરણની સાથેજ ગૃહપતિના ઘરમાં આવ્યા. ગૃહપતિના બાલકે એમ માન્યુ કે આ સૂર્યદેવજ છે. એટલે સુગંધિત અક્ષત ચોખા અને ફુલોથી એમની પૂજા કરી.

મૌદ્‌ગલાયન તો બાલકને ઉપદેશ દઈને વેણુવન વિહારમાં પાછા આવ્યા. પણ જે અક્ષત–ચોખા પેલા બાળકે એમને ચઢાવેલા તે એટલા સુગન્ધિત હતા કે આખા રાજગૃહમાં એની વાસ તરત ફેલાઈ ગઈ.

સુવાસની શોધ : રાજા બિંબિસારને આ સુગંધ આવી એટલે એણે તરત પોતાની પાસેના હજુરીઆને કહ્યુ "જાઓ, જઈને જુઓ કે આ સુવાસ ક્યાંથી આવે છે?" પત્તો લગાડતાં લગાડતાં હજુરિયાઓ આવ્યા ઠેઠ વેણુવન વિહારમાં. ત્યાં જઈને જોયુ તો ખબર પડી કે મૌદ્‌ગલાયનની પાસેના એક પાત્રમાંના ચોખામાંથી આ સુગન્ધ આવે છે. પૂછયુ "તમે આ ચોખા ક્યાંથી લાવ્યા?" "સોનાના પર્વતના એક ગૃહપતિએ મને આ ચોખા અર્પણ કર્યા છે." હજુરિયાઓએ જઈને આ બધી વાત રાજા બિંબિસારને કરી.

રાજા બિંબિસારે હુકમ કર્યો કે "એ ગૃહપતિના દિકરાને અહીં રાજસભામાં લઈ આવો." ગૃહપતિનો

દિકરો વિચારમાં પડી ગયો કે હવે કયી સવારી પર રાજસભામાં જાઉં ? હોડીમાં જાઉં તો આંધીનો વખત છે તે જો આંધી ચઢે તો હેરાન થવાય. હાથીનો રથ લઈને જાઉં તો વખતે રસ્તામાં હાથી ગાંડો થાય ! બીજી સવારી કરવા જતાં પગ જમીનપર નીચે મૂકવા પડે ! એટલે રાજગૃહ સુધી એક નહેર ખોદાવડાવી અને એમાં સરસવ ભરાવ્યા. પછી એક સુન્દર નાવડી એમાં મૂકાવી અને નોકરો દોરડાથી એ નાવને ખેંચીને ઠેઠ રાજગૃહ સુધી લઈ ગયા.

જમીન પર પગ મૂકયા વગર પ્રયાણ :

પહેલાં એ બુદ્ધ ભગવાનની પાસે ગયો. એમણે કહ્યું "બિંબિસાર રાજાએ ત્હમને પગનાં તળિયાં જોવા માટે બોલાવ્યા છે ! રાજાના દરબારમાં જઈને એવી રીતે બેસજો કે પગનાં તળિયાં એની મેળે દેખાઈ જાય" પણ અદબથી ત્યાં જઈને પલાંઠી વાળીને બેસજો, પગ લાંબા કરીને બેસશો નહિ :

ભગવાનની આજ્ઞા લઈને ગૃહપતિનો દિકરો રાજસભામાં ગયો અને ભગવાને કહ્યું હતું તેમ પલાંઠી મારીને બેઠો જેથી પગનાં તળિયાં એમને એમ દેખાઈ જાય. રાજાએ આ જોયુ ને પ્રસન્ન થઈ માનથી ત્હેને વિદાય કર્યો. ગૃહપતિ ભગવાનની પાસે આવ્યો. ત્યાં ધર્મોપદેશ ચાલતો હતો તે સાંભળી એને સાચું જ્ઞાન આપ્ત થયુ અને છેવટે એને અર્હંત પદ મળ્યુ.

હિરણ્ય પર્વતમાં બે મુખ્ય વિહાર હતા. એ વિહારો થોડાક દિવસ પહેલાં એક સામંત રાજાએ ત્યાંના રાજાને જીતીને બંધાવ્યા હતા. અને પછી આખો પ્રદેશ ભિક્ષુ-

તથાગતગુપ્ત અને ક્ષાન્તિસિંહ :

સંઘને અર્પણ કર્યો હતો. અહીં બે વિદ્વાનો-તથાગતગુપ્ત અને ક્ષાન્તિસિંહ નામના રહેતા હતા. ઘણાં શાસ્ત્રોનો એમણે અભ્યાસ કર્યો હતો. હ્યુએનસંગને એમ લાગ્યુ કે એમની પાસે રહી એના જ્ઞાનમાં કાંઈ વધારો થશે એટલે એક વર્ષ સુધી એ રહી પડયો. અને રહીને વિભાષા, ન્યાયાનુસાર વગેરે પુસ્તકોનું મનન કર્યું.

ત્યાંથી હ્યુએનસંગ સોનાના પર્વતની દક્ષિણ સીમા પર આવ્યો. ગંગાને કિનારે અહીં એક ન્હાની ટેકરી હતી. બુદ્ધભગવાને પ્હેલાં આજ જગાએ વકુલ નામના યક્ષને હરાવી ત્હેને ધર્મ ઉપદેશ કર્યો હતો. અહીંથી ગંગા ઉતરી હ્યુએનસંગ ચમ્પાના શહેરમાં આવી પ્હોંચ્યો.



## ૪૬

### ચમ્પાનગર

તે વખતે ચમ્પાનગર ગંગાને દક્ષિણ કિનારે હતું. એની ચારે બાજુએ મજબૂત કિલ્લાની દિવાલો હતી. અને દિવાલને અડકીને ગંગાનું પાણી વહેતું. બીજી બાજુઓએ ખાઈ ખોદવામાં આવેલી હતી. આ શહેરને વિષે એક વિચિત્ર વાત મળી આવે છે.

ઉત્પત્તિ : દુનિયાના વસવાટની શરૂઆતમાં લોકો ગુફાઓમાં રહેતા. કોઈ ઘર બનાવતા નહિ. ઈશ્વરે એક દેવીને સ્વર્ગમાંથી પૃથ્વીપર ઊતારી. એ ગંગાના કિનારા ઉપર રહે ને જલમાં ક્રીડા કરે. દૈવયોગે થોડા વખત પછી એને ચાર બાલક થયાં. તે વખતે કોઈ રાજા જેવું ન્હોતું કોઈ રાજા શું તે જાણેજ નહિ. ચારે છોકરા રાજા થયા. ચારે રાજાએ જમ્બુદ્વિપ પર રાજ કરવા માટે એના ચાર સરખા ભાગ પાડ્યા ને ચાર શહેરો વસાવ્યાં. આ ચાર શહેરોમાંનું એક તે આ ચંપાનગર હતું.

હાથીનું વન : ચંપાનગરની દક્ષિણે એક મોટું વન હતું. તેમાં સિંહ વાઘ અને હાથીનાં ટોળે ટોળાં માલમ પડતાં. અહીંના હાથી બહુ ઊંચા હતા. હીરણ્ય અને ચંપાનગરના

લોકો આ હાથીઓ પકડી લાવતા. પણ પકડવાનું કામ બહુ અઘરૂં હતું. છતાં અહીંનાં રાજ્યના લશ્કરમાં હાથીની સંખ્યા વધારે હતી. હાથી એટલા મળતા કે, તે રથને પણ જોડવામાં આવતા.

બુદ્ધ ગોવાળના વેશમાં : ભગવાન બુદ્ધ એક જન્મમાં ગોપ હતા. અને ગાયોના વનમાં ગાયો વગેરે ઢોર ચરાવવા લઈ જતા. જ્યારે એ ટોળા સાથે જંગલની પાસે આવતા કે તરત એમાંથી એક બળદ વિખૂટો પડીને જંગલની અંદર ઘુસી જતો. જ્યારે છેક સ્હાંજને વખતે ગોપ બધી ગાયોને બોલવે ત્યારે તે આવી પહોંચતો. એનો રંગ તદ્દન સફેદ હતો. અને એનામાં જોર એટલું બધું હતું કે બધી ગાયો ને બળદો એનાથી બ્હીતાં અને કોઈ એની પાસે ન જતું. ગોવાળે તપાસ કરવા માંડ્યો કે આ બળ ને રૂપ આ બળદમાં ક્યાંથી આવ્યાં ? તેને ખબર હતી કે રોજ દિવસે ઝુંડમાંથી આ બળદ ન્હાસી જાય છે.

એક દિવસ ગાયોમાંથી જેવો એ બળદ છુટો પડયો કે ગોવાળ તરત એની પાછળ પાછળ જવા લાગ્યો. જંગલમાં બળદ એક ગુફામાં ગયો. ગોવાળને પ્હેલોતો વિચાર આવ્યો કે આ ગુફામાં જઉં કે નહિ. પરંતુ પાછળજ પડેલા તરીકે પૂરો વેશ ભજવવા એ અંદર પેંઠો.

અદ્દભૂત બળદ : અંદર તો અંધારુ ઘીંત હતું. બએક માઈલ કોઈક ઠેકાણે પ્રકાશ હોય એમ દેખાતું હતું. આગળ ગયા ત્યાં એક બાગ દેખાયો. જાતજાતનાં ફળફુલથી ભરેલો એવો

આ બાગ હતો. જાણે બાગનાં ફુલમાંથી નિકળતો પ્રકાશ જોનારને આંજી નાંખતો હતો.

અહીં એ બળદ એક વનસ્પતિ ખાતો હતો. એ વનસ્પતિ પીળા રંગની હતી. અને સુગંધિત હતી. આવી વનસ્પતિ તો આ ગોવાળે જીંદગીમાં પહેલીજવાર જોઈ!

ગોવાળને પણ આ બાગમાં ફરવાનું મન થયું. ત્યાંથી એણે સુન્દર સુન્દર ફળોને ફુલો તોડ્યાં. ફુલ સુગન્ધિત હતાં અને ફળ પણ સ્વાદિષ્ટ હોય એવી વાસ આવતી હતી. એને ખાવાનું મન થયુ. પણ અજાણ્યાં ફળ ખાવાનું એણે ઉચિત ન ધાર્યું. એટલે ફળ સાથે લઈ લીધાં.

પણ એટલામાં તો બળદ પાછો ફર્યો એટલે ગોવાળને પણ પાછા જ ફરવું પડયું. ગુફાના દ્વાર આગળથી બ્હાર નીકળવાને થોડી જ વાર હતી એટલામાં કોઈ રાક્ષસે આવી એના હાથમાંનાં ફળને ફુલ-પેલા બાગમાંથી તોડી આણેલાં તે લઇ લીધાં.

ગોવાળે બ્હાર નીકળી એક પંડિતને આ સમાચાર કહ્યા. પંડિતે કહ્યુ કે 'અજાણ્યાં ફળ ખાવાં યોગ્ય નથી. અત્યાર સુધી નથી ખાધાં એજ તમે યોગ્ય કર્યું છે. પરંતુ એક વાત ધ્યાનમાં રાખી ગમે તે ઉપાયે એકાદ ફળ અહીં લઈ આવવાનો પ્રયત્ન કરજો.

બીજે દિવસે પણ ગાયો જેવી જંગલની પાસે આવી કે પેલો બળદ ઝુંડમાંથી છૂટો પડી ગયો. ગોપ પણ એની પાછળ જ ચાલતો થયો. પેલી ગુફામાં થઈને બાગમાં પહોંચ્યો. ગોવાળે બેચાર ફળ તોડીને સંતાડી રાખ્યાં

ગુફામાં ફસાયો:

ને બળદ પાછળ ચાલવા માંડયુ. ગુફામાંથી નીકળવા જાય છે ત્યાં પેલો રાક્ષસ આવ્યો. ત્હેણે પેલાં ફળ ઝૂંટવી લેવાનો પ્રયત્ન કર્યો. ગોવાળે ફળ ન આપવા મ્હેનત ખૂબ કરી. આખર થાકીને ફળ ગળી ગયો. રાક્ષસે મોં પકડ્યુ પરંતુ તે પહેલાં તો ગોવાળે ફળ ગળે ઊતારી દીધાં હતાં. જેવાં ફળ પેટમાં ઊતર્યાં કે તરત ગોવાળનું આખું શરીર ફુલવા લાગ્યુ. ગુફાની અંદર જ ભેળે ભેળે દાખલ થવાયું હતું ને આ તો શરીર વધ્યુ! એ તો ગુફામાં ફસાઇ ગયો ને ગુફામાંથી બ્હાર ન નીકળી શક્યો.

પત્થર બની ગયો : કેટલાય દિવસ સુધી ગોવાળની કાંઈ ખબર ન મળી; એટલે એનાં સગાંસંબંધીઓ ગભરાયાં અને એની શોધ થવા લાગી. શોધતાં શોધતાં ગુફાની પાસે બધાં આવી પહોંચ્યાં અને ગોવાળને ભરાઇ પડેલો જોયો. એની આવી દશા જોઇને બધાં દુઃખિત થયાં. ગોવાળનામાં ફક્ત બોલવાની જ શક્તિ રહી હતી. એણે બધી હકીકત માંડીને કહી સંભળાવી.

બધાં ત્યાંથી ગામમાં પાછાં ગયાં ને બીજા લોકોને લઈ આવી જોર કરીને ગુફામાંથી ગોવાળને ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો. પણ બધી મ્હેનત નિષ્ફળ ગઈ. બધા લોકો ઝંખવાણા પડી ઘેર પાછા ગયા

રાજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે નવાઈ પામીને એ જાતે જગા ઉપર ગયો. ત્યાં ખોદકામ કરનારા ઓડ લોકોને કહ્યું કે આ બારણાની આજુબાજુ ખોદી નાખો. પરંતુ એ બારણું ત્યાંથી તલપુર પણ હાલી શક્યું નહિ. બિચારો ગોવાળ ત્યાંજ પડી રહ્યો.

છેવટે બહુ વખત ત્યાંને ત્યાં પડી રહી એ પત્થર થઇ ગયો. તે વખતના નવા રાજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એને વિચાર આવ્યો કે ફળ ખાવાથી એ માણસ આખો પત્થર થઇ ગયો. તો ફળથી બનેલો પત્થર કોઇ દવાના કામમાં તો જરૂર આવતો હશે.

પત્થર ન તૂટ્યો :

આથી પોતાના પ્રધાનને બોલાવીને એણે કહ્યું કે ત્હમે જાતે ત્યાં જઇને તપાસ કરો અને સલાટોને બોલાવી કહો કે એ પત્થરના શરીરના ટુકડા કરે અને એ ટુકડા અમારી પાસે લાવે. પ્રધાન જાતે ત્યાં ગયા ને બધા સલાટોએ પોતાની છીણી વડે કામ કરવા માંડયું, પણ દસ દિવસ થયા તોયે જરા સરખો ટુકડોયે જુદો પડયો નહિ. છીણીનો ટચકો વાગ્યો જ નહિ. નિરાશ થઇને બધાએ રાજાની પાસે આવી હકીકત કહી સંભળાવી. આ મૂર્તિ જ્યાંને ત્યાં અત્યાર સુધી છે.



## ૪૭

## આગળ પ્રવાસ

ચંપાથી પૂર્વ દિશામાં હુએનસંગે ચાલવા માંડયું. ને કજુધર નામના ગામમાં આવી પહોંચ્યો. અહીં કોઈ રાજા ન્હોતા. તેથી આખું નગર ઉજ્જડ જેવું થઇ ગયું હતું. રાજા શિલાદિત્ય જ્યારે જ્યારે ત્યાં આવે ત્યારે તંબુ નાખીને રહેતા હતા. ગંગાજીના કિનારા ઉપર એક મોટો વિહાર હતો. એની ચારે બાજુએ દેવતાઓ અને બુદ્ધની પ્રતિમાઓ હતી.

પુંડ્રવર્ધનઃ અહીંથી ગંગા ઓળંગી એ પુંડ્રવર્ધન દેશમાં પહોંચ્યો. પુંડ્રવર્ધન શહેર એ એની રાજધાની હતું. એની પશ્ચિમે પોચિશ નામનો સંઘારામ હતો. અને એ સંઘારામ પાસે અશોક રાજાનો એક સ્તૂપ હતો.

આ પો–ચિ–શ સંઘારામમાં તથાગતે ત્રણ માસ સુધી ધર્મનો ઉપદેશ કર્યો હતો. ત્યાં હુએનસંગે દર્શન પૂજા વગેરે કરી લીધું અને આગળ ચાલવા માંડયુ. દક્ષિણ પૂર્વ દિશામાં કેટલાયે દિવસ એ ચાલ્યો ત્યારે એ કર્ણ-સુવર્ણનગરમાં આવી પહોંચ્યો.

કર્ણસુવર્ણ નગરમાં બે સંઘારામ હતા. ત્યાંના ભિક્ષુ દેવદત્તના અનુયાયી હતા અને-દૂધ-ઘીને સ્પર્શ પણ

કરતા નહોતા. ત્યાંથી અનેક સ્તૂપો તથા સંઘારામો જોતાં જોતાં એ સમતટ નામના દેશમાં આવી પહોચ્યો.

સમતટ દેશ સમુદ્ર કિનારે આવેલો હતો. ત્યાંના એક સંઘારામમાં ભગવાનની એક મૂર્તિ કાળા પત્થરની બનાવેલી જોવામાં આવી. મૂર્તિ ખૂબ સુન્દર હતી; તે ઉપરાંત મૂર્તિમાંથી એક પ્રકારની સુવાસ નિકળતી હતી. એને લીધે આખો સંઘારામ મ્હેક મ્હેક થઈ જતો. વળી મૂર્તિમાંથી કેટલીક વખત દિવ્ય તેજ દેખાતું. એ જોઈને લોકો વિસ્મય પામી જતા.

સુવાસિત મૂર્તિ :

સમતટની ઉત્તર-પૂર્વ દિશામાં એક પર્વતની પેલી બાજુ પણ સમુદ્રના કિનારા ઉપર જ શ્રીક્ષેત્ર, કામલંકા, દ્વારપતિ, ઈશાનપૂર, મહાચંપા અને યમરાજ વગેરે છ નગરો આવેલાં હતાં. પરંતુ હુએનસંગ એ બધે સ્થળે ન ગયો. એણે તો પશ્ચિમ તરફનો રસ્તો લીધો અને ત્યાંથી તામ્રલિપ્તીમાં પહોંચી ગયો.

તામ્રલિપ્તી આગળ સમુદ્રની ખાડી આવેલી હતી. ત્યાં અશોકનો એક સ્તૂપ હતો. ત્યાં એના સાંભળવામાં આવ્યું કે સમુદ્રની મધ્યમાં ત્યાંથી ૭૦૦ યોજન દૂર સિંહલ નામનો એક દ્વીપકલ્પ આવેલો છે. અને ત્યાં સ્થવિર નિકાયના અનુયાયી ભિક્ષુઓ રહે છે. એ ભિક્ષુઓ યોગશાસ્ત્રની વ્યાખ્યા બહુ સરસ સમજાવી જાણે છે.

તામ્ર-લિપ્તી :

સિંહલદ્વીપની વાત સાંભળી હુએનસંગને ત્યાં જઈ આવવાનું મન થયુ. એણે તરત પુછપરછ કરવા માંડી. આખરે તામ્રલિપ્તીના એક શ્રમણે સલાહ આપી કે સમુદ્ર માર્ગે સિંહલદ્વીપ જવું બહુ અઘરૂં છે. ત્યાં પહોંચતાં ઘણા

સિંહલ વિષે માહિતી :

દિવસ લાગે છે, અને એ દિવસો દરમ્યાન રસ્તામાં દરિયાઈ તોફાન, વાવાઝોડા, આંધી, યક્ષ લોકોના અંતરાય વગેરે બહુ સંકટોમાંથી પસાર થવું પડે છે. એના કરતાં સારો રસ્તો એ છે કે પહેલાં તમારે હિન્દુસ્તાનના દક્ષિણ-પૂર્વ છેડા સુધી જમીન માર્ગે પ્રવાસ કરવો. ત્યાંથી સમુદ્ર માર્ગે સિંહલદ્વીપ ફક્ત ત્રણ જ દિવસમાં પહોંચી શકાય છે.

અલબત, જમીન માર્ગે જવાથી આપને ઘણા પર્વત અને ઘણી નદીઓ ઓળંગવી પડશે. પણ સમુદ્રમાં નડતી મુશ્કેલીઓ તો આપને જોવી નહિ પડે. વળી જમીન માર્ગે જવાથી ઉડીસા વગેરે તીર્થ સ્થાનોનાં દર્શન થઇ શકશે. શ્રમણનું કહેવું હ્યુએનસંગને રૂચ્યું એટલે તામ્રલિપ્તથી ઉડીસા તરફનો રસ્તો એણે લીધો.

ઉડીસા

ઉડીસામાં ચરિત્ર નામનું બંદર તે વખતે આબાદી ભોગવતું હતું. ઘણે દૂર દેશાવરથી વેપારીઓ વહાણો ભરી ભરી જુદી જુદી જાતની ચીજો લાવતા અને અહીંથી નવો માલ પોતાના દેશમાં ભરી જતા. એના ડક્કા ઉપર વહાણોની ઠઠની ઠઠ જામેલી રહેતી. ત્યાં એને ખબર મળી કે ચરિત્ર બંદરથી સિંહલદ્વીપ ૨૦,૦૦૦ લી દૂર આવેલો હતો. છતાં સિંહલદ્વીપના દંતસ્તૂપ પરના રત્નોનો ચમકારો રાતને વખતે જ્યારે આકાશ સ્વચ્છ હોય છે ત્યારે ત્યાંથી માલમ પડતો હતો. ગગને એની ચમક આકાશમાં ઉગેલા તારા જેવી જણાતી હતી.

દંતસ્તૂપનો ચમકારો

કલિંગ

ઉડીસાથી હ્યુએનસંગ કોણ્યોધ ગયો અને કોણ્યોધથી કલિંગ દેશમાં ગયો. કલિંગમાં એણે માલમ પડ્યું કે, પૂર્વ

કાળમાં કલિંગમાં ખૂબ જાહોજલાલી અને માણસોની ભરચક વસ્તી હતી. પરંતુ એક ઋષિના શાપથી એકેએક માણસ, વૃદ્ધ, જુવાન અને બાળકનો એકી સાથે નાશ થઈ ગયો. તે દિવસથી કલિંગ દેશ ઉજ્જડ થઈ ગયો. પછી આજુબાજુના લોકો આવીને ત્યાં વસ્યા અને નગર પાછું વસ્તીવાળું થયું. પરંતુ પહેલાંની જાહોજલાલી પાછી ન ફરી.

કોશલ: કલિંગથી દક્ષિણ પશ્ચિમ દિશામાં જતાં હુએનસંગ કોશલ પહોંચ્યો ત્યાંનો રાજા ક્ષત્રિય હતો. વિદ્યા અને શિલ્પનો શોખીન હતો અને બૌદ્ધ ધર્મ ઉપર એની ખૂબ આસ્થા હતી. કોશલની રાજધાનીની દક્ષિણે એક જૂનો સંઘારામ હતો. ત્યાંજ અશોકનો એક સ્તૂપ હતો. કહે છે કે ભગવાન બુદ્ધદેવે અહીં ઘણા વિદ્વાન યાત્રાળુઓનો વાદવિવાદમાં પરાજય કર્યો હતો.

## ૪૮

## નાગાર્જુન

રાજા શદ્દાહના વખતમાં સિદ્ધનાગાર્જુન અહીં પધાર્યા હતા અને રાજાની ધર્મપરત્વેની શ્રદ્ધાભક્તિ જોઈ ઘણો સમય અહીં રોકાયા હતા. તે વખતે બોધિસત્વ નાગાર્જુન ઘણા વૃદ્ધ થઈ ગયા હતા. વળી સિંહલદ્વીપના દેવબોધિસત્વ અહીં નાગાર્જુનને મળવા આવી પહોંચ્યા. બોધિસત્વ નાગાર્જુનને દેવ બોધિસત્વે કહેવરાવ્યું કે મારે આપને મળવું છે.

નાગાર્જુને જવાબ આપવાને બદલે પોતાની પાસે એક પાણીથી ભરેલો ઘડો પડ્યો હતો તે દેવબોધિસત્વ પાસે મોકલ્યો. એ જોઈને દેવબોધિસત્વે એ પાણીમાં એક સોય નાખી આપી અને ઘડો પાછો મોકલ્યો. પછી નાગાર્જુને દેવબોધિસત્વને પોતાની પાસે બોલાવ્યા. એમને જોઈ નાગાર્જુન ખૂબ પ્રસન્ન થયા.

દેવબોધિસત્વને બધી વિદ્યા શિખવી દીધી :

નાગાર્જુને દેવબોધિસત્વને કહ્યું, " હું હવે ઘણો વૃદ્ધ થઈ ગયો છું. તો મારી પાસે જે બધી વિદ્યા છે તે તમે ગ્રહણ કરી શકશો ? દેવે જવાબ આપ્યો, પ્રભો ! મારી એટલી બધી યોગ્યતા તો નથી પરંતુ આપની જે જે આજ્ઞા હશે તે સર્વ હું માથે ચઢાવીશ. " પછી નાગાર્જુને

દેવબોધિસત્વને પોતાને આવડતી બધીજ વિદ્યાઓ ધીમે ધીમે શીખવી દીધી.

સિદ્ધ નાગાર્જુન રસાયણશાસ્ત્રના આચાર્ય હતા. પોતાની ઉમ્મર સેંકડો વર્ષની થઈ ગઈ હતી, છતાં રસાયણશાસ્ત્રના પ્રયોગને લીધે હજુ ખૂબ જુવાન હોય એવાજ દેખાતા હતા. રાજા સિદ્દાહને પણ રસાયનગુટિકા ખવરાવી હતી તેથી એ પણ સેંકડો વષની ઉમરના થઈ ગયા છતાં જુવાન દેખાતા હતા.

ગાદી ક્યારે ખાલી પડશે ?:

રાજા સિદ્દાહને ઘણાયે પુત્ર પૌત્રાદિક હતા યુવરાજ પણ ઘરડો થવા આવ્યો હતો. સિંહાસન ખાલી પડવાની રાહ જોતોજોતો યુવરાજ હવે બહૂજ અધીરો થઈ ગયો હતો. છેવટે એણે પોતાની મા પાસે હૃદય ખોલ્યુ કે, " માતાજી ! હું ગાદીએ ક્યારે બેસી શકીશ ? "

માતાએ કહ્યું, ' બેટા ! તારા પિતાને સેંકડો વર્ષ થઈ ગયાં. કેટલાયે પુત્રપૌત્રાદિ ઘરડા થઈને મરી ગયા પણ એ હજુ હેમખેમ છે. જ્યાં સુધી બોધિસત્વ નાગાર્જુન જીવતા છે ત્યાં સુધી ગાદી ખાલી પડવાનો સંભવ નથી. કારણ કે બોધિસત્વ નાગાર્જુન રસાયન ગુટિકાના પ્રભાવથી પોતે મરશે નહિં અને સાથેસાથે રાજાને પણ મરવા દેશે નહિં.

માતાની સલાહ :

જો તને સિંહાસન પર બેસવાની ખૂબ ઇચ્છા હોય તો બોધિસત્વ પાસે જા. તું એમનુ જીવન માગીશ તો એ તારી ખાતર તરત પોતાનો જીવ આપી દેશે.

રાજકુમાર તો માની સલાહ પ્રમાણે ગયો બોધિસત્વની પાસે. તે વખતે સંધ્યાકાળ થયો હતો. દ્વારપાલે રાજ-

કુમારને જોઈ રસ્તો આપ્યો અને રાજકુમાર સિધો નાગાર્જુન પાસે આવીને ઊભો રહ્યો. તે વખતે નાગાર્જુન મંત્ર જપતેજપતે આંટા મારી રહ્યા હતા.

રાજકુમારને જોઈ નાગાર્જુને પૂછ્યું, "સંધ્યાકાળે શ્રમણના આશ્રમમાં એકદમ દોડતા આવવાનું શું કારણ છે? કંઈ આપત્તિ આવી પડી છે? એકદમ બોલી દો રાજકુમાર!

રાજકુમારે જવાબ આપ્યો, "છેક પ્રાચીનકાળથી બોધિસત્વો પરોપકાર માટે પોતાના પ્રાણ સુદ્ધાં આપી દેતા આવ્યા છે. રાજચંદ્રપ્રભે પોતાનું માથું બ્રાહ્મણોને દાન કરી દીધું હતું. મૈત્રબલે ભૂખ્યા યક્ષને પોતાના શરીરનું બધું લોહી પીવરાવી દીધું હતું. શિબીએ ભૂખ્યાં શ્યેન પક્ષિને પોતાના શરીરનું માંસ ખવરાવી દીધું હતું. આ પ્રમાણે પ્રાચીનકાળથી ચાલતું આવ્યું છે.

ભિક્ષા માગું છું: "મારી એક પ્રાર્થના છે, પ્રાચીનકાળનાં દૃષ્ટાંત લક્ષ્યમાં લઇ આપ આપનું માથું મને આપવા કૃપા કરશો. આ ભિક્ષા માગવા જ હું આપની પાસે આવ્યો છું."

સિદ્ધ નાગાર્જુને કહ્યું, "એમાં તે શી મોટી વાત છે? મનુષ્યનું જીવન પાણીના પરપોટા સમાન ક્ષણિક છે. ફક્ત એમાં એકજ વાંધો આવશે. હું મરીશ પછી તારા પિતા જીવતા રહી શકશે નહિં" એમ બોલી નાગાર્જુને પાસે પડેલું ખડગ હાથમાં લીધું અને પોતાનું માથું કાપી રાજકુમાર આગળ મૂકી દીધું.

રાજા મરણ પામ્યો: એ દૃશ્ય જોઇ રાજકુમાર તો આભો જ બની ગયો. એ તો ત્યાંથી તરત મહેલમાં દોડી ગયો. દ્વારપાળે રાજાને

નાગાર્જુનના માથાના દાનની વાત કરી. એ વાત સાંભળતાં જ રાજા સદ્વાહ પણ મરણ પામ્યો.

રાજધાનીની દક્ષિણ–પશ્ચિમ દિશાએ લગભગ ૩૦૦ લી દૂર ભ્રમરગિરિનો સંઘારામ હતો. રાજા સદ્વાહે પર્વતને કોરી કઢાવી એ સંઘારામ બનાવરાવ્યો હતો. એ પાંચ માળનો બનાવ્યો હતો; દરેક માળ પર ચાર ચાર મોટા ઓરડા અને વિહાર બનાવ્યા હતા. વિહારમાં ભગવાન બુદ્ધની મનુષ્યના આકારની સોનાની મૂર્તિઓની સ્થાપના કરેલી હતી.

ભ્રમરગિરિનો સંઘારામ :

એમ કહેવાય છે કે પર્વત કોરાવીને આ સંઘારામ બનાવતાં બનાવતાં રાજાની તીજોરી તળીઆઝાટક થઈ ગઈ, અને સંઘારામ અપૂર્ણ રહી ગયો. રાજાને મનમાં ખૂબ અફસોસ થયો. રાજાને દુઃખી જોઈને સિદ્ધ નાગાર્જુને કહ્યું, “રાજા ! મનમાં દુઃખ ન લગાડીશ અને ગભરાઈશ નહિ. તું કાલે શિકારે જઈ આવ્ય. પછી આપણે બે જણ એનો શો ઉપાય કરવો તે વિષે વિચાર કરીશું.”

રાતમાં ને રાતમાં નાગાર્જુને જંગલના પથરાને પોતાના રસાયનિક પ્રયોગથી સોનાના બનાવી દીધા. રાજા જ્યારે સવારમાં શિકારે નિકળ્યો ત્યારે રસ્તામાં ચારે બાજુએ સોનાની ભેખડો અને સોનાના પથરા પડેલા જોયા. એણે પોતાની આંખો ધોઈ નાંખી ફરી જોયુ તો પણ બધું સોનાનું જ દેખાયુ એટલે પોતે સાચેસાચ સોનું જ જુવે છે એની એને ખાત્રી થઈ.

પત્થરનું સોનું :

રાજા શિકારેથી પાછો ફર્યો અને તરત નાગાર્જુન પાસે ગયો. ત્યાં જઈ વાત કરી કે રસ્તામાં ચારે બાજુ

સોનાની લેખડો મારા જોવામાં આવી. નાગાર્જુને કહ્યુ, " એ બધો આપનાં પુન્યનો પ્રભાવ છે. માટે એ લેખડો અને પથરા ખોદાવી મંગાવો અને એની મદદ વડે અપૂર્ણ રહેલું કાર્ય પૂરું કરો.

સંઘારામની વ્યવસ્થા : પછી રાજાએ બધું સોનું ઘેર મંગાવી લીધું અને સંઘારામનુ બંધ પડેલું કામ પાછુ ચાલુ કર્યું. સંઘારામ પૂરો તૈયાર થઈ ગયો એટલે નાગાર્જુને એમાં સંપૂર્ણ ત્રિપિટક, અન્ય વિભાષા અને બીજા શાસ્ત્રો વગેરેનો સંગ્રહ કરાવરાવ્યો અને એજ વિષયોનો અભ્યાસ ચાલુ કરાવ્યો.

કહે છે કે સંઘારામના સૌથી ઉપરના માળ પર ભગવાન બુદ્ધની મૂર્તિની સ્થાપના કરી હતી અને સૂત્ર અને શાસ્ત્રનો સંગ્રહ રાખવામાં આવ્યો હતો. ચોથા, ત્રીજા અને બીજા માળમાં શ્રમણ અને ભિક્ષુ રહેતા હતા. અને સૌથી નીચેના માળમાં બ્રાહ્મણો અને ઉપાસકો રહેતા હતા.

નવ કોટી સોના-મહોરોનું ફક્ત મીઠું ખરીદ્યું : એમ કહેવાય છે કે જ્યારે આ સંઘારામ બનતો હતો ત્યારે મજુરોને ખાવા માટે રાજા સદાહે નવકોટી સોના મહોરોનુ તો એકલું મીઠું ખરીદ્યું હતું. પહેલાં આ સંઘારામમાં ૧૦૦૦ ભિક્ષુ અને શ્રમણો રહેતા હતા.

બ્રાહ્મણોએ કબજો લીધો : એક વખતે શ્રમણો વાદવિવાદમાં એટલા બધા ઉતરીને લડી પડ્યા કે આખરી નિર્ણય માટે બધા ભેગા થઈને રાજા પાસે ગયા. એમાં વસતા બ્રાહ્મણોએ જોયુ કે બધા શ્રમણો ઝઘડામાં પડ્યા છે અને સંઘારામમાં બ્રાહ્મણો સિવાય કોઈ નથી ત્યારે એમણે ભેગા થઈને સંઘારામનો કબજો લઈ લીધો અને ત્યારે બાજુ બ્રાહ્મણોના

ચોકી પેહેરા બેસાડી દીધા. અંદર આવવાનો માર્ગ બિલકુલ બંધ કરી દીધો. ત્યારથી આ સંઘારામમાં કોઇ પણ શ્રમણ કે ભિક્ષુ રહેતો નથી.

બ્રાહ્મણોએ સંઘારામમાં આવવા જવા માટે ગુપ્તદ્વાર રાખ્યું હતું. એ દ્વાર કોઇને પણ શોધ્યા છતાં જડતું નહોતું. ગામમાં કોઇ માંદા માટે આ સંઘારામના વૈદ્યની જરૂર પડતી ત્યારે દરદીની આંખે પાટા બાંધી અંદર લઈ જવામાં આવતો અને બહાર નિકળતી વખતે પણ પાછા પાટા બાંધવામાં આવતા.

આ કોશલ દેશમાં તે વખતે એક બ્રાહ્મણ તર્કશાસ્ત્રમાં ખૂબ નિપુણ હતો. હુએનસંગ એની પાસે એક મહિનો રહી પડયો અને તર્કશાસ્ત્ર શીખી લીધું.

ધનકટક : દક્ષિણ કોશલથી દક્ષિણ–પૂર્વ દિશામાં ચાલતાં ચાલતાં હુએનસંગ આંધ્ર દેશમાં પહોંચી ગયો. ત્યાંથી સંઘારામો અને સ્તૂપોનાં દર્શન કરતે કરતે એ ધનકટક દેશમાં ગયો. આ દેશ આંધ્રની દક્ષિણે આવેલો હતો. અહીં પૂર્વશિલા અને અવરશિલા નામના બે સંઘારામ હતા. એક હતો નગરની પૂર્વ દિશામાં તો બીજો હતો પશ્ચિમ દિશામાં.

આ સંઘારામો અહીંના એક રાજાએ બનાવરાવેલા. એમાં પ્રાચીનકાળમાં મોટા મોટા ઋષિમુનિઓ અને અર્હતો રહેતા હતા. ભગવાન બુદ્ધના નિર્વાણ પછી આશરે પાંચસો વર્ષ સુધી આ સંઘારામમાં ઘણા શ્રમણો અને ઉપાસકો ચાતુર્માસ ગાળતા. પરંતુ છેલ્લાં સોએક વર્ષથી અહીંના વનદેવતાઓના ઉત્પાતથી સંઘારામ નિર્જન પડી રહ્યા છે.

## ૪૯
## ભાવ વિવેક

કપિલ-દર્શનના આચાર્ય :

નગરની દક્ષિણે એક પર્વત છે. એમાં ઉપાધ્યાય ભાવવિવેક અસુરોના ગઢમાં હજી પણ બેઠા છે અને ભગવાન મૈત્રેયની આવવાની રાહ જોઈ રહ્યા છે. કહે છે કે ભાવવિવેક ખૂબ વિદ્વાન હતા અને કપિલ દર્શનના તો મોટા આચાર્ય હતા. જો કે એ કપિલના અનુયાયી હતા છતાં અંતઃકરણથી નાગાર્જુનને પૂજતા હતા.

જ્યારે ભાવવિવેકે સાંભળ્યું કે બોધિસત્વ ધર્મપાલે મગધ દેશમાં ધર્મનો પ્રચાર કરવા માંડ્યો છે તથા હજારો માણસોને પોતાના ચેલા બનાવવા માંડ્યા છે ત્યારે ભાવવિવેકે ત્યાં જઈ ધર્મપાલ બોધિસત્વ સાથે શાસ્ત્રાર્થ કરી પોતાની શંકાઓનું સમાધાન કરી લેવાનો વિચાર કર્યો.

ધર્મપાલ બોધિસત્વ :

પછીતો ભાવવિવેકે પોતાનો દંડ હાથમાં લીધો અને પોતાના શિષ્યો સાથે પાટલીપુત્ર પહોંચી ગયો. તે વખતે ધર્મપાલ બોધિસત્વ ગયામાં બોધિવૃક્ષની પાસે ગયા હતા. ત્યાં ભાવવિવેકે પોતાના શિષ્યો સાથે કહેવરાવ્યુ કે "બોધિવૃક્ષની પૂજા કર્યે શો દહાડો વળવાનો છે ? અહીં આવો અને ચર્ચા કરો."

ધર્મપાલે જવાબ કહેવરાવ્યો, " મનુષ્યનું જીવન

ક્ષણિક છે. હું અહીં આખો દિવસ ને રાત કામમાં ગૂંથા-એલો છું. મને ચર્ચા કે શાસ્ત્રાર્થ કરવાની ફુરસદ નથી."

આ ઉત્તર સાંભળીને ભાવવિવેક મગધથી પોતાના આશ્રમમાં પાછો આવી ગયો. એને થઇ, ભગવાન મૈત્રેયને મળ્યા વગર મારી શંકાઓનાં સમાધાન થનાર નથી. એ પરથી એણે અવલોકિતેશ્વર બોધિસત્વની પ્રતીમા સામે બેસીને હૃદયધારિણીનુ અનુષ્ઠાન કરવા માંડ્યુ. ત્રણ દિવસ ને ત્રણ રાત અન્ન અને જલ સુદ્ધાં લીધા વગર એકી પલાંઠીએ બેસીને એણે પાઠ જપ્યા કર્યા. અનુષ્ઠાન :

ત્રીજે દિવસે અવલોકિતેશ્વર બોધિસત્વ પ્રસન્ન થયા અને સાક્ષાત દર્શન દીધાં. એમણે કંઈ વરદાન માગવા કહ્યું. ભાવવિવેકે જવાબ આપ્યો, "મારી ઇચ્છા એવી છે કે મૈત્રેય ભગવાનના જન્મતા સુધી મારૂં આ શરીર ટકી રહે."

"ભાવવિવેક ! મનુષ્ય જીવનમાં અનેક વિપત્તિઓ આવશે. સંસારી માણસો તો પાણીના પરપોટા જેવા છે. માટે એના કરતાં તો તું તુષિતધામમાં જા અને ભગવાન મૈત્રેયની પાસે રહે."

ભાવવિવેકે જવાબ આપ્યો, "મેં તો મૈત્રેયના પૃથ્વીપર આવતા સુધી મારૂં આ શરીર ટકાવી રાખવાનો સંકલ્પ કર્યો છે. એ હવે ફરે એમ નથી."

"જો એમજ છે તો તું ધનકટક દેશમાં જા. ત્યાં પર્વતની ગુફામાં વજ્રપાણી નામના દેવતા રહે છે. ત્યાં જઈ વજ્રપાણીધારિણીના જપ કરો. એ દેવ પ્રસન્ન થશે એટલે તારા મનોરથ સંપૂર્ણ થશે." સલાહ :

એ સાંભળીને ભાવવિવેક પછીથી આ દેશમાં આવ્યો અને વજ્રપાણીધારિણીનુ અનુષ્ઠાન આરંભ્યુ. ત્રીજે દિવસે દેવ પ્રસન્ન થયા. એમણે પૂછ્યુ, " બેટા! તારી શી ઇચ્છા છે ? "

ભાવવિવેકે કહ્યું, " અવલોકિતેશ્વર બોધિસત્વે મને હુકમ કર્યો છે કે આપની પાસે મારે મારી ઇચ્છીત વસ્તુનું વરદાન માગવું. હવે મારી એવી ઇચ્છા છે કે ભગવાન મૈત્રેય પૃથ્વીપર અવતાર લે ત્યાં સુધી આ શરીરને મારે ટકાવી રાખવુ "

વજ્રપાણીઃ પછી ભગવાન વજ્રપાણીએ ભાવવિવેકને એક મન્ત્ર આપ્યો અને કહ્યું કે આ પર્વત પર અમુક સ્થાને બેસીને આ મન્ત્રનો જપ કરો. ત્યાં અસુરોનો એક દુર્ગ છે. જ્યારે મન્ત્ર સિદ્ધ થશે ત્યારે એ દુર્ગનું દ્વાર આપોઆપ ખુલી જશે. તે વખતે તારે અંદર જતા રહેવું. ત્યાં તારૂં શરીર મૈત્રેયના આવતા સુધી ટકી રહેશે. "

"પરંતુ પ્રભો ! અસુરોનો દુર્ગ તો અંધકારમય હશે. ત્યાં બેઠેબેઠે મને શી રીતે ખબર પડશે કે મૈત્રેયનો અવતાર થયો કે નહિં ? "

વજ્રપાણીએ કહ્યું, એની ચિન્તા તું ન કરીશ. જ્યારે મૈત્રેયનો અવતાર થશે ત્યારે હું જાતે તને ખબર કરીશ."

ભાવવિવેક અસુરોના દુર્ગમાં : પછી તો ભાવવિવેક પર્વત પર બેઠો, પલાંઠી લગાવીને, અને મંડયો જપ કરવા. એને વજ્રપાણીના કહેવા પર શ્રદ્ધા છે. દિવસ પર દિવસ ગયા. મહિનાઓ પણ ગયા. છેવટે ત્રણ વર્ષ સુધી બરાબર જપ કર્યા ત્યારે અસુરના દુર્ગનું દ્વાર ખુલ્યુ, ભાવવિવેક અંદર જતા રહ્યા. અંદર

જતી વખત એણે પોતાના શિષ્યોને કહ્યું, આવો મારી સાથે. આપણે બધા ભગવાન મૈત્રેયના આવતા સુધી અજર ને અમર થઈને અહીં રહીશું."

પરંતુ એકે શિષ્ય અંદર ગયો નહિં. બધાયે બાનાં કાઢ્યાં કે આ તો સર્પનો રાફડો છે, એમાં તે કોણ આવે? એના છ પટ્ટ શિષ્યો ફક્ત એની સાથે દુર્ગમાં ગયા, અને દ્વાર બંધ થઈ ગયું ત્યાં હજી સુધી એ પોતાના શિષ્યો સાથે ભગવાનના અવતારની રાહ જોઈને બેસી રહ્યા છે.

શ્રમણ સુભૂતિ અને સૂર્ય સાથે મેળાપ :

આ દેશમાં હ્યુએનસંગને વળી સુભૂતિ અને સૂર્ય નામના બે મહા વિદ્વાન શ્રમણો સાથે પરિચય થયો. એ શ્રમણો મહાસંઘિક નિકાયના અનુયાયીઓ હતા. એમની પાસેથી કઈ શીખી લેવાનું મળશે એમ જણાતાં હ્યુએનસંગ તો પાછો થોડા મહિના એ લોકો પાસે રોકાઈ ગયો; અને મૂલાભિધર્માદિ અનેક શાસ્ત્રોનું અધ્યયન કરી લીધું. બદલામાં એણે પેલા બે શ્રમણોને મહાયાનના ગ્રંથોનું અધ્યયન કરાવ્યું.

ધનકટકથી દક્ષિણે યાત્રા કરતાં હ્યુએનસંગ ચોલ દેશમાં આવી પહોંચ્યો. ચોલની રાજધાનીની પાસે અશોકનો એક સ્તૂપ હતો. અહીં ભગવાન બુદ્ધદેવે યાત્રાળુઓને પોતાના બુદ્ધિબળથી મ્હાત કરી દીધા હતા, તથા મનુષ્યો અને દેવતાઓને ધર્મોપદેશ કર્યો હતો.

ઉત્તર નામના અર્હંત સાથે શાસ્ત્રાર્થ

નગરની પશ્ચિમે એક સંઘારામ હતો. ત્યાં દેવ-બોધિસત્વે, ઉત્તર નામના અર્હંત સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો. અર્હંત ઉત્તરે સાત પ્રશ્નોના જવાબ બરાબર આપ્યા પણ પછી છેલ્લા પ્રશ્નનો જવાબ આપતાં ગૂંચવાયો. એટલે

એ સૂક્ષ્મદેહે તુષિતધામમાં ગયો અને મૈત્રેય બોધિસત્વને પેલા પ્રશ્નનો જવાબ પૂછ્યો. એ જવાબ એણે પાછા આવી બોધિસત્વને કહ્યો દેવ બોધિસત્વે જવાબ સાંભળી કહ્યું, "આ જવાબ તારો નથી આતો મૈત્રેય બોધિસત્વનો જવાબ છે." એ સાંભળી અર્હંત ઉત્તર ખૂબ વિસ્મય પામ્યો.

## ૫૦

## ધર્મપાલ

પછી હુએનસંગ ચોલ દેશમાંથી દ્રાવિડ દેશમાં ગયો. તે વખતે દ્રાવિડ દેશની રાજધાની કાંચીપુર હતી. ધર્મપાલ બોધિસત્વનો જન્મ આ નગરમાં થયો હતો. ધર્મપાલ બોધિસત્વના પિતા અહીંના મહાઅમાત્ય હતા. ધર્મપાલ બોધિસત્વની બુદ્ધિ છેક નાનપણથીજ બહુ તીવ્ર હતી અને એમની પ્રજાવત્સલતા જોઈને લોકોથી એમનાં વખાણ થઈ જતાં. એમની વિદ્વત્તા અને તીક્ષ્ણ બુદ્ધિ જોઈને દ્રાવિડ દેશના રાજાએ પોતાની રાજકુમારીનાં લગ્ન એમની સાથે કરવાનો વિચાર કર્યો. વિચારે સત્યસ્વરૂપ ધારણ કર્યું અને લગ્નનો દિવસ પણ નક્કી કરવામાં આવ્યો.

આખરે લગ્નના દિવસને એક રાત બાકી રહી ગઈ ધર્મપાલ બોધિસત્વને ખૂબ ચિન્તા થઈ. આ લગ્નબંધનમાંથી છૂટવાનાં ફાંફાં એ મારી રહ્યા હતા. જ્યારે બીજો કોઈ ઉપાય ન જડ્યો ત્યારે સંધ્યાકાળ થઈ એટલે ઘરમાંથી નાસી છૂટ્યા અને ભગવાનના એક વિહારમાં ભરાઈ ગયા. ત્યાં જઈ ભગવાનની મૂર્તિ સામે બેસી એમણે પ્રાર્થના કરવા માંડી. એમ ને એમ બેઠેબેઠેજ એમણે આખીરાત પ્રાર્થનામાં ગાળી. મળસ્કું થતાં

પ્રભુને દયા આવી. એમણે ધર્મપાલને ઉઠાડી, કાંચીપૂરથી ઘણે દૂર પર્વતમાં આવેલા એક સંઘારામમાં મોકલી આપ્યા.

એમની ગ્રંથ રચના : સંઘારામમાં આમ એકાએક નવા માણસને જોઈને ત્યાંના શ્રમણોએ એમને ચોર ધાર્યા; અને બાંધીને મુખ્ય શ્રમણ પાસે લઈ ગયા. ધર્મપાલ બોધિસત્વે પોતાની બધી હકીકત પેલા મુખ્ય શ્રમણને કહી સંભળાવી. એ સાંભળીને બધા લોકો ખૂબ વિસ્મય પામ્યા. પછી ધર્મપાલે પરિવ્રજ્યા ગ્રહણ કરી અને હંમેશાં શાસ્ત્રોના અભ્યાસમાંજ મચ્યા રહ્યા. થોડા વખતમાં ઘણા વિષયોના એ નિષ્ણાત બની ગયા. પછી એમણે શબ્દવિદ્યા સંયુક્તશાસ્ત્ર, *, શતશાસ્ત્ર વૈપુલ્ય, વિદ્યામાત્રસિદ્ધિ, ન્યાયદ્વાર* તારકશાસ્ત્ર વગેરે ઉપર ટીકાઓ લખી અને કેટલાક મૌલિક ગ્રંથો રચ્યા.

કાંચીપુર દરિયાકિનારે આવેલું છે. અહીંથી સિંહલદ્વીપ ત્રણ દિવસમાં પહોંચી શકાય છે. તે વખતે સિંહલનો રાજા મૃત્યુ પામ્યો હતો એટલે રાજ્યમાં મોટી ઉથલપાથલ ચાલી રહી હતી. જ્યાં ને ત્યાં બળવા ઉઠતા હતા. અને વળી દુકાળ પડયો. એટલે પ્રજા ખૂબ દુઃખમાં હતી.

૬. સિંહલ વિષે માહીતી : ત્યાંના બે મહાવિદ્વાન ભિક્ષુઓ બોધિમેઘેશ્વર અને અભયદંષ્ટ્ર પોતાના ૩૦૦ ભિક્ષુઓ સાથે ત્યાંથી નાસી છૂટ્યા અને દ્રાવીડ દેશમાં આવ્યા હતા. પ્રથમ એમણે કાંચીપુરમાં ઉતારો કર્યો હતો. હ્યુએનસંગ એ લોકોને મળ્યો.

હ્યુએનસંગે એ લોકોને પૂછ્યું, " સિંહલ દેશના શ્રમણો સ્થવિર નિકાયનાં ત્રિપિટક તથા યોગશાસ્ત્રમાં

બહુ પારંગત હોય છે, તથા ત્યાં અભ્યાસ માટે પણ સારી અનુકૂલતા છે, એમ મેં સાંભળ્યું છે. મારો વિચાર સિંહલદ્વીપ જઈ થોડો વખત રહીને યોગશાસ્ત્ર તથા સ્થવિર નિકાયના ત્રિપિટકનો અભ્યાસ કરી લેવાનો થાય છે. આપ સૌ અહીં કેમ આવ્યા છો ?"

ઉદ્દેશ : એમણે જવાબ આપ્યો, "અમારા સિંહલદ્વીપનો રાજા મરી ગયો અને દેશમાં દુકાળ પડયો છે. પ્રજાનું રક્ષણ કરનાર કોઈ નથી. વળી સાંભળ્યું કે, જમ્બુદ્વીપમાં લોકો સુખશાન્તિમાં રહે છે અને ત્યાં અન્નનો દુકાળ નથી. તે સિવાય આ જમ્બુદ્વીપમાંજ ભગવાને જન્મ લીધેલો. એને લીધે ઠામેઠામ યાત્રાનાં ધામ છે. એટલે જમ્બુદ્વીપમાં જવું સારૂં એમ વિચાર કરી અમે સૌ અહીં આવ્યા છિયે.

આત્મશ્લાઘા : અમારા સિંહલ દેશમાં વિદ્વત્તામાં અમારાથી ચઢતા શ્રમણો બહુજ ઓછા હશે. બધા સંઘમાં અમારી બહુ મોટી પ્રતીષ્ઠા છે અને બધા અમારૂં બહુ માન રાખે છે. મોટા મોટા વિદ્વાનો અમારી પાસે આવી શંકાનાં સમાધાન કરી જાય છે. જો આપને અમારી પાસે રહી વિદ્યાભ્યાસ કરવો હોય તો ઘણી ખુશીથી અમે જે જાણીએ છિયે તે તમને પૂરેપૂરૂં ભણાવીશું."

દાણો ચાંપી જોયો : એટલે હ્યુએનસંગે એ લોકોને યોગશાસ્ત્રનાં સૂત્રો અને વૃત્તિઓ વિષે થોડા સવાલો પૂછયા અને તેમાં પોતાની શંકાઓ પણ કહી સંભળાવી. પરંતુ જેવી રીતે આચાર્ય શીલભદ્રે સમજાવ્યું હતું તેનાથી અડધુંએ એ લોકો સમજાવી શક્યા નહિં. પછી શંકાઓનું સમાધાન શી રીતે કરી શકે ?

કાંચીપુરમાં વળી હ્યુએનસંગને ખબર મળી કે દ્રાવિડ દેશથી આગળ માલકૂટ નામનો પ્રદેશ આવે છે. એ દેશ સમુદ્રના કિનારે આવેલો છે અને ત્યાં જુદીજુદી જાતનાં રત્નો ઉત્પન્ન થાય છે. ત્યાંની રાજધાનીની પાસે અશોકે બનાવરાવેલો એક સ્તૂપ છે. ત્યાં તથાગતે પોતાની વિભૂતિ બતાવી હતી.

મલયાગિરિ : એ પ્રદેશની દક્ષિણે સમુદ્ર કિનારે મલયાગિરિ નામનો પર્વત છે. એ પર્વત પર શ્વેત ચન્દનનું આખું વન છે. એ ચન્દનના વનમાં ઉનાળાના દિવસોમાં સાપ, ચંદનનાં ઝાડને વીંટળાયલા રહે છે. ત્યાનું ચન્દન ખૂબ સુગન્ધીદાર હોય છે. એવું ચન્દન બીજી કોઈ જગાએ થતું નથી.

કપૂરની ઉત્પત્તી : એ પર્વત પરના વનમાં કપૂરનાં ઝાડ પણ થાય છે. દેવદારનાં ઝાડ અને કપૂરનાં ઝાડ લગભગ સરખાં હોય છે. ફક્ત પાંદડાંનાં આકારમાં થોડો ફેર હોય છે. જ્યારે કપૂરનું ઝાડ લીલું લીલું કાપવામાં આવે છે ત્યારે સુગન્ધી હોતી નથી. પણ જ્યારે સુકાયલા લાકડાને ચીરે છે ત્યારે કપૂરના રસની ગોળીઓ બાઝી ગયેલી અંદરથી મળી આવે છે અને તે વખતે ખૂબ સુગન્ધ પસરી રહે છે. આ ગોળીઓ એજ કપૂર.

માલકૂટની ઉત્તરપૂર્વ દિશામાં એક બંદર આવેલું છે. ત્યાંથી લોકો દરિયામાર્ગે સિંહલદ્વીપ જાય છે.

## ૫૧

## સિંહલદ્વીપ

સિંહલદ્વીપ, માલકૂટથી દક્ષિણપૂર્વ દિશાએ જતાં ૩૦૦૦ લી દૂર આવેલો છે. ત્યાં વસ્તી બહુ ગીચ છે તેમ અન્ન પણ પુષ્કળ ઉત્પન્ન થાય છે. ત્યાંના લોકો રંગે કાળા અને વાને ઠીંગણા હોય છે. આ દ્વીપનું પુરાણું નામ રત્નદ્વીપ હતું.

દંતકથા : આ દ્વીપમાં એક રાજા રાજ્ય કરતો હતો. તેને એક રૂપવતી કન્યા હતી. એનું લગ્ન પાસેના એક રાજા સાથે કરવામાં આવ્યું. એક વખત એ પોતાના પતિને ત્યાંથી પોતાને પિયર આવતી હતી. એટલામાં રસ્તામાં એક સિંહ મળ્યો. સિંહને જોતા બરોબર, સાથેનાં માણસો તથા પાલખી ઉંચકનારા પેલી રાજકન્યા સાથેની પાલખીને રસ્તામાં એમની એમ મૂકીને ન્હાસી ગયા. સિંહ પાલખી પાસે આવ્યો તો એણે પેલી રાજકન્યાને જોઈ. યુવાન રાજકન્યાનું રૂપ જોઈને સિંહ પણ મોહ પામી ગયો. એ તો રાજ્યકન્યાને ધીમેથી ઉઠાવીને પોતાની ગુફામાં લઈ ગયો. ત્યાં પછી રાજકન્યા સાથે એ રહેવા લાગ્યો. રોજ શિકાર કરી આવે ને ખાવાનું લઈ આવે. એમ કરતાં

સિંહનાં બાળક : કરતાં રાજકન્યાને ગર્ભ રહ્યો અને પૂરે દિવસે એક બાળક

અને એક બાળકી અવતર્યાં. એમના દેહનો આકાર તો બધો માણસ જેવોજ થયો પણ ઉગ્ર સ્વભાવ અને હિંસક વૃત્તિ એ છોકરાંમાં ઉતરી આવી.

છોકરો જ્યારે મોટો થયો ત્યારે માને પૂછવા લાગ્યો, "મા ! આ કેવું વિચિત્ર લાગે છે ? મા મનુષ્ય છે અને બાપ એક પશુ છે. આ બધું શી રીતે બન્યું ?" માએ એને માંડીને બધી વાત કહી. છોકરો કહે, "મા ! પણ હવે તો આપણે અહીંથી નાસી છૂટીએ તો સારૂં. તોજ અમને માણસની કેળવણી મળશે. અત્યારે અમને પશુની કેળવણી મળી રહી છે."

મા કહે, "હું તો અહીં રહીને કંટાળી ગઈ છું. ઘણીયે વખત ન્હાસી જવાનું મન થાય છે. પણ ન્હાસીને જઉં ક્યાં અને શી રીતે ન્હાસી જઉં એની મને ગમ પડતી નથી."

ગુફામાંથી છટક્યાં : પછી એક દિવસ જ્યારે સિંહ શિકાર કરવા બહાર નિકળ્યો ત્યારે તેની પાછળ પાછળ પેલો છોકરો ગયો અને ગુફામાંથી બહાર નીકળવાનો રસ્તો જોઈ આવ્યો. પછી બીજે દિવસે જ્યારે પેલો સિંહ શિકાર માટે બહાર ગયો કે તરત મા અને બે છોકરાં ગુફામાંથી બહાર નીકળી ગયાં. અને જંગલ પાસેના ગામમાં જતાં રહ્યાં. ત્યાંથી એ ત્રણે જણ રાજકન્યાના બાપને ગામ ગયાં. પણ ત્યાં ખબર મળી કે બાપને ત્યાં કોઈ જીવતું રહ્યું નહોતું. એટલે આ ત્રણે જણ પાસેના એક બીજા ગામમાં જઈને સંતાયાં.

સિંહનો રોષ : સિંહ જ્યારે પોતાની ગુફામાં પાછો આવ્યો ત્યારે એણે ગુફા તદ્દન સૂની જોઈ. નહોતી રાજકન્યા કે નહોતાં છોકરાં.

એનો તો ગુસ્સો હાથમાં રહ્યો નહિ. આજુબાજુના ગામડાંમાં જઈને એણે પુષ્કળ ઉપદ્રવ કરવા માંડયો. હજારો સ્ત્રી પુરૂષોના એણે જાન લીધા અને ખૂબ ઉન્મત્ત થઈને ફરવા લાગ્યો. પ્રજા ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ગઈ.

પછી ગામ આખું રાજાને ત્યાં રાવ કરવા ગયું. રાજાએ તરત જ પોતાનું આખું લશ્કર એ સિંહનો નાશ કરવા મોકલ્યુ. લશ્કરે ચારે બાજુથી સિંહને ઘેરી લીધો અને ચારે તરફથી બાણુની એક ધારી વૃષ્ટિ શરૂ કરી. પણ સિંહે એક કારમી ત્રાડ પાડી અને છલંગ મારી આખી સેના કુદી ગયો. સિંહ જીવતો નાસી ગયો.

રાજા હાર્યો :

પછી તો સિંહે બમણા જોરથી હાહાકાર મચાવવા માંડયો. રાજાને પ્રજા બન્ને હારી ગયાં. રાજ્ય બધું ઉજ્જડ થવા લાગ્યુ. રાજાને એકે ઉપાય જડતો નહોતો છેવટે રાજાએ આ સિંહને મારનારને એક મોટું ઇનામ–એક કરોડ સોના મહોરનુ ઈનામ–આપવાનું જાહેર કર્યું.

ઈનામની વાત સાંભળી પેલા બાળકે માતાને કહ્યું, "મા ! તું કહેતી હોય તો સિંહને મારીને હું રાજાએ કાઢેલું ઇનામ મેળવું. પૈસા મળ્યા પછી આપણે સુખેથી રહી શકીશું. હાલમાં તો નથી ખાવાને અન્ન કે નથી પહેરવાને લુગડાં."

માએ કહ્યુ, "એ બધું તો ખરૂં પણ આખરે પશુ છે તોયે તારો એ પિતા છે. પિતાને મારીને તું શું મ્હોં દેખાડીશ ? લોકો તને પિતૃઘાતી કહેશે."

પુત્ર બીડું ઝડપ્યું :

બાલકે જવાબ આપ્યો, "માતા ! એને માર્યા વગર આપણે શી રીતે નિર્ભય થઈ શકીશું ? આપણે કયાં સુધી

સંતાતા ફરીશું? કોક દિવસ તો આપણે જરૂર પકડાઈ જવાનાં. જ્યારે એ બીજાને ઉભાંને ઉભાં મારી નાંખે છે ત્યારે એક દિવસ આપણને પણ કેમ નહિં મારી નાંખે? એમનો વિશ્વાસ શો? એકને મારવાથી હજારોનું ભલું થતું હોય તો પછી મારવામાં શી હરકત છે? હું તો જરૂર એને મારી નાંખીશ."

પિતૃસ્નેહ: એમ કહીને બાલક તો ઘરમાંથી બહાર નીકળી પડ્યો. રસ્તામાં સિંહે એને જોયો અને વાત્સલ્યથી એનું હૈયુ ભરાઈ આવ્યું. એ ખૂબ હર્ષમાં આવી ગયો અને ઝટ પોતાના છોકરા પાસે જઈ એનું શરીર સુંઘવા તથા ચાટવા મંડ્યો.

પરંતુ છોકરાએ તો ખડ્ગ કાઢીને એવા જોરથી સિંહને માર્યું કે સિંહ તમરી ખાઇને જમીન પર ઢળી પડ્યો. પછી છોકરાએ બીજો ઘા એના પેટ પર કર્યો અને પેટ ફાડી નાંખ્યુ. સિંહ બિચારો મરી ગયો.

રાજાએ વાત જાણી: રાજાને કાને સિંહના મરણના સમાચાર પડતાં જ એ તરત હર્ષભેર એ જગા પર આવ્યો અને છોકરાને બધી હકીકત પૂછવા માંડી. છોકરાએ ગમે તેવા જવાબ આપી વાત છુપાવવાનો પ્રયત્ન કર્યો. પણ રાજાએ એની પાસે સાચી હકીકત કઢાવવા એને ખૂબ ધમકાવ્યો. આખરે એણે સત્ય હકીકત કહી દીધી.

ઈનામ તથા દેશ નિકાલ: રાજાએ કહ્યું, "ખરે જ, ક્રૂર પ્રાણીના સંતાન વગર આવું ક્રુર કામ થઈ શકે જ નહિં. તેં સિંહને માર્યો માટે એનું ઇનામ એક કરોડ સોનામહોરો હું તને આપું છું. પરંતુ પિતૃઘાત કર્યો, એ ગુન્હા માટે હું તને મારા રાજ્યની હદ બહાર કાઢું છું"

પછી રાજાએ બે નાવ તૈયાર કરાવ્યાં. તેમાં અન્ન, વસ્ત્ર, પૈસા, ઝવેરાત વગેરે બધું ભર્યું. એકમાં છોકરો અને બીજા નાવમાં છોકરી એમ બે જણને બેસાર્યાં અને પોતાના માણસોને કહ્યું, આ બન્ને નાવ ભરદરિયે મધ્યમાં જઈને છોડી આવો. પછી જ્યાં એમનું નસિબ હશે ત્યાં એ વહાણુ પહોંચી જશે. રાજાના હુકમ પ્રમાણે નાવ છોડી દેવામાં આવ્યાં.

સિંહલદ્વીપ નામ પાડયું :

છોકરાનું નાવ અથડાતું કુટાતું રત્નદ્વીપમાં જઈ પહોંચ્યુ. ત્યાં રત્નો ખૂબ થતાં અને પુષ્કળ વહેપારીઓ રત્નો ભરી જઇને મોટો વહેપાર ખેડતા. છોકરાએ ત્યાં જઇ દગાથી લગભગ બધા વહેપારીઓને મારી નાંખ્યા અને એમની સ્ત્રીઓને જીવતી રાખી. પછી એ સ્ત્રીઓને લીધે એણે સન્તાનોની વૃદ્ધિ કરી અને ધીમે ધીમે આખો દ્વીપ વસ્તીવાળો થઈ ગયો. પછી છોકરો એ દ્વીપનો રાજા થયો અને ત્યાં રાજ કરવા લાગ્યો. એ છોકરાના મરણ પછી પણ દ્વીપ આબાદ થતો ગયો. ત્યાંના લોકો એ દ્વીપને પછીથી સિંહલ નામથી ઓળખવા લાગ્યા કારણ કે એમના પૂર્વજે સિંહને માર્યો હતો.

પશ્ચિમી સ્ત્રીરાજ્ય :

જે નૌકામાં છોકરી હતી તે નૌકા અથડાતી કુટાતી પરશીયાને પશ્ચિમ કિનારે પહોંચી ગઇ. ત્યા એ નૌકા તથા છોકરી એક રાક્ષસના હાથમા સપડાયાં. એ રાક્ષસથી એ છોકરીને બીજી છોકરીઓનો જ વસ્તાર થયો. એ છોકરીઓએ ત્યાં જ વસવાટ કર્યો. પછી એ દેશનું નામ પશ્ચિમી સ્ત્રી રાજ પડયુ.

બીજી દંતકથા :

સિંહલદ્વીપ માટે બીજી પણ એક દંતકથા છે. પૂર્વકાળમાં રત્નદ્વીપમાં રાક્ષસીઓ રહેતી હતી. દ્વીપના

મધ્યમાં રાક્ષસીઓનો એક લોઢાનો કિલ્લો હતો. એ કિલ્લા પર બે ધજાઓ હતી. એક ધજા હતી શુભ સૂચક અને બીજી હતી આપત્તિ સૂચક. જ્યારે કંઈ સંકટ આવવાનું હોય ત્યારે શુભસૂચક ધજા પડી જતી અને આપત્તિ સૂચક ફરક્યા કરતી. અને સારૂં થવાનું હોય ત્યારે આપત્તિસૂચક ધજા પડી જતી અને શુભ સૂચક ફરક્યા કરતી.

**રાક્ષસીઓનો કાર્યક્રમ :** આ રાક્ષસીઓ રૂપરૂપના અંબારવાળી સ્ત્રીઓનો વેશ લેતી અને સમુદ્રકિનારે સુંદર યુવતીઓના રૂપમાં ફર્યા કરતી. જ્યારે કોઈ વહેપારીનું વહાણ રત્નદ્વીપ આગળ આવતું ત્યારે આ બધી ટોળે મળીને એ વહેપારીને પોતાના મોહપાશથી અને હાવભાવથી પ્રેમપાશમાં ફસાવતી. એની સાથે યથેચ્છ ભોગવિલાસ ભોગવતી. પછી બીજો કોઇ વહેપારી ત્યાં સુધીમાં મળી જતો, તો જુનાને પેલા લોખંડના કિલ્લામાં લઇ જઇ કેદમાં પૂરતી અને એકે એકે ખાઈ જતી. એમ નવા આવે કે જુનાને ખાઈ જવાનો ક્રમ કેટલાંયે વર્ષો સુધી ચાલ્યો.

**સિંહલનું વહાણ :** એક વખત જમ્બુદ્વીપના સિંહ નામના એક શેઠીઆએ પોતાના સિંહલ નામના દીકરાને ૫૦૦ વહેપારીઓ સાથે રત્નો અને માણેકનાં વ્હાણ ભરી લાવવા મોકલ્યો. દૈવ યોગે સિંહલનું વહાણ દરિયાઈ તોફાનમાં સપડાયું અને રત્નદ્વીપને કિનારે આવી પહોંચ્યુ. રાક્ષસીઓના કિલ્લા પર શુભ સૂચક ધજા ફરકી રહી હતી.

**રાક્ષસીઓના પંજામાં :** રાક્ષસીઓએ પેલી ધજા જોઇને ઝટપટ પોતાનાં રૂપ બદલ્યાં, આભૂષણો પહેર્યાં અને સમુદ્ર કિનારે પહોંચી

ગઈ. ત્યાં જઈ સિંહલને તથા એની સાથેના ૫૦૦ વહેપારીઓને ખૂબ આદર માન દઈને પોતાના નગરમાં લઈ આવી. સિંહલ તથા એના સાથિયો એક એક રાક્ષસી સાથેના પ્રેમમાં ફસાઈ પડયા અને પોતાનું ઘર ગામ બધું ભૂલી ગયા. રાક્ષસીઓને નવાં ઘરાક મળ્યાં એટલે જુનાને કિલ્લામાં કેદ કરી દીધાં અને એક પછી એક ખાવાના ઉપયોગમાં લેવા માંડયાં.

એમ મોજમજાહ કરતાં કરતાં સિંહલ વગેરેથી રાક્ષસીઓને એક એક સંતાન ઉત્પન્ન થયાં. હવે રાક્ષસીઓ આ લોકોથી કંટાળી હતી. એ ઇચ્છતી હતી કે પાછાં કોઈ નવાં ઘરાક મળી જાય તો આમને કિલ્લામાં પૂરી દઈએ. સિંહલ વગેરેને હજી કંઈ જ ખબર નહોતી કે જેમની સાથે એ રહે છે તે રાક્ષસીઓ છે.

કિલ્લો : એટલામાં એક રાત્રે સિંહલને ખરાબ સ્વપ્ન આવ્યું. સ્વપ્નામાં જાણે કોઈ કહે છે, "ઉઠ, અહીંથી ન્હાસી જા." સિંહલ તરત ઊઠયો અને ન્હાસવા લાગ્યો. ન્હાસતે ન્હાસતે રસ્તામાં એક કિલ્લો જણાયો. એમાંથી રોકકળના અવાજ સંભળાતા હતા. એ સાંભળી સિંહલ દિવાલ આગળના એક ઝાડ પર ચઢી ગયો અને અંદર રોનારાને પૂછયું, "તમે બધા કોણ છો અને કેમ રડો છો ? તમને અહીં કોણે પૂર્યા છે ?

બીજાઓનો અનુભવ : અંદરના માણસોએ જવાબ આપ્યો, "તમને ખબર નથી કે આ આખો દ્વીપ રાક્ષસીઓનો છે ? જેને તમે રૂપરૂપના અંબાર જેવી સ્ત્રીઓ ગણો છો તે બધી રાક્ષસીઓ છે. અમે પણ એમનાજ પાશમાં ફસાઈ ગયા

હતા, અને હવે આ દુઃખ ભોગવીએ છિયે. અમારામાંથી દરરોજ એકએક જણને એ લોકો મારી નાંખે છે અને ખાઈ જાય છે. અમારા કેટલાયે સાથિયોને આજસુધીમાં એ ખાઈ ગઈ છે. એક દિવસ તમારો પણ વારો અમારી માફક આવશે."

સત્ય હકીકત જાણી: સિંહલના, આ બધી વાતો સાંભળીને હોશકોશ ઊડી ગયા. આખરે એણે પૂછયુ, "ભાઈઓ ! આ બલામાંથી છૂટવાનો કઈ માર્ગ છે ખરો ?" એ લોકોએ કહ્યું, "અમે સાંભળ્યુ છે કે સમુદ્રકિનારે એકદિવ્ય અશ્વ રહે છે. એની ખરી શ્રદ્ધાથી પ્રાર્થના કરે તો એ પ્રગટ થાય છે અને સમુદ્રને સામે પાર લઈ જાય છે." પછી સિંહલ પાછો પોતાને ઘેર આવ્યો અને પોતાના સાથિયોને બધી વાતથી વાકેફ કર્યા. પછી બધા સાથે મળી છાનામાના ઘરમાંથી નિકળી ગયા અને સમુદ્રકિનારે પહોંચી ગયા.

દિવ્ય અશ્વ: અહીં સિંહલે ખરાભાવથી દિવ્ય અશ્વની પ્રાર્થના કરી. દિવ્ય અશ્વ પ્રગટ થયો. એને વાચા ફુટી. અશ્વે કહ્યું, "તમે બધા મારા વાળ પકડીને લટકી જાવ; હું તમને હમણાં ને હમણાં સામે પાર પહોંચાડી દઉં છું. પણ ફક્ત એકજ સરત છે કે તમારે પાછું વાળીને જોવું નહિં."

સિંહલ સિવાય બધા પાછા વળ્યા: પછી બધા વહેપારીઓ ઘોડાને બાઝી પડ્યા. ઘોડા આકાશ માર્ગે ઊડયો. એટલામાં બધી રાક્ષસીઓને ઘરમાં સૂનું લાગવાથી પોતપોતાના ધણીને શોધવા મંડી. ગામમાં એ લોકોનો પત્તો ન લાગ્યો એટલે પોતપોતાનાં છોકરાંને કેડે બેસાડી બધીએ રાક્ષસીઓ સમુદ્રકિનારે આવી. એમણે વહેપારી સહવર્તમાન ઘોડાને ઉડતો જોયો.

એ બધીએ પાછળ પાછળ ઉડવા લાગી અને ઠેઠ ઘોડા સુધી પહોંચી ગઈ. પાછળથી પોતાના પ્રેમીઓને કરગરીને પાછા ફરવા વિનવવા લાગી. સંતાન બતાવવા લાગી અને એટલો બધો પ્રેમ દેખડવા લાગી કે સિંહલ સાથેના બધા વહેપારીઓ ઘર માંડવા પાછા ગયા.

નવો રસ્તો :

ફક્ત સિંહલ એકલો ચસ્યો નહિં. એણે પાછું વાળીને જોયું નહિં અને પ્રેમની બીલકુલ દરકાર કરી નહિં. એની વહુ તરીકે રહેનાર રાક્ષસીએ આ જોયું. એટલે એણે વીનવણી કરવી બંધ કરી અને સિંહલ કરતાં આગળ એના પિતાને ઘેર પહોંચી ગઈ. પેલીએ સસરાને કહ્યું, "તમારો પુત્ર સિંહલ મારી સાથે પરણ્યો છે અને એનાથી મને આ બાલક ઉત્પન્ન થયો છે. હવે મને છોડીને એ એકલો અહીં નાસી આવ્યો છે. હું એને શોધતી અહીં આવી પહોંચી છું. માટે મને મારો વર પાછો આપો."

સિંહલના પિતા સિંહશેઠને દયા આવી. એમણે તો બધી વાત સાચી માની લીધી. એટલે પુત્રવધુને તથા પૌત્રને એમણે પોતાને ઘેર રાખ્યાં. થોડા દિવસ પછી સિંહલ જ્યારે ઘેર પહોંચ્યો ત્યારે પેલી બલા એની પહેલાંજ ઘરમાં આવી ગઈ હતી. પિતાએ એ વિષે સિંહલને પૂછી જોયું.

રાજા પાસે રાવ :

સિંહલે કહ્યું, "આતો રાક્ષસી છે. એની વાતપર વિશ્વાસ ન કરશો." પછી એણે બધી વાત માંડીને કહી સંભળાવી. એટલે સિંહશેઠે પેલીને એના છોકરા સહીત ઘરમાંથી કાઢી મુકી. રાક્ષસી ઘરમાંથી નિકળીને એ નગરના રાજા પાસે ગઈ. ત્યાં જઈ એણે કહ્યું, "હું

રત્નદ્વીપની રાજકુમારી છું. સિંહલશેઠે મારી સાથે લગ્ન કર્યું. આ બાલક ઉત્પન્ન થયો. પછી મને છોડીને એ અહીં નાસી આવ્યો છે. હું એને શોધતી શોધતી અહીં આવી પહોંચી છું. એ હવે મને ઘરમાં રાખતો નથી માટે ન્યાય કરો."

રાજાએ સિંહલને બોલાવ્યો અને એને ઘરમાં ઘાલવા ઘણું સમજાવ્યો. પણ સિંહલે કહ્યું, " એ રાક્ષસી છે. એની વાતો માનવામાં આપ ભૂલ કરો છો."

પરંતુ રાજાને સિંહલના કહેવા પર વિશ્વાસ ન આવ્યો. એમણે તો રાક્ષસીની વાતનેજ સાચી માની. રત્નદ્વીપની રાજકુમારીને એમણે પોતાના મહેલમાં રહેવા કરવાની સગવડ કરી આપી.

રાક્ષસીઓનું કાર્ય :

રાજકુમારી (રાક્ષસી)ને રાખી તેજ રાત્રે રાજમહેલમાં બધાં ઘસઘસાટ ઉંઘતાં હતાં તે વખતે પેલી રાક્ષસી ઉઠી અને પોતાની બીજી પાંચસો સહિયરોને રાતમાં ને રાતમાં બોલાવી લાવી. પછી રાજમહેલમાં જેટલાં માણસો ઉંઘતાં હતાં તે બધાંને તથા રાજા સુદ્ધાંને એમણે ભેગાં થઈને મારી નાંખ્યાં. જેટલાંને ખવાય એટલાંને રાક્ષસીઓ ખાઈ ગઈ. બાકીનાંને રત્નદ્વીપમાં ઉંચકી ગઈ.

સવારે જ્યારે કારભારી, દિવાન, દરબારીઓ વગેરે રાજમહેલમાં જવા જાય છે ત્યારે રાજમહેલના દરવાજા બંધ જોયા. બધાંને બહુ આશ્ચર્ય થયું. બહુ બૂમો પાડી અને બારણાં ખખડાવ્યાં પણ અંદરથી કોઈનો અવાજ આવ્યો નહિ. છેવટે દરવાજો તોડાવી બધા અંદર દાખલ થયા. તો અંદર હાડકાંના ટુકડા સિવાય કંઈજ દેખાયું નહિં.

પછી બધા ભેગા થઈ સિંહલ પાસે ગયા અને એને રાજા બનાવ્યો. પછી તો સિંહલે મોટી સેના ભેગી કરી રત્નદ્વીપ પર ચઢાઈ કરી. ત્યાંથી બધી રાક્ષસીઓને હાંકી કાઢી. કિલ્લો તોડી નાંખ્યો અને જેટલા કેદખાનામાં હતા તે બધાને છૂટા કર્યા. પછી જંબુદ્વીપમાંથી બીજા માણસોને બોલાવી ત્યાં વસ્તી સ્થાપી અને પોતે રાજ કરવા લાગ્યો. આ ઉપરથી આ દ્વીપનું નામ સિંહલદ્વીપ પડ્યું એમ કહેવાય છે.

**સિંહલદ્વીપ નામ પડ્યું :**

અશોકરાજાના સમય સુધી સિંહલદ્વીપમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો ન હોતો. અશોકરાજાના એક ભાઈ મહેન્દ્ર કરીને હતા. એમણે પ્રવ્રજ્યા લીધી; પછી ચાર ભિક્ષુઓને લઈ મહેન્દ્ર આકાશ માર્ગે સિંહલદ્વીપમાં ગયા અને ત્યાંના લોકોને ધર્મોપદેશ કર્યો હતો. એ ધર્મોપદેશની એટલી બધી અસર થઈ કે ત્યાંના લોકોએ એમને માટે એક સંઘારામ બંધાવી આપ્યો. જ્યારે હુએનસંગ હિન્દુસ્થાનમાં આવ્યો તે સમયમાં સિંહલદ્વીપમાં સો સંઘારામ હતા એમ કહેવાતું. ત્યાં એક હજાર ઉપરાંત ભિક્ષુઓ પણ હતા. ખાસ કરીને સિંહલદ્વીપમાં તે વખતે મહાયાનના સ્થવિર નિકાયનો પ્રચાર હતો.

**સિંહલદ્વીપમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર :**

સિંહલમાં રાજાના કિલ્લા પાસે જ ભગવાનના દાંતનો વિહાર હતો. વિહાર મુલ્યવાન પત્થરોનો બનેલો હતો. વિહારના શિખર પર એક દંડ હતો. દંડની ટોચ પર એક પદ્મરાગ મણિ જડેલો હતો. તે સિવાય બીજા ઘણા મણિ ત્યાં જડેલા હતા. રાત્રે જ્યારે આકાશ સ્વચ્છ હોય, ત્યારે પદ્મરાગ મણિનું તેજ ૧૦,૦૦૦ લી

**પદ્મરાગ મણિ :**

દૂરથી પણ ચમકારા મારતું જોઇ શકાતું હતું.

મુગટમાં રત્નો : આ વિહાર પાસે જ એક બીજો વિહાર હતો. એ વિહારમાં જુના વખતમાં, કોઇ રાજાએ ભગવાન બુદ્ધ દેવની સોનાની મૂર્તિ પધરાવેલી હતી. મૂર્તિના મુગટમાં ખૂબ મુલ્યવાન રત્નો જડેલાં હતાં. એટલે વિહારની આજુ બાજુ સખત ચોકી પહેરો રહેતો. કોઈ પણ અજાણ્યો માણસ અંદર જઇ શકતો નહિં.

ચોર : એક વખત એક ચોરને મુગટમાંનો મણિ કાઢી લેવાની ઇચ્છા થઈ. પરંતુ સખત પહેરાને લીધે એ અંદર જઇ શક્યો નહિં. છેવટે એણે બહારથી એક સુરંગ એવી રીતે ખોદી કે જેનો બીજો છેડો વિહારમાં નિકળે. પછી એ સુરંગ વાટે એક રાત્રે એ વિહારમાં પેઠો.

મૂર્તિ ઉંચી થઇ : વિહારમાં જઈ મૂર્તિના મુગટમાંથી મણિ કાઢવાનો પ્રયત્ન કરવા માંડયો. પરંતુ એ મુગટને હાથ અડકાડવા જાય છે એટલામાં મૂર્તિ ઉંચાણમાં વધી અને ચોરનો હાથ મુગટ સુધી પહોંચી શકયો નહિં. એણે આમથી તેમથી ઉંચે ચઢી જોયું પણ મૂર્તિ ઉંચે વધતી જ ગઇ.

છેવટે ચોરે મૂર્તિની સ્તુતિ કરવા માંડી. “હે પ્રભો! જ્યારે તથાગત બોધિસત્વ હતા ત્યારે એમણે પોતાના આખા શરીરનું દાન કરી દીધું હતું એમણે પોતાનું રાજપાટ પણ બીજાને આપી દીધું હતું. પરંતુ આજે એજ તથાગતની મૂર્તિ પોતાના મુગટમાંથી ફક્ત એક જ મણિ આપવાની કેમ આટલી બધી આનાકાની કરે છે? તો પેલી બધી શરીર આપ્યાની વાતો ગપ્પાં જ છે કે શું?”

આ પ્રમાણે ચોરને બોલતો સાંભળી મૂર્તિ નમી પડી. ચોરે મણિ કાઢી લીધો અને પોતાને રસ્તે પડી ગયો, પછી તો મણિ વેચવા બજારમાં ગયો. નગરના વહેપારીઓએ મણિ ઓળખ્યો અને ચોરને રાજા પાસે લઈ ગયા.

મૂર્તિએ મણી કાઢવા દીધો :

રાજાએ એને પૂછ્યું, "તું આ મણિ ક્યાંથી અને શી રીતે લાવ્યો ?"

ચોરે કહ્યું, "આ મણિ મને વિહારમાંથી મળ્યો. મને ભગવાને પોતે જ નીચા નમીને આ મણિ આપ્યો છે." એ પરથી રાજા વિહારમાં તપાસ કરવા ગયા તો મૂર્તિ ને નમી ગયેલી જોઈ. એટલે રાજાએ જ પેલો મણિ ચોર પાસેથી ખૂબ પૈસા આપીને ખરીદી લીધો અને ફરી પાછો મૂર્તિના મુગટમાં જડાવી દીધો. આજસુધી પણ એ મણિ એ મુગટમાં જ છે.

દ્વીપના દક્ષિણ પૂર્વ ખૂણામાં લંકાગિરિ આવેલી છે. ત્યાં અનેક દૈત્ય અને દેવો રહે છે. ત્યાં તથાગતે લંકાવતાર સૂત્રનો ઉપદેશ કર્યો હતો.

સિંહલદ્વીપની દક્ષિણે હજારો લી દૂર સમુદ્રમાં નારિકીટ નામનો દ્વીપ આવેલો છે. ત્યાના લોકો ત્રણ જ ફુટ ઉંચા હોય છે. એમનાં શરીર માણસ જેવાં પણ માથાનો ભાગ પક્ષીના આકારનો હોય છે. ત્યાં નારિયેળ સિવાય બીજું કઇ જ પાકતું ન હોવાથી લોકો નારિયેળ ખાઇને જ જીવે છે.

નારિકીટ:

હ્યુએનસંગે સિંહલના ભિક્ષુઓને મોઢે ત્યાંની પરિસ્થિતી અને રાજકીય વાતાવરણનું બ્યાન સાંભળ્યુ, પછી

સિંહલ જવાનું મોકુફ :

સિંહલ જવાનો વિચાર માંડી વાળ્યો. એટલે સિંહલથી આવેલા ભિક્ષુઓમાંથી સીત્તેર ભિક્ષુઓને સાથે લઈ દ્રાવિડ દેશથી દક્ષિણ પશ્ચિમ દિશામાં મુસાફરી કરવા માંડી. રસ્તામાં આવતાં પવિત્ર સ્થાનોમાં થઇને એ કોકણપુરમાં આવી પહોંચ્યો.



## ૫૨
## મહારાષ્ટ્રમાં

કોકણપુરમાં રાજમહેલ આગળ જ એક મોટો સંઘારામ હતો. એ સંઘારામના વિહારમાં સિદ્ધાર્થ-કુમારનો મુગટ હતો. એ મુગટ બે ફુટ ઉંચો અને રત્નજડિત હતો. એક રત્નજડિત સંપુટમાં એને સાચવી રાખવામાં આવતો હતો. વાર તહેવારે એ મુગટ બહાર કાઢવામાં આવતો અને એને સિંહાસન પર પધરાવી એની વિધીસર પૂજા કરવામાં આવતી. તે દિવસે દૂર દૂરથી લોકો મુગટનાં દર્શન કરવા આવતા. — કોકણપુર:

કોકણનગરની પાસે એક બીજો વિહાર હતો. તેમાં મૈત્રેય બોધિસત્વની એક મૂર્તિ હતી. મૂર્તિ ચંદનની હતી અને દસ ફુટ ઉંચી હતી. એમ કહેવાય છે કે બે કરોડ અર્હતોએ ભેગા થઇને એ મૂર્તિ બનાવી હતી. નગરની પાસે એક તાડનું વન હતું. એનાં પાંદડાં લોકો લખવાના કામમાં વાપરતા હતા તેથી એ પાંદડાં બહુ મોઘાં મળતાં હતાં. — ચંદનની દસ ફુટ ઉંચી મૂર્તિ:

કોકણથી ઉત્તર પશ્ચિમ દિશામાં જતાં રસ્તામાં એક મોટું વન આવ્યું. વન એવું ઘાડું હતું કે એમાં રસ્તો, પગથી કે ચીલો કશું જ દેખાતું નહોતું. ફક્ત વાઘ સિંહ જેવાં હિંસક પ્રાણીઓ જ આમથી તેમ દોડા દોડી કરી — મહારાષ્ટ્રના લોકો:

રહ્યાં હતાં. એ વનમાંથી પણ હુએનસંગે રસ્તો કાઢ્યો અને પોતાની યાત્રા આગળ ચલાવી. વનમાંથી નિકળીને એ મહારાષ્ટ્રમાં આવ્યો. મહારાષ્ટ્રના લોકો વીર, સાચા પ્રમાણિક અને સદાચારી હતા. મૃત્યુને તો એ લોકો હાથમાં લઈને ફરતા. મૃત્યુથી બિલકુલ ડરતા નહિં.

શિક્ષા : ત્યાંનો રાજા પુલકેશી ક્ષત્રિય હતો અને એક પરાક્રમી લડવૈયો હતો. એનું લશ્કર ચાર પ્રકારનું હતું, અને યુદ્ધ વિદ્યામાં ખૂબ કેળવાયલું હતું. આ દેશમાં એવો રિવાજ હતો કે યોદ્ધાએ લઢાઈમાંથી કોઈ દિવસ પાછા હઠવું નહિં. દૈવયોગથી કોઈ બાયલો સૈનિક લઢાઈમાંથી ન્હાસી આવતો, તો એને સ્ત્રીનાં કપડાં પહેરાવી આખા રાજ્યના ગામડે ગામડે ફેરવવામાં આવતો. પછી પણ આખી જીંદગી સુધી પુરૂષનાં કપડાં પહેરવાની એને મનાઈ કરવામાં આવતી. આ રિવાજને લીધે જે જે માણસો લડાઈમાંથી ન્હાસી આવતા તે જીવતા રહેવાને બદલે આપઘાત કરતા.

દારૂનો ઉપયોગ : રાજાના લશ્કરમાં હજારો સૈનિક અને સેંકડો હાથી હતા. લડાઈ ચાલતી હોય તે વખતે સૈનિકોને તથા હાથીઓને ખૂબ દારૂ પીવડાવવામાં આવતો. એટલે દારૂથી મદોન્મત્ત થયેલા લશ્કર સામે ભલભલા મહારથીઓ પણ ટક્કર ઝીલી શકતા નહિં. એ જ કારણથી મહારાષ્ટ્રનું નામ સાંભળતાં જ આજુબાજુના રાજાઓના હાંજા ગગડી જતા. બીજાની વાત તો બાજુએ રહી, પણ ખુદ શિલાદિત્ય હર્ષવર્ધન આખા જંબુદ્વીપમાં દિગ્વિજય કરતે કરતે મહારાષ્ટ્રમાં આવ્યા ત્યારે મહારાષ્ટ્રિય સેનાનો સામનો કરી શક્યા નહિં. મહરાષ્ટ્રના યોદ્ધાઓએ એમને પોતાના પરાક્રમનો બરાબર સ્વાદ ચખાડ્યો અને હર્ષવર્ધનને પરાજીત કરીને હાંકી કાઢ્યા.

# ૫૩

## માળવા

મહારાષ્ટ્રમાં રાજધાનીની પડોશમાં અશોકના પાંચ સ્તૂપ હતા. એનાં દર્શન કરીને હ્યુએનસંગ નર્મદા નદી પર આવી પહોંચ્યો. ત્યાંથી પનાઈમાં બેસી ભરૂચ આવ્યો; અને ભરૂચથી માળવા ગયો. તે વખતમાં માળવા વિદ્યાધ્યયન માટે ખૂબ પ્રખ્યાત હતું. આખા ભારત વર્ષમાં તે વખતે માળવા અને મગધ વિદ્યાનાં મુખ્ય કેન્દ્ર ગણાતાં.

અહિંસક રાજા !

કહે છે કે સાઠ વર્ષ પહેલાં અહીં એક શિલાદિત્ય નામનો રાજા રાજ્ય કરતો હતો. રાજા ખૂબ વિદ્વાન અને બુદ્ધિમાન હતો. બૌદ્ધધર્મ પર એની ખૂબ આસ્થા હતી. પ્રાણી માત્ર પર બહુ દયા રાખતો. કોઈ માણસની વર્તનમાં પણ હિંસા ન થઈ જાય માટે દરેક સાથે બહૂ જ નમ્રતા પૂર્વક અને વિનયથી એ વર્તતો. કોઈને કદિ એકે કડવો શબ્દ કહેતો નહિં, પણ પ્રેમથી બધું કામ કરાવતો.

હાથી ઘોડાને પાણી પાવામાં આવતું તે પણ બરાબર કપડાથી ગાળીને પછી વાપરવામાં આવતું. જેથી અજાણ-પણામાં પણ, પાણીમાં રહેતા જીવોની હિંસા ન થઈ જાય.

એના રાજ્યમાં હિંસાનો બિલકુલ બહિષ્કાર કરવામાં આવ્યો હતો. પ્રાણી પ્રાણીમાં પણ ઝઘડા થતા નહિં અને કોઈ કોઇને દુઃખ દેતું નહિં એના રાજ્યમાં અહિંસાનું એવું સરસ વાતાવરણ જામી ગયુ હતું કે હિંસક પશુઓ પણ કોઈ કોઇને મારતાં નહિં અને માણસો સાથે હળી-મળીને રહેતાં.

પ્રજા-વત્સલ: એ રાજાએ પોતાના રાજ્યમાં યાત્રાળુઓ માટે તથા અતિથિયો માટે ઠેર ઠેર વિશ્રામાગાર, અને ધર્મશાળાઓ બધાવી હતી અને બુદ્ધ ભગવાનની સાત મૂર્તિઓની સ્થાપના કરાવી હતી. દર વર્ષે દેશ દેશમાંથી બ્રાહ્મણો અને શ્રમણોને બોલાવી એ રાજા મહાપરિત્યાગ નામનું દાન કરતો હતો. એણે લાગલાગટ પચાસ વર્ષ સુધી આ પ્રમાણે ધર્મરાજ્ય કર્યું. એ રાજા એટલા બધો પ્રજાવત્સલ હતો કે આજે પણ લોકો એને સંભાર્યા કરે છે.

વિચિત્ર ખાબો-ચિયુ: માલવા નગરની ઉત્તરપશ્ચિમ ત્રીસ લી દૂર બ્રાહ્મણોનું એક ગામ હતું. ત્યાં એક ઉંડો ખાડો હતો. એમાં ચારે બાજુથી ભેગું થઇને પાણી ભરાતું છતાં એ ખાડો કોઇ દિવસ પાણીથી ભરાઇ જતો નહિં. બધું પાણી અંદર ને અંદર સમાઇ જતું. કહેવાય છે કે એ ખાડો અવીચિ નામના નર્ક સુધી ઊંડો છે.

એને માટે નીચે પ્રમાણે દંતકથા ચાલે છે. એ ગામમાં એક બ્રાહ્મણ હતો. તે ખૂબ વિદ્વાન. બધાં જ શાસ્ત્રો એને આવડતાં. એને પોતાની આવડતનું પુષ્કળ અભિમાન હતું. એની વિદ્વત્તાને લીધે રાજાથી તે પ્રજા સુધી સૌ કોઈ એને આદરમાન દેતું. એની પાસે એક

હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા રહેતા હતા.

અભિમાની બ્રાહ્મણ : પરંતુ પોતાની વિદ્વત્તાના તોરમાં એને આખા જગતમાં બધા જ અભણ દેખાતા પ્રાચીન ઋષિમુનિઓ કે આધુનિક વિદ્વાનો એને મન કઈ જ ગણતરીમાં નહોતા. ઉલટું પ્રાચીન આચાર્યોની એ નિન્દા કરતો. એણે પોતાને બેસવા માટે એક લાકડાની બાજઠ કરાવી હતી. એ બાજઠ પર જે જગાએ પગ અડકતા તે જગાએ એણે મહેશ્વર, વાસુદેવ, નારાયણ અને બુદ્ધદેવની મૂર્તિઓ ચોડાવરાવી હતી. જ્યાં જ્યાં એ શાસ્ત્રાર્થ કરવા જાય ત્યાં ત્યાં આ બાજઠ સાથે લઈને જતો અને એના પર બેસી લોકોને કહેતો, 'તમે આ મૂર્તિઓની પૂજા શું જોઈને કરો છો ? એમના ધર્મને શું કામ અનુસરો છો ? એ લો-ા મારી સામે તો આવી શકતા નથી એ બધા કરતાં તો હું જ શ્રેષ્ઠ છું. હું જે સિદ્ધાન્ત સમજાવું તે જ ઉત્તમ છે.'

ભિક્ષુ ભદ્રરુચિ : તે જ વખતમાં પશ્ચિમ ભારતમાં ભદ્રરુચિ નામનો એક ભિક્ષુ રહેતો હતો. એ ભિક્ષુ હેતુવિદ્યા વિશારદ અને તર્કશાસ્ત્રમાં ખૂબ વિદ્વાન હતો. એણે જ્યારે પેલા બ્રાહ્મણની આવી બધી વાતો સાંભળી ત્યારે એનો જીવ હાથમાં ન રહ્યો. એણે તો પોતાનો દંડ હાથમાં લીધો અને ફાટલાંતૂટલાં ભગવા વસ્ત્રો પહેરી માળવામાં આવી પહોચ્યો. પહેલાં તો રાજાએ એને સાધારણ ભિક્ષુ ધારી લીધો પણ જ્યારે એણે પેલા બ્રાહ્મણ સાથે શાસ્ત્રાર્થ કરવાની માગણી કરી ત્યારે રાજાએ એને વધાવી લીધો. રાજા ખૂબ ખુશ થયો.

રાજાએ શાસ્ત્રાર્થ માટે બધી ગોઠવણુ કરવાનો હુકમ છોડચો. બ્રાહ્મણને ત્યાં પણ કહેવરાવ્યુ કે એક ભિક્ષુ તમારી સાથે શાસ્ત્રાર્થ કરવા માગે છે માટે અમુક સમયે તમારે હાજર રહેવું. બ્રાહ્મણે રાજાના આમંત્રણને હસી કાઢ્યું. એવો તે કોણ ભિક્ષુ છે જે મારી સાથે શાસ્ત્રાર્થ કરવા માગે છે?

બધી ગોઠવણુ થઇ ગઈ અને શાસ્ત્રાર્થ કરવાનો દિવસ આવી પહોંચ્યો. બ્રાહ્મણ પોતાની શિષ્ય-મંડળી સહિત ત્યાં આવી પહોંચ્યો. શ્રોતાઓની અજબ ભીડ જામી હતી. રાજા પણ પોતાના અમાત્ય તથા દરબારીઓ સહીત શાસ્ત્રાર્થ સાંભળવા બેઠા. બ્રાહ્મણ પોતાની બાજઠ પર બેઠો કે શાસ્ત્રાર્થ શરૂ થયો.

બ્રાહ્મણની હાર : ભિક્ષુએ પોતાનું પ્રવચન શરૂ કર્યું. યુક્તિથી પોતાના તર્કશાસ્ત્રના એવા પ્રશ્નો એણે ઉપસ્થિત કર્યા કે બ્રાહ્મણ અવાક્ બની ગયો. શરૂઆતમાં ભિક્ષુને ગભરાવવા એણે થોડી બૂમો પાડી અને ગમે એમ સમજાવવા માંડ્યું પણ આખરે એને પોતાની હાર કબૂલ કરવી પડી.

રાજાએ બ્રાહ્મણને કહ્યું, "તેં બહુ દિવસ સુધી લોકોને ઉંધુચતું સમજાવ્યુ છે. હવે તને સખત શિક્ષા થવી ઘટે છે." રાજાએ પહેલાં તો એક લોખંડની બાજઠ કરાવરાવી. પછી એને લાલ થઈ જતા સુધી તપાવી અને એના પર બેસવાનો હુકમ કર્યો. બ્રાહ્મણ ખૂબ ગભરાયો, રોવા લાગ્યો અને દયા માગવા લાગ્યો. ભદ્રરૂચિ ભિક્ષુને એના પર દયા આવી એણે રાજાને કહ્યું, "મહારાજ! એને આટલી મોટી શિક્ષા ન કરશો."

પછી રાજાએ એવો હુકમ કર્યો કે, 'એનું માથું મુંડી ગધેડા પર બેસાડી આપણા રાજ્યના ગામે ગામ અને નગરે નગરમાં એને ફેરવી આવો' રાજાના સેવકોએ હુકમ માથે ચડાવ્યો અને બ્રાહ્મણને બધે ગધેડા પર ફેરવ્યો.

શિક્ષા :

બ્રાહ્મણને આ અપમાનનું એટલું બધું દુઃખ લાગ્યુ કે એને લોહીની ઉલટીઓ થવા લાગી અને ધીમે ધીમે મરવા જેવો થઈ ગયો. ભદ્રરુચિએ જ્યારે આ સમાચાર જાણ્યા ત્યારે એ બ્રાહ્મણ પાસે આવ્યો અને કહેવા લાગ્યો, "શાસ્ત્રાર્થ કરવામાં જય અને પરાજય તો થાય જ. એમાં આટલું બધું મન પર લઈ લેવાની શી જરૂર છે? કીર્તિનો ત્યાગ કરો. ધન, પુત્ર, યશ એ બધું અનિત્ય છે.

પણ બ્રાહ્મણે તો ઉલટું એને ગાળો દીધી અને મહાયાનની નિન્દા કરવા લાગ્યો. પૃથ્વીથી આ અનાચાર સહેવાયો નહિં. પૃથ્વી ફાટી અને બ્રાહ્મણને એમાં થઈને અવીચિ નામના નર્કમાં લઈ ગઈ.

પૃથ્વી ફાટી :

તે દિવસનો પેસો ખાડો પડ્યો છે તે પાણીથી ભરાતો નથી.

## ૫૪
## સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં

ગજા ધ્રુવભદ્ર. હ્યુએનસંગ માળવાથી અટાલી ગયો અગાલીમાં અગરના પુષ્કળ ઝાડ હતા એમાથી સુગન્ધી પવન ફૂકાયા કરતો અને વાતાવરણ આનન્દમય બનાવતો હતો અટાલીથી કચ્છ ગયો અને કચ્છથી વલ્લભીરાજ્યમા પહોચ્યો ત્યા ધ્રુવભદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો એ ક્ષત્રિય હતો અને રાજા હર્ષવર્ધન શિલાદિત્યનો જમાઈ થતો હતો એ રાજા બહુ અભિમાની અને ક્રોધી પ્રકૃતિનો હતો પણ ત્રિરત્નને માનતો હતો દર વર્ષે ભિક્ષુઓની પરિષદ ભરતો એ પરિષદ સાત દિવસ સુધી ચાલતી તેમા સૌને ખૂબ દાન કરતો

સૌરાષ્ટ્ર-મા વલ્લભીથી હ્યુએનસંગ આનન્દપુર થઈને સૌરાષ્ટ્રમા ગયો સૌરાષ્ટ્રથી ગુજરાતમા ગયો ગુજરાતથી ઉજ્જયિની, ઉજ્જયિનીથી ચિકિતો અને ચિકિતોથી માહેશ્વરપુરમા ગયો માહેશ્વરપુરથી વળી પાછો સૌરાષ્ટ્રમા હ્યુએનસંગ આવી પહોચ્યો

સૌરાષ્ટ્રથી પશ્ચિમ દિશામા જતાં અલવકેલ દેશમા ગયો આ દેશમા તથાગતે કેટલીયેવાર પધારી લોકોને ધર્મોપદેશ કર્યો હતો વળી અહીં અશોક રાજાએ બના

વસાવેલા અનેક સ્તૂપો હતા. એ સ્તૂપોનાં દર્શન કરીને હ્યુએનસંગ લાંગલ દેશમાં પહોંચ્યો.

આ લાંગલ દેશ પશ્ચિમીય સ્ત્રીરાજ્યની પાસે સમુદ્ર-કિનારે આવેલો હતો. લાંગલ દેશની ઉત્તર-પશ્ચિમે પોલસે એટલે પારસ દેશ આવેલો હતો. પારસ દેશમાં હીરા, મોતી, માણેક વગેરે રત્નો ઉત્પન્ન થાય છે. કહે છે કે તથાગતનું ભિક્ષાપાત્ર પારસના રાજાના મહેલમાં છે.

**તથાગતનું ભિક્ષા-પાત્ર :**

આ પારસ પ્રદેશની પૂર્વે હોમો એટલે ઉર્મુજ પ્રદેશ અને ઉત્તર પશ્ચિમ દિશામાં ફ્રૈલિન એટલે બોલન પ્રદેશ આવેલા છે, દક્ષિણપશ્ચિમ દિશામાં એક ટાપુ આવેલો છે. એને પશ્ચિમનું સ્ત્રીરાજ્ય એવું નામ આપેલું છે.

**પશ્ચિમનું સ્ત્રીરાજ્ય:**

પશ્ચિમના સ્ત્રીરાજ્યમાં ફક્ત સ્ત્રીઓજ સ્ત્રીઓ નજરે પડે છે. ત્યાં કોઈ પણ પુરૂષ જોવામાં આવતો નથી. બોલનનો રાજા દરવર્ષે પોતાના રાજ્યમાંથી થોડા પુરૂષોને ત્યાં મોકલે છે. એ લોકો પેલી સ્ત્રીઓ સાથે ભોગ વિલાસ કરે છે, અને સ્ત્રીઓને ગર્ભ રહે છે. સંતાનમાંથી છોકરીઓને પેલી સ્ત્રીઓ ઉછેરે છે અને છોકરાઓને દરિયામાં ફેંકી દે છે.

**અવંડના જંગલમાં:**

લાંગલ દેશથી હ્યુએનસંગ પૂર્વ દિશા તરફ ફર્યો અને પીતશીલા દેશમાં આવી પહોંચ્યો. ત્યાંથી અશોકના સ્તૂપાદિનાં દર્શન કરતે કરતે અવંડ દેશમાં પહોંચી ગયો. ત્યાંની રાજધાનીની ઉત્તરપૂર્વ દિશામાં એક અઘોર વન આવેલું હતું. એ વનમાં ખંડિયેર હાલતમાં એક સંઘારામ હતો. અહીંજ ભગવાન બુદ્ધે વિહાર કર્યો હતો અને ભિક્ષુઓને જોડા પહેરવાની આજ્ઞા કરી હતી.

વિહારની બાજુમાં અશોકનો એક સ્તૂપ હતો અને સ્તૂપની બાજુમાં ભગવાનની એક કાળા પત્થરની ઊભી મૂત હતી.

એની દક્ષિણ દિશાએ એક બીજા જંગલમાં વળી એક સ્તૂપ હતો. ત્યાં આગળ ભગવાને શિયાળામાં પોતાનાં ત્રણે વસ્ત્રો ભેગાં કરીને ઓઢ્યાં હતાં અને ભિક્ષુઓને પણ ઓઢવાની આજ્ઞા કરી હતી.

**મુલતાનનું સૂર્ય-મંદિર :** અવંડથી પૂર્વ દિશામાં ચાલતાં ચાલતાં હ્યુએનસંગ સિન્ધુ દેશમાં આવ્યો. સિન્ધથી નદી પાર કરીને મુલતાન દેશમાં ગયો. ત્યાં આદિત્યનું એક વિશાળ મંદિર હતું. એમાં સૂર્યભગવાનની સોનાની દિવ્ય રત્નજડિત મૂર્તિ હતી. મંદિરની પાસે એક સરોવર હતું. એના ઘાટ ઈંટોથી બાંધેલા હતા. દૂર દૂરથી લોકો સૂર્યભગવાનનાં દર્શન કરવા આવતા અને બારે માસ મેળા જેવુંજ રહેતું.

**પર્વત દેશમાં અભ્યાસ :** મુલતાનથી હ્યુએનસંગ પર્વત દેશમાં ગયો. આ જગાએજ પ્રાચીન કાળમાં ઉપાધ્યાય જિનપુત્રે યોગાચાર અને ભૂમિશાસ્ત્ર પરકારિકા રચ્યાં હતાં. વળી આ જગાએજ ભદ્રરુચિ અને ગુણપ્રભે કશાય વસ્ત્રો ગ્રહણ કર્યાં હતાં. આ દેશમાં હ્યુએનસંગને બે ત્રણ વિદ્વાન ભિક્ષુઓ સાથે ભેટો થયો. એટલે એતો એમની પાસે બે વર્ષ સુધી રહી પડયો. ત્યાં રહીને એણે સમ્મતીય નિકાય અનુસાર મૂલાભિધર્મ, સદ્ધર્મસંપરિગ્રહ, અને સત્યપ્રશિક્ષા વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો.

**તિલાડકમાં :** ત્યાંથી હ્યુએનસંગ દક્ષિણપૂર્વ દિશામાં જતાં નાલંદના મહા વિહારમાં ગયો. ત્યાં જઈ ઉપાધ્યાય શિલભદ્રને

પ્રણામ કર્યા. નાલંદમાં એના સાંભળવામાં આવ્યું કે પર્વત દેશનો પ્રજ્ઞાભદ્ર નામનો એક મહા વિદ્વાન ભિક્ષુ મગધમાં આવ્યો છે. ત્યા તિલાડકના વિહારમાં ઉતર્યો છે. એ ભિક્ષુ સર્વાસ્તિવાદ નિકાયનો અનુયાયી છે અને ત્રિપિટકનો પારંગત તથા શબ્દવિદ્યા, હેતુવિદ્યા વગેરેનો અચ્છો અભ્યાસી છે. એટલે હ્યુએનસંગ નાલંદથી ઉપડયો તિલાડકમાં, અને બે વર્ષ સુધી પ્રજ્ઞાભદ્ર પાસે રહીને પોતાની બધી શંકાઓનું સમાધાન કરાવી લીધું.

**સુરથ જયસેન:** તીલાડકથી હ્યુએનસંગ રાજગૃહ પાસેના યષ્ટિવન વિહારમાં ગયો. ત્યાં એને સુરથ જયસેન નામના ક્ષત્રિય ગૃહપતિ સાથે ભેટો થયો. સુરથ જયસેન સૌરાષ્ટ્રનો રહેવાસી હતો નાનપણથીજ ઉપાધ્યાય ભદ્રરુચિ પાસે રહીને એણે વિદ્યાભ્યાસ કર્યો હતો. તેમાં ખાસ કરીને હેતુવિદ્યાનો અભ્યાસ કરીને એ બોધિસત્વ સ્થિરમતિ પાસે ગયો હતો. ત્યાં રહીને એણે શબ્દવિદ્યાનું અધ્યયન કર્યું તથા મહાયાન અને હીનયાનનાં અનેક શાસ્ત્રોમાં પારંગત થયો. ત્યારપછી ઉપાધ્યાય શીલભદ્ર પાસે ગયો. ત્યાં એણે યોગશાસ્ત્રનો અભ્યાસ કર્યો. તે સિવાય અનેક આચાર્યોના ગ્રંથો એણે વાંચી નાંખ્યા; અને વેદ, વેદાંગ, ઉપવેદ, તત્રમંત્ર વગેરે શાસ્ત્રો પણ પહેલેથી છેલ્લે સુધી વાંચી ગયો હતો. એ માણસ બધા શાસ્ત્રોમાં પારંગત અને અનેક તત્વોને જાણવા વાળો હતો આચાર વિચારમાં પણ માણસ સીધો હતો. લોકો એને ખૂબ આદર ભાવથી પૂજનીય તરીકે ગણતા હતા.

**સવિનયના:** એક સમયમાં મગધમાં પૂર્ણવર્મા નામે રાજા રાજ્ય કરતો હતો. રાજા વિદ્યાનુરાગી અને વિદ્વાનોને માન

આપનાર હતો એણે સુરથ જયસેનની ખ્યાતિ સાંભળી એને પોતાની રાજસભામાં આવવા આમંત્રણ આપ્યું. જયસેન આવ્યો ત્યાં રાજાએ એની વિદ્વત્તા દેખી એને વીસગામ બક્ષીસ આપ્યાં. પણ સુરથ જયસેને વિનય પૂર્વક એ લેવાની ના પાડી.

બીજી વાર પ્રલોભન : પછીથી રાજા હર્ષદેવ શિલાદિત્યે એને બોલાવ્યો અને ઉડીસામાં મોટાં મોટાં વીસ ગ્રામ બક્ષીસ આપવા માંડ્યાં. પરંતુ ત્યાંએ એણે એ લેવાની ના પાડી. રાજાએ એને બહુ બહુ સમજાવ્યો કે હું આપું છું ને બક્ષીસ લેવામાં કાંઈ વાંધો નથી.

પછીથી જયસેને જવાબ આપ્યો, " મહારાજ ! જયસેન બરાબર સમજે છે કે દાન લેવા ૭ મનુષ્ય માયામાં ફસાઈ જાય છે. હું તો જન્મમરણનાં બંધનો તોડવામાં મચી રહ્યો છું. એટલે આપનું દાન સ્વીકારી એ માયાના બંધનમાં હું પાછો ક્યાં પડું ? આવી જંજાળોમાં ફસાવા હું માગતો નથી. હવે મને ફુરસદ નથી તેથી આપની રજા લઉ છું " એમ કહી જયસેન ત્યાંથી ચાલી નીકળ્યો. ઘણા કાલાવાલા કરવા છતાં એ રોકાયો નહિં.

તે દિવસથી એણે યષ્ટિવનવિહારમાં રહેવાનું રાખ્યું. ત્યાં પોતે બ્રહ્મચારિને રાખતો અને ભણાવતો. ગૃહસ્થ અને યતિ બધા એની પાસે વિદ્યાભ્યાસ કરવા જતા. તે સિવાય બીજા સેંકડો વિદ્યાર્થીઓ ત્યાં ભણવા આવતા. બધાંને એક સરખી રીતે એ ભણાવતો.

જયસેન ગુરૂ : હ્યુએનસંગ એની પાસે બે વર્ષ સુધી રહ્યો. ત્યાં રહે રહ્યે એણે વિદ્યામાત્ર સિદ્ધિ આદિ શાસ્ત્રોમાંથી શંકાઓ

કાઢી કાઢી તેનાં સમાધાન કરાવી લીધાં. પછી એણે યોગ-શાસ્ત્ર અને હેતુવિદ્યાના અઘરા ભાગોનો ફરી અભ્યાસ કર્યો અને દરેકે દરેક જાતની શંકાઓનાં સમાધાન કરી લીધાં.

સ્વપ્નમાં નાલંદનો નાશ:

બે વર્ષ થઈ ગયાં. પછી એક દિવસ રાત્રે હ્યુએનસંગે એક સ્વપ્ન જોયુ. તેમાં જાણે નાલંદ મહાવિહાર ઉજ્જડ અને નિર્જન સ્થિતીમાં પડયો છે. ત્યાં ભેંસો બંધાયલી દેખાય છે. એક પણ ભિક્ષુ દેખાતો નથી. હ્યુએનસંગ સ્વપ્નમાંજ, બાલાદિત્ય રાજાના સંઘારામના પશ્ચિમ દરવાજેથી નાલંદ મહાવિહારમાં અંદર ગયો. ત્યાં એણે ચોથા માળની છત ઉપર એક સોનેરી રંગનો માણસ જોયો. એના અંગમાંથી એક દિવ્ય પ્રકાશ નિકળતો હતો. અને એ પ્રકાશથી આખા વિહારમાં અજવાળું અજવાળું થઈ રહ્યું હતું. હ્યુએનસંગે પ્રકાશ ફેંકતા પુરૂષને જોયો અને એને આનંદ આનંદ થઈ ગયો. એણે એ પુરૂષ પાસે ઉપર જવાનાં ફાંફાં માર્યાં પણ એને એકે રસ્તો જ સૂઝયો નહિં. એટલે ગદ્દગદ્દ સ્વરે હ્યુએનસંગે પ્રાથના કરી, કે કૃપા કરીને આપ નીચે આવો અને મને તમારી સાથે લઈ જાવ."

તેજસ્વી પુરૂષ મંજુશ્રી:

તેજસ્વી પુરૂષે જવાબ આપ્યો, "હું મંજુશ્રી છું. હજી મારી પાસે આવવાની લાયકાત જેટલાં તમારાં સુકર્મ થયાં નથી, એટલે તમે મને મળી શકશો નહિં." પછી આંગળી ઉંચી કરી એણે હ્યુએનસંગને કહ્યું, "અહીં જો, આ બધું શું દેખાય છે?" હ્યુએનસંગે એ તરફ દષ્ટિ કરીને જોયુ તો એને જણાયુ કે ચારે બાજુ આગ લાગી રહી છે. આખો

વિહાર અને એની આજુબાજુનાં ગામ ભસ્મીભૂત થતાં જાય છે.

ભવિષ્ય વાણી : પછી પેલા દિવ્ય પુરૂષે કહ્યું, "હવે તું તારા દેશમાં પાછો જતો રહે. શિલાદિત્ય રાજા હવે બહુ વર્ષ જીવશે નહિં. એના મરી ગયા પછી દેશે દેશમાં ઉપદ્રવ અને લઢાઈ ટંટા જાગશે. દુષ્ટ લોકો મારામારી અને કાપા કાપી કરીને દેશને ખુવાર કરી મૂકશે. માટે મારી વાત ધ્યાનમાં રાખો."

હ્યુએનસંગ સવારે ઉઠયો કે તરત જયસેન પાસે ગયો અને આખું સ્વપ્ન વર્ણન કરી બતાવ્યુ. જયસેને કહ્યું, "સંસારમાં શાન્તિ તો છેજ કયાં ? પણ જેવું તમે સ્વપ્ન જોયુ તેવું કદાચ થાય પણ ખરું. તમને હવે સૂચના મળી ગઈ છે એટલે હવે તમારે તમારા દેશમાં પાછા જવાની તાકીદ કરવી જોઈએ."

યાત્રા : એજ મહિનામાં મહાબોધિ વિહારનો ઉત્સવ આવ્યો. એટલે ઘણે દૂર દૂરથી લોકો ભગવાન બુદ્ધદેવના શરીરની ધાતુઓનાં દર્શન કરવા ભેગા થયા. હ્યુએનસંગ પણ જયસેનની સાથે ત્યાં દર્શન કરવા ગયો. ત્યાં શરીરધાતુ ભિન્ન ભિન્ન આકારની હતી. મોટી ધાતુ મોતીનાં દાણા જેવડી અને ચકચકીત ગુલાબી રંગની હતી. માંસ ધાતુખંડ પણ મોટી અને ચકચકીત લાલરંગની હતી. લોકોનો મોટો મેળો ભરાયો હતો. લોકો એ ધાતુ ઉપર ફુલ ચડાવતા, ધૂપ કરતા અને સ્તુતિ પ્રાર્થના કરતા હતા.

ધાતુનો વિહાર : રાતનો પહેલા પહોર થવા આવ્યો હતો તે વખતે હ્યુએનસંગ અને જયસેન ધાતુ વિષે વાતો કરવા લાગ્યા. જયસેને કહ્યું, "આજ સુધી મેં જ્યાં જોયું છે ત્યાં ત્યાં ધાતુ-

ખંડના દાણા ચોખાથી મોટા તો હોતા જ નથી. પણ અહીં તો ધાતુખંડના દાણા ખૂબ મોટા છે. એમાં કંઈક દગો તો નહિં હોય ?" હ્યુએનસંગે કહ્યું, "મને પણ કંઈક વહેમ જાય છે ખરો."

ચમત્કાર: પરંતુ બે જણની વાતો ચાલતી હતી એટલામાં જ સંઘારામના દીવા ઝાંખા પડી ગયા; તથા અંદર અને બહાર કોઈ અદ્ભૂત પ્રકાશ છવાઈ ગયો. બહાર જોયુ તો ધાતુના વિહારના કાંગરા સૂર્યની માફક ચમકારા મારી રહ્યા હતા. એમાંથી પચરંગી જ્વાલા નિકળીને આકાશને અડકી રહી હતી. પૃથ્વી અને આકાશ પ્રકાશથી ઓતપ્રોત થઈ રહ્યાં હતાં. ચંદ્ર અને તારા દેખાતા નહોતા. મન્દ મન્દ મીઠી સુગન્ધથી આખું વાતાવરણ સુગન્ધમય થઈ ગયું હતું. આ બધું જોઈને બહારથી લોકો બૂમો પાડતા હતાઃ "જોઈલો શરીર ધાતુનો મહિમા." બધા લોકો ચારે બાજુ ભેગા થઈ ગયા. કોઈ ફૂલ ચઢાવવા લાગ્યા તો કોઈ ધુપ કરવા મંડયા. ધીરે ધીરે પ્રકાશ મંદ પડતો ગયો. છેવટે વિહારના કાંગરા પર ચક્રાકાર પ્રકાશ કેટલીયે વાર સુધી ગોળ ગોળ ફર્યા કર્યો અને પછી એમાં જ સમાઈ ગયો.

પાછું બધે અંધારૂ ઘોર થઈ ગયુ. આકાશમાં ચંદ્ર અને તારા ચમકતા દેખાવા લાગ્યા.

પાછો નાલન્દમાં: ત્યાં હ્યુએનસંગ આઠ દિવસ રોકાયો અને બોધિવૃક્ષ અને અન્ય પવિત્ર ચિહ્નોનાં દર્શન પૂજા વગેરે કરી આવી, નાલન્દ મહાવિહારમાં જઈ પહોંચ્યો. શીલભદ્રે એને કહેવરાવ્યું કે તમારે આખા સંઘ આગળ મહાયાન સમ્પ-

રિગ્રહ શાસ્ત્ર વિષે પ્રવચન કરવું તથા વિદ્યામાત્ર સિદ્ધિનાં અઘરાં વાક્યો સમજાવવાં.

એ વખતે સિંહરાશિ નામનો શ્રમણ પ્રાણ્યમૂલ શાસ્ત્ર અને શતશાસ્ત્રના નવીન ઢબથી જુદી જાતના અર્થ કાઢી લોકો આગળ વ્યાખ્યાન કરતો હતો. એના કરેલા અર્થ વડે એ યોગશાસ્ત્રના સિદ્ધાન્તોનું ખંડન કરતો હતો.

સિંહરાશી સાથે વાદવિવાદ

હ્યુએનસંગે એજ શાસ્ત્રનાં વાક્યોથી એણે કહેલા સિદ્ધાન્તોનું ખંડન કર્યું અને યોગશાસ્ત્રના સિદ્ધાન્તોનું પાછું મંડન કર્યું. એણે મોટા મોટા આચાર્યોનાં વાક્યોને સમર્થનમાં ટાંકીને સિદ્ધ કરી આપ્યુ કે પ્રાણ્યમૂલશાસ્ત્ર અને શતશાસ્ત્રના સિદ્ધાન્તો અને યોગશાસ્ત્રના સિદ્ધાન્તો પરસ્પર વિરોધી છે જ નહિં. એના લેખકોના મત ભલે એક ન હોય પરંતુ એ એક બીજાની વિરૂદ્ધ તો નથી જ. એમાં લેખકોનો અને શાસ્ત્ર રચનારાઓનો બિલકુલ દોષ નથી. પરંતુ દોષ તો એના અનુયાયીઓનો જ છે. કેમકે એ લોકો એના ગમે તેવા ઉંધા અર્થ કરી જ્યાં ત્યાં ખોટા અર્થનો વાદવિવાદ અને પ્રચાર કરે છે. એનાથી કંઇ ધર્મ હાની થતી નથી.

પરાજય:

પછી હ્યુએનસંગે સિંહરાશિ શ્રમણને કેટલાક પ્રશ્નો આપ્યા કે આનો તમે ખૂબ વિચાર કરીને જવાબ આપજો. પરંતુ એ શ્રમણે ન જવાબ આપ્યો તેમ પોતાનું ખોટું છે એવો સ્વીકાર પણ ન કર્યો. એનું આ મિથ્યાભિમાન જોઇને એના શિષ્યો એની સામે થઇ ગયા અને સિંહરાશિને છોડી હ્યુએનસંગ ભણી થઈ ગયા.

હ્યુએનસંગે કહ્યું, "પ્રાણ્યમૂલશાસ્ત્ર અને શતશાસ્ત્ર

કેવળ સાંખ્યના સિદ્ધાન્તોનું ખંડન કરવા રચાયેલાં છે. એમાં ધર્મનાઃસ્વરૂપ વિષે કશું લખવામાં આવ્યું નથી." પરંતુ સિંહરાશીએ એ કબૂલ રાખ્યુ નહિ. એણે કહ્યું, "જ્યારે દરેક વસ્તુ વગર પ્રયાસે મળે છે, ત્યારે યોગ કહે છે કે ધર્મ પ્રયાસથી મળે છે. એને હું સમ્મત થતો નથી."

ગ્રન્થ રચ્યો :

પછી હુએનસંગે, આ બન્ને પરસ્પર વિરોધ દર્શાવતાં શાસ્ત્રોના સિદ્ધાન્તોની એકતા સિદ્ધ કરી બતાવવા ૩૦૦૦ શ્લોકનો એક આખો ગ્રન્થ રચી કાઢયો. પછી એ ગ્રન્થ એણે શીલભદ્રને તથા આખા સંઘને વાંચી સંભળાવ્યો. એ સાંભળીને બધા લોકોએ હુએનસંગની વિદ્વત્તા, બુદ્ધિ વગેરેની ખૂબ પ્રશંસા કરી. નાલંદના વિદ્યાલયમાં એ ગ્રંથ પાઠયપુસ્તક તરીકે ચલાવવા મંજુર કરવામાં આવ્યો. એ ગ્રંથની રચનાથી હુએનસંગની ખ્યાતી આખા ભારતવર્ષમાં ફેલાઈ ગઈ.

શિષ્ય ગાંઠયો નહિ :

સિંહરાશી હારીને નાલંદથી મહાબોધિ વિહારમાં ન્હાસી ગયો. ત્યાં એણે પૂર્વભારતમાં રહેતા પોતાના એક ચંદ્રસિંહ નામના શિષ્યને બોલાવ્યો. એને કહ્યું, "તું આ વિરૂદ્ધશાસ્ત્રોના અર્થ બેસાડવામાં મને મદદ કર જેથી હુએનસંગને હું નીચું જોવરાવું." પરંતુ ચંદ્રસિંહે તો ખોટા અર્થની વિરૂદ્ધ એવા દાખલા દલીલો આપ્યાં કે સિંહરાશી ચૂપ થઈ ગયો.

પિત્તળનો વિહાર :

સિંહરાશી જ્યારે નાલંદમાં હતો ત્યારે રાજા શિલાદિત્યે ત્યાં એક વિહાર બનાવરાવ્યો હતો. એ વિહારમાં પીત્તળનાં પતરાં ભીંતોએ તથા છતપર જડાવ્યાં હતાં. વિહાર સો ફુટથીયે ઉંચો હતો.

જ્યારે રાજા શિલાદિત્ય ગંજામ જીતીને ઉડીસામાં પહોંચ્યો ત્યારે ત્યાંના ભિક્ષુઓ ભેગા થઇને રાજા પાસે ગયા એ લોકો રાજાને કહેવા લાગ્યા કે આપે નાલંદમાં એક પીત્તળનો વિહાર બંધાવી આપ્યો છે એમ અમે સાંભળ્યુ છે. એના કરતાં તો કાપાલિકોનો એક મઠ બાંધ્યો હોત તોયે આપને પુન્ય વધારે મળત."

રાજાએ કહ્યુ, "હું આપની વક્રોક્તિ સમજી શકતો નથી. જે હોય તે સ્પષ્ટ શબ્દોમાં મને કહો." એમણે કહ્યું કે, નાલંદના વિહારમાં "આકાશ કુસુમ" ચુંટી લેવાનું શિક્ષણ અપાય છે. કાપાલિકો પણ એજ મતના છે. એટલે એ બન્નેમાં અંતર કયાં છે?"

હીન-યાનના અનુયાયીઃ

વાત એમ હતી કે, ઉડીસામાં બધા ભિક્ષુઓ હીન-યાનના અનુયાયી હતા. તે વખતમાં દક્ષિણના પ્રજ્ઞાગુપ્ત નામના એક બ્રાહ્મણે ૭૦૦ શ્લોકનું એક પુસ્તક લખ્યુ હતું. એ પુસ્તકમાં સમ્મતીય નિકાયના સિદ્ધાન્તાનુ-સાર એણે હીનયાનનું મંડન અને મહાયાનનું ખંડન કર્યું હતું.

મહાયાન આકાશ કુસુમવત્ઃ

સમસ્ત હીનયાનના અનુયાયી ભિક્ષુઓ આ પુસ્તક વાંચીને એટલા બધા અભિમાની થઇ ગયા હતા કે મહા-યાનની જ્યાં ત્યાં નિન્દા કરવા લાગ્યા તથા એને "આકાશ કુસુમ"ના નામથી તીરસ્કારવા લાગ્યા.

એ પુસ્તક ઉડીસાના ભિક્ષુઓએ રાજા શિલાદિત્યને બતલાવ્યું, અને કહ્યું, "અમારો આ સિદ્ધાન્ત છે. અમારા આ પુસ્તકના એક શબ્દને પણ "આકાશ કુસુમ" વાળાઓ ખંડન કરી શકશે નહિં."

રાજાનો જવાબ:

રાજાએ એમનાં અભિમાનભર્યાં વચનો સાંભળ્યાં એટલે એમણે એક વાત કહેવા માંડી "એક વખત એક શિયાળ એક ખેતરના ઉંદરો આગળ બડાશ મારતું હતું કે હું સિંહ સાથે પણ લડી શકું છું. સિંહ તે કોણ વિસાતમાં છે? પછી જ્યારે સિંહ સામો આવ્યો ત્યારે શિયાળે દેખાતું નહોતું અને ઉંદર પણ જોવામાં આવતા નહોતા- તમે લોકોએ હજી મહાયાનના વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કર્યો નથી કે આ પુસ્તક તમે એમને બતાવ્યું નથી એટલે તમે શિયાળની માફક આટલું બધું બોલી રહ્યા છો હું ધારૂં છું કે એ વિદ્વાનો આગળ તમારી પેલા શિયાળ જેવી અવસ્થા થઈ જશે."

એટલે ભિક્ષુઓ કહેવા લાગ્યા, "જો આપ એમ ધારતા હો તો એ વાત ગલત છે. અમે શાસ્ત્રાર્થ કરવા તૈયાર છિયે. પછી આપ આપનો અભિપ્રાય આપજો. "રાજાએ કહ્યું, ભલે! આપણે શાસ્ત્રાર્થ કરાવીએ."

આહ્વાહન:

રાજાએ તરત એક દૂત નાલંદ મહાવિહારમાં શીલભદ્રની પાસે મોકલ્યો. કહેવરાવ્યુ હતું કે અહીં ઉડીસાના હીનાયાનના અનુયાયી ભિક્ષુઓ મહાયાનના સિદ્ધાન્તોનું ખંડન કરનાર એક પુસ્તકને આધારે મહાયાનના અનુયાયી જોડે શાસ્ત્રાર્થ કરવા માગે છે. આપના વિહારમાં હીનયાનના અને મહાયાનના મહા સમર્થ વિદ્વાનો ઘણા છે. તેમાંથી ચાર વિદ્વાનોને ચૂંટી કાઢી અહીં શાસ્ત્રાર્થ માટે મોકલી આપશો; જેથી અહીંના ભિક્ષુઓ એમની આગળ પોતાનો પક્ષ બરાબર રીતે રજુ કરી શકે.

ચૂંટણી:

એટલે શીલભદ્રે આખા સંઘની એક સભા ભરી અને

સંદેશો કહી સંભળાવ્યો. પછીથી પોતાના વિહારમાંથી "સાગરમતિ, પ્રજ્ઞારાશિ, સિંહરાશિ અને હ્યુએનસંગ એ ચારને ઉડીસા મોકલવા માટે ચૂંટી કાઢવામાં આવ્યા. એ લોકો જવાની તૈયારી કરતા હતા એટલામાં રાજાનો એક બીજો દૂત સંદેશો લાવ્યો કે, હમણાં ને હમણાં શાસ્ત્રાર્થ માટે જવાની જરૂર નથી. પછીથી બોલાવવામાં આવશે. એટલે આ લોકોનું ઉડીસા જવાનું બંધ રહ્યું.

વળી એટલામાં લોકાપતિ નામનો બ્રાહ્મણ નાલંદમાં શાસ્ત્રાર્થ કરવા માટે આવી પહોંચ્યો. એણે એક કાગળ પર ચાળીસ સૂત્રો લખીને નાલંદના મહાવિહારના બારણા પર ટીંગાવી દીધો. એણે બાજુમાં લખ્યુ હતું કે, "મારાં આ સૂત્રોનું કોઈ પણ માણસ ખંડન કરી શકશે તેને હું મારૂં માથું સમર્પણ કરી દઈશ." વચમાં ઘણા દિવસ ચાલ્યા ગયા, કોઈએ એના પર કંઈ ધ્યાન આપ્યુ નહિં તેમ કોઈએ એનું આહ્વાહન પણ સ્વીકાર્યું નહિં.

**બીજો વાદવિવાદ** હ્યુએનસંગે જોયુ, આટલા બધા દિવસ સુધી આનું કોઈ ખંડન કરતું નથી એ નાલંદ માટે શરમનો વિષય છે. એણે પોતાના એક ઉપાસકને બારણા ઉપરનો કાગળ ફાડીને ફેંકી દેવાની આજ્ઞા કરી.

ઉપાસક કાગળ ફાડી નાંખતો હતો ત્યાં પેલો લોક પતિ બ્રાહ્મણ આવી પહોંચ્યો અને પૂછવા લાગ્યો, "તમે કોણ છો અને આ કાગળ કોના હુકમથી ફાડી નાંખ્યો?" પેલાએ જવાબ આપ્યો, "હું ચીનના શ્રમણ હ્યુએનસંગનો ઉપાસક છું અને એનીજ આજ્ઞાથી આ કાગળ મેં ફાડી

નાંખ્યો છે." પેલો બ્રાહ્મણ હુએનસંગનું નામ સાંભળી ચુપ થઈ ગયો.

શાસ્ત્રાર્થ

પછી બીજે દિવસે હુએનસંગે એક સભા ભરી. શીલભદ્ર વગેરે વિદ્વાનોને આમંત્ર્યા અને પેલા લોકાપતિ બ્રાહ્મણને એમાં બોલાવ્યો. બ્રાહ્મણને કહ્યું, 'હવે શાસ્ત્રાર્થ શરૂ કરો.' બ્રાહ્મણે પોતાનાં સૂત્રો કહ્યાં. હુએનસંગે એનું સૂત્ર એકે એકે લેવા માંડયુ અને સાથે સાથે પાશુપત, કાપાલિક, નિર્ગ્રંથ જટિલ, સાંખ્ય, વૈશેષિકાદિ શાસ્ત્રોના સિદ્ધાન્તોનું ખંડન કર્યું અને બૌદ્ધ સિદ્ધાન્તનું મંડન કર્યું. લોકાપતિ બ્રાહ્મણ અવાક્ થઈ ગયો, હારી ગયો.

એ પોતાના વચન પ્રમાણે હુએનસંગ આગળ જઈ ઉભો રહ્યો અને વન્દન કરી કહ્યું, "હું હારીશ તો માથું આપીશ એમ કહેલું, એટલે હવે આપ મને જે કરવું હોય તે કરો."

હુએનસંગનો દાસ :

હુએનસંગે કહ્યું, "અમે શાક્યપુત્રો છિયે. કોઈ માણસનો પ્રાણ હમે લેતા નથી. તું એટલુંજ કર કે તું મારો દાસ થઈ જા, અને હું જેમ કહું તેમ કરજે." એ સાંભળી બ્રાહ્મણ એનો દાસ થઈ ગયો. હુએનસંગનો જવાબ સાંભળી એની સૌ પ્રશંસા કરવા લાગ્યા.

હુએનસંગનો વિચાર ઉડીસામાં જઈ પેલો હીનયાનવાળાનો ગ્રંથ જોવાનો થતો હતો. બહુ શોધ કર્યા પછી હુએનસંગ એ પુસ્તક પ્રાપ્ત કરી શક્યો. એ ગ્રંથ જોઈ ગયો તો બધું જુઠ્ઠાણુંજ એમાં એને જણાયુ.

એણે એ પુસ્તક પોતાના દાસ બ્રાહ્મણને વાંચવા આપ્યુ,

અને પૂછ્યુ 'તમે કદી આ પુસ્તક જોયુ છે?' બ્રાહ્મણે કહ્યું, "એને હું પાંચ વખત ભણી ચૂકયો છું." હ્યુએનસંગે કહ્યું, "ત્યારે તો એ પુસ્તક મને શિખવો." બ્રાહ્મણે કહ્યું, "હું તમારો દાસ થયો છું. હું તમને એ શી રીતે શિખવી શકું?"

દાસ ગુરુ : હ્યુએનસંગે કહ્યું, "બીજાના ધર્મના ગ્રંથો હું સમજતો નથી; માટે એના સિદ્ધાન્તો તમે મને કોઈપણ જાતના સંકોચ વિના કહી સંભળાવો. એમાં મારૂં કશું ખોટું દેખાવાનું નથી."

બ્રાહ્મણે કહ્યું, "ભલે, પણ મધરાતે જ્યારે બધા સૂઈ ગયા હશે ત્યારે હું એ ગ્રન્થ તમને વાંચી સંભળાવીશ. જેથી તમારી કે મારી હાંસી થાય નહિં." પછી તો અડધી રાતે જ્યારે બધા સૂઈ ગયા ત્યારે બ્રાહ્મણે ગ્રન્થ સમજાવવા માંડ્યો, અને પૂરો પણ કરી નાંખ્યો.

બીજો ગ્રંથ લખ્યો : પછી હ્યુએનસંગે એ ગ્રન્થના દરેકે દરેક આક્ષેપના રદીયા લખી નાંખ્યા અને ૧૬૦૦ શ્લોકોમાં આખા પુસ્તકના સિદ્ધાન્તોનું ખંડન લખી કાઢયુ. પછીથી એ પુસ્તક લઈ જઈને ઉપાધ્યાય શીલભદ્રને ભેટ કર્યું. એ ગ્રંથ વાંચીને સૌએ એની વિદ્વત્તાનાં મુક્ત કંઠે વખાણ કર્યાં.

પછીથી હ્યુએનસંગે પેલા બ્રાહ્મણને કહ્યું, હવે તમારો દંડ થઈ ચૂકયો છે. એટલે તારે જ્યાં જવું હોય ત્યાં જવા માટે તું સ્વતંત્ર છે. હું તને ક્ષમા આપુ છું. એ સાંભળી બ્રાહ્મણ ખુશ ખુશ થઈ ગયો અને પૂર્વભારતમાં પોતાના નિવાસસ્થાનમાં ચાલી ગયો.

## ૫૫

## ભવિષ્ય કથન

પેલા બ્રાહ્મણના ગયા પછી નાલંદામાં વજ્ર નામનો એક નિર્ગ્રન્થ ભિક્ષુ આવી પહોંચ્યો. હ્યુએનસંગને પહેલેથી ખબર તો હતીજ કે નિર્ગ્રન્થ ભિક્ષુ ફલિત અને પ્રશ્નનું જ્યોતિષ સરસ રીતે જાણનાર હોય છે. એટલે હ્યુએનસંગે એને પોતાની પાસે બોલાવ્યો અને આસન આપી પોતાની પાસે બેસાડયો. પછી હ્યુએનસંગે કહ્યું, “હું ચીન દેશથી અહીં આવ્યો છું. હવે મારો વિચાર મારા સ્વદેશમાં પાછા જવાનો થયો છે. તો કૃપા કરીને આપ મને થોડા પ્રશ્નોના જવાબ જ્યોતિષની રીતથી જોઈ આપો. મારે દેશ જવાનો રસ્તો અત્યારે ચોખ્ખો અને સરળ જવા યોગ્ય છે કે કેમ? મારે અહીં રહેવું યોગ્ય છે કે મારે દેશ જવું સારૂં છે? હવે મારૂં આયુષ્ય કેટલું બાકી છે?”

જ્યોતિષીનો જવાબ:

નિર્ગ્રન્થે ચાક વડે જમીન પર એક ચક્ર દોર્યું અને કુંડળી માંડી. પછી ગણત્રી કરીને એ કહેવા લાગ્યો, “આપ અહીં રહેશો તોયે સારૂં છે. અહીંના લોકો આપનું માન પૂરેપૂરૂં જાળવશે. આપ આપના દેશમાં પાછા જશો તો પણ કોઈ અંતરાય નડનાર નથી. ફક્ત અહીંના

આપના ઈષ્ટ મિત્રોને વિયોગનું દુઃખ ખૂબ સાલશે. આપ હજી દશ વર્ષ સુધી જીવશો."

તે પરથી હુએનસંગે પ્રશ્ન પૂછ્યો, "મારો વિચાર ચીન જવાનો તો ચોક્કસ છે, પરંતુ મારી પાસે મૂર્તિઓ અને પુસ્તકો પુષ્કળ છે. એને હું મારી સાથે કેવી રીતે લઈ જાઉં એ મને સૂઝતું નથી."

ખુલાસો: નિર્ગ્રન્થે જવાબ આપ્યો, "આપની ચિન્તા નિરર્થક છે. રાજા કુમારજીવ અને રાજા શિલાદિત્ય આપને બોલાવશે અને આપની મુસાફરી માટે સર્વ પ્રકારની સગવડ કરી આપશે."

હુએનસંગે કહ્યું, "પણ એ રાજાઓને તો મેં દેખ્યા પણ નથી. એટલે વગર જોયે એ લોકો મારા પર શી રીતે એટલી બધી મહેરબાની દેખાડશે?"

નિર્ગ્રન્થે કહ્યું, "કુમારરાજાનો દૂત તો તમને તેડવા માટે નિકળી ચૂકયો છે અને બે ત્રણ દિવસમાં અહીં આવી જવાનો સંભવ છે. પહેલાં આપ કુમારરાજા પાસે જશો પછી ત્યાંથી આપને રાજા શિલાદિત્ય બોલાવી જશે." એટલું કહીને જ્યોતિષિ ત્યાંથી જતો રહ્યો. હુએનસંગે પોતાની મૂર્તિઓ અને ચોપડીઓ ભેગી કરવા માંડી.

ભારતમાં રહી જવાનો આગ્રહ: હુએનસંગને સ્વદેશ જવાની તૈયારી કરતો જોઈને એ સંઘારામમાં એના ઓળખીતા ઘણા ભિક્ષુ અને શ્રમણો આવી ગયા. લગભગ દરેક જણે એને ભારતવર્ષમાં રહી જવાને આગ્રહ કર્યો. તેઓ કહેતા,

"ભારતવર્ષ ભગવાન બુદ્ધદેવનું જન્મસ્થાન છે. તે સિવાય, અહીં મોટા મોટા ઋષિ મુનિઓ અને મહાત્માઓ થઈ ગયા છે. જો કે હાલમાં એ બધા હયાત નથી પરંતુ એમનાં લીલાસ્થાનો તો મોજુદ છે. એનાં દર્શન અને પૂજામાંજ મનુષ્યનું જીવન સાર્થક થાય છે. એ બધું છોડીને આપ કયાં પાછા ચીન જવાનો વિચાર કરો છો?

ચીનની નિન્દા: ચીન દેશ તો મ્લેચ્છોનો દેશ છે. ત્યાંના લોકો કર્મહીન અને ધર્મ બર્મમાં કંઈ સમજતા નથી હોતા. એટલેજ ભગવાન બુદ્ધનો અવતાર ત્યાં થતો નથી. એ લોકોના આચારવિચાર મન્દ અને હલકા છે. તેથી ઋષિ-મુનિઓ ભારતવર્ષ છોડી બીજે કઈ બહાર જતા નથી. વળી ત્યાં ઠંડી પુષ્કળ પડે છે. દેશની આબોહવા વિષમ છે. એટલે આ બધું વિચાર કરીને આપ અહીંજ રહી પડો."

નિન્દાનો જવાબ: હ્યુએનસંગે આ બધું સાંભળીને જવાબ આપ્યો, "ધર્મરાજાએ ધર્મનો ઉપદેશ સંસારના દરેકે દરેક પ્રાણી-માત્ર માટે કર્યો છે. એ ધર્મ તમે એકલા સાંભળો અને પાળો અને બિજાઓ ન સાંભળે એ કઈ ન્યાયની વાત કહેવાય? ચિન દેશ તમે ધારો છો એવો ખરાબ નથી. ત્યાં ન્યાય નિયમ બધું છે. લોકો ઘણા ન્યાયી છે. રાજાને લોકો માનથી જુએ છે. રાજા પ્રજાવત્સલ અને અમાત્ય રાજવત્સલ છે. માતાપિતા વાત્સલ્યભાવવાળાં અને પુત્રો માબાપને પૂજનારા હોય છે. લોકો ધર્મનીતિથી ચાલે છે. અને સત્યવાદીને લોકો ખૂબ માન આપે છે.

એ સિવાય ત્યાંના લોકો જ્યોતિષ, સંગીત, મંત્રતંત્ર વગેરે વિદ્યાઓમાં કુશળ હોય છે. જ્યારથી ત્યાં બૌદ્ધ-ધર્મનો પ્રચાર થયો છે ત્યારથી લોકો મહાયાનને અનુસરે છે. ત્યાં યોગ, નીતિ આદિ શાસ્ત્રોનું અધ્યયન તેમજ અભ્યાસ થાય છે. લોકો ધર્મજીજ્ઞાસુ છે અને ત્રિવિધિ શરીરથી મુક્ત થઈને નિર્વાણ પ્રાપ્તી માટે પ્રયત્ન કરે છે. પ્રભુનો જ્યારે જન્મ થયો ત્યારે એમણે મનુષ્યોને ધર્મ શીખવ્યો. એ પહેલાં પ્રભુનો જન્મ કયાં ક્યાં થયો હતો એ કોણ જાણે છે ? એટલે આપ કહો છો કે પ્રભુ ભારત-વર્ષની બહાર જતા નથી એ શું સાચું છે ?"

**ફરી આગ્રહ:** હ્યુએનસંગનું કહેવું સાંભળી એ લોકોએ પાછું કહેવા માંડયું, "પુસ્તકોમાં લખ્યું છે કે બધા ધર્મો સરખા છે અને સારા છે. હમારૂં ફક્ત એટલુંજ કહેવાનું છે કે આપ બીજે કંઇ ન જતાં આ જમ્બુદ્વીપમાંજ રહી જાઓ. અહીં ભગવાન બુદ્ધનો જન્મ થયેલો તેથી આ દેશ વધારે પવિત્ર છે. બીજા દેશોમાં મ્લેચ્છ લોકોના સહવાસને કારણે ધર્મ ઓછો હોય છે. માટેજ અહીં રોકાઇ જવાનો અમે આપને ફરી આગ્રહ કરીએ છીએ."

**અન્ધકાર-નો નાશ કરવા:** હ્યુએનસંગે કહ્યું, "વિમલકીર્તિએ એક વખત પોતાના શિષ્યને ઉપદેશ આપતી વખતે પુછેલું કે સૂર્ય જમ્બુદ્વીપની પ્રદક્ષિણા કેમ કર્યા કરે છે ?" પછી જવાબ મળેલો કે "અંધકારનો નાશ કરવા સૂર્ય ફર્યા કરે છે." તેજ પ્રમાણે મારા દેશના ધર્મમાંથી અંધકારનો નાશ કરવા માટે હું પાછો જાઉં છું."

જ્યારે બધાએ જોયું કે હ્યુએનસંગ પોતાના વિચારમાં મક્કમ છે, ત્યારે એ લોકોને એક વધારે પ્રયત્ન કરી જોવાનું મન થયું. એમણે હ્યુએનસંગને કહ્યું, "આપ જવાનો વિચાર કરો તે પહેલાં ઉપાધ્યાય શીલભદ્રની સમ્મતી આપને લેવી પડશે. પછી તો આપનો જેવો વિચાર."

શીલભદ્રની પાસે:

પછી હ્યુએનસંગ સહવર્તમાન બધાએ શીલભદ્ર પાસે ગયા. પેલા ભિક્ષુઓએ શીલભદ્રને હ્યુએનસંગ પોતાને દેશ જવાનો વિચાર કરે છે એ વાત કરી એટલે શીલભદ્રે હ્યુએનસંગને એનું કારણ પૂછ્યુ.

હ્યુએનસંગે જવાબ આપ્યો, "આ દેશ ભગવાન બુદ્ધની જન્મભૂમિ છે એમાં જરાયે સંદેહ નથી. આ દેશને હું જેટલો પૂજ્ય ગણું તેટલો થોડો છે. પરંતુ મારા દેશમાંથી નીકળતી વખતે મ્હેં એવો સંકલ્પ કરેલો કે, ભારતવર્ષમાં જઈ ધર્મગ્રંથોનું અધ્યયન કરી એનો લાભ, મારા દેશમાં પાછો આવી મારા દેશબંધુઓને આપીશ.

આ કારણથી હું આપની પાસે આવ્યો. આપે કૃપા કરીને મને યોગશાસ્ત્ર અને ભૂમિશાસ્ત્ર શીખવાડીને એમાં મને પારંગત કરી દીધો. મારી સેંકડો શંકાઓનાં સમાધાન કરી દીધાં, એ બધા માટે હું આપનો ઓશીંગણ છું. આપની મ્હેરબાની વડેજ અહીંના વિવિધ તીર્થસ્થાનોનો, દર્શન અને પૂજાનો મને લાભ મળ્યો. વળી અનેક ગ્રંથો સાંભળવાની તક પણ મળી. હું કૃતકૃત્ય થઈ ગયો. મારી ભારતવર્ષની યાત્રા સફળ થઈ ગઈ.

એકજ ઇચ્છા:

હવે મારી એકજ ઇચ્છા છે કે હું મારા દેશમાં પાછો સુખરૂપ પહોંચી જાઉં અને અહીં જે જે ગ્રંથોનો અભ્યાસ

કર્યો છે અને બીજું જે જે મેં સાંભળ્યુ છે તે બધાને મારી પોતાની ભાષામાં યથાબુદ્ધિ લખી નાખું. એજ કારણને લીધે હું મારે દેશ જવાની ઉતાવળ કરૂં છુ."

પરવાનગી મળી : શીલભદ્રે જવાબ આપ્યો, "તમારો આ વિચાર બોધિસત્વના વિચારને બરાબર મળતો છે. મારો આશીર્વાદ છે કે તમારી બધી કામના પરિપૂર્ણ થાઓ. તમારે માટે વાહન વગેરેની વ્યવસ્થા હું કરાવી આપું છું"

# ૫૬

## કુમાર રાજા

પેલો નિર્ગ્રન્થ જોતિષિ બ્રાહ્મણ હુએનસંગ પાસેથી નીકળી પૂર્વ તરફના દેશો તરફ ચાલતો થયો. ત્યાંથી કામરૂપ જઈ કુમાર રાજાને એ મળ્યો. ત્યાં એણે હુએનસંગનાં તથા એની વિદ્વત્તાનાં ખુબ વખાણ કર્યાં.

કુમાર રાજાનું ખરૂં નામ ભાસ્કરવર્મા હતું. એના પૂર્વજનું નામ નારાયણદેવ હતું. એ જાતીએ બ્રહ્મક્ષત્રિય હતો. પોતે ખુબ વિદ્વાન, ધર્મનિષ્ઠ અને વિદ્વાનોને આશ્રય આપનાર હતો. જો કે પોતે બૌદ્ધધર્માવલંબી નહોતો છતાં શ્રમણોની વિદ્વત્તાની કદર કરતો.

કુમારરાજાનો દૂત:

જ્યારે એને ખબર મળી કે, હુએનસંગ નામનો એક વિદ્વાન શ્રમણ વિદ્યાભ્યાસ તથા ધર્માભ્યાસ કરવા ચીનથી અહીં આવ્યો છે; અને નાલંદની વિદ્યાપીઠમાં રહે છે, ત્યારે તેણે પોતાનો એક દૂત નાલંદ મહાવિહારમાં ઉપાધ્યાય શીલભદ્ર પાસે મોકલ્યો. દૂતની સાથેના પત્રમાં એણે લખ્યુ હતું કે “આપની વિદ્યાપીઠમાં ચીન દેશનો કોઈ શ્રમણ આવ્યો છે અને ત્યાં વિદ્યાપીઠમાંજ રહે છે એમ મેં સાંભળ્યું છે. હું એ શ્રમણનાં દર્શન કરવા ખુબ

ઈંતેજાર છું. તો આપને વિનંતિ કરવાની કે એને મારે ત્યાં મોકલીને મને ઉપકૃત કરશો."

સલાહ : દૂત પત્ર લઈને કુમારરાજા પાસેથી નિકળી નાલંદ તરફ ચાલ્યો અને પેલા જોષિએ જે દિવસ હ્યુએનસંગને કહ્યો હતો, લગભગ તેજ દિવસે પેલો દૂત નાલંદ આવી પહોંચ્યો. શીલભદ્રે પત્ર વાંચ્યો અને સંઘના મુખ્ય અધ્યાપકોને ભેગા કર્યા. એમની આગળ પેલો કાગળ વાંચી સંભળાવ્યો અને હવે શું કરવું: તે વિષે એમનો અભિપ્રાય માગ્યો.

શીલભદ્રે જણાવ્યું, " કુમારરાજાએ હ્યુએનસંગને પોતાને ત્યાં બોલાવ્યો છે. હવે રાજા શીલાદિત્યે ઉડીસા માટે ચાર વિદ્વાનોને શાસ્ત્રાર્થ માટે બોલાવ્યા છે. તેમાં આપણે હ્યુએનસંગને ચૂંટેલો છે. રાજા શીલાદિત્યના આમંત્રણનો પત્ર ક્યારે આવશે તે કહી શકાય એમ નથી. હવે ધારો કે આપણે હ્યુએનસંગને કુમારરાજાને ત્યાં મોકલી આપીએ અને પછી તરત રાજા શીલાદિત્યનો કાગળ આવે તો તે વખતે આપણે શું કરવું ? "

નકારમાં જવાબ: પછી સર્વાનુમતે બધા એવા નિર્ણય પર આવ્યા કે હાલ તરત હ્યુએનસંગને ત્યાં મોકલવો ઠીક નથી. એટલે રાજાના દૂતને શીલભદ્રે લખી આપ્યું કે, " શ્રમણ હ્યુએનસંગ પોતાને સ્વદેશ જેમ બને તેમ જલદી જવા માગે છે. એટલે આપ શ્રીમાનની વિનંતિ સ્વીકારી શકતો નથી."

બીજો પત્ર: દૂત પત્ર લઈને કુમારરાજાને ત્યાં પાછો ગયો. રાજા ભાસ્કરવર્મ્માએ ફરી બીજો પત્ર લખ્યો કે, " ભલે, હ્યુએનસંગ પોતાને દેશ જવામાં ઉતાવળ કરે, પરંતુ કૃપા

કરીને એને થોડા દિવસ મારે ત્યાં મોકલી આપશો, જેથી હું એમનાં દર્શન કરી શકું. એમને હું જેમ બને તેમ જલદી પાછા મોકલી આપીશ. કોઈ પણ જાતનો હઠાગ્રહ કરવામાં નહિ આવે. આપ મારી આ વિનંતિનો સ્વીકાર કરીને એમને ઝટ મોકલી આપશોજી."

શીલભદ્રે આ બીજા પત્રનો પણ એવોજ ઉત્તર લખી મોકલ્યો કે, "શ્રમણ પોતાને દેશ જઈ રહ્યો છે, હવે એ આવી શકે એમ નથી."

ફરજનું ભાન :

બીજીવાર દૂતને એકલો પાછો આવેલો જોઈ કુમારરાજા એકદમ ગુસ્સે થઈ ગયો. અણે ત્રીજીવાર એક દૂત શીલભદ્ર પાસે મોકલ્યો. એની સાથેના પત્રમાં લખ્યું કે, "હું અત્યાર સુધી સંસારસુખમાં રચ્યો પચ્યો હતો. બૌદ્ધધર્મના સિદ્ધાંતો વગેરેની મને કશીજ ખબર નહોતી પરંતુ જ્યારે મેં સાંભળ્યુ ક ચીન દેશથી એક ભિક્ષુ ધર્મજીજ્ઞાસાથી અહીં આવ્યો છે. ત્યારે અચાનક મારા હૃદયમાં એનાં દર્શન કરવાની ઈચ્છા થઈ આવી. કોઈ પૂર્વજન્મનાં પુન્યથી એનાં દર્શનની મને ઈચ્છા થઈ હોય એમ મને લાગે છે. પરંતુ આપ એને અહીં આવવા દેતા નથી.

આ ઉપરથી મને એમ લાગે છે કે તમારો વિચાર સંસારને અંધકારમાં રાખવાનો છે. આપ ધર્મનો પ્રચાર આવી રીતે કરો છો ? આપ, લોકોને મોક્ષમાર્ગનો ઉપદેશ આવો કરશો ? હું આપને ફરી ફરી વિનંતિ કરૂં છું કે એને આ દૂત સાથે મોકલી આપશો. હું એનાં દર્શન કરવાને ખૂબ ઉત્સુક છું.

ધમકી:

જો આ ત્રીજી વખતે મારો દૂત એકલો જ પાછો

કરશે તો સંભવ છે કે મારો ક્રોધ ઉત્તેજિત થશે. અને પછી એ ક્રોધ હાથમાં નહિ રહે, તે વખતે મારાથી શું થઇ જશે તે હું કહી શકતો નથી.

થોડા જ વખત પર રાજા શશાંકે બૌદ્ધધર્મની કેવી ખબર લઇ નાંખી હતી તે તો તમને ખબર જ હશે. એ રાજાએ બોધિવૃક્ષને ખોદી કાઢીને ફેંકી દીધું હતું તે તમે ભૂલી ગયા નહિ હો. તમે એમ ધારો છો કે હું એ પ્રમાણે સામે થવાને અસમર્થ છું ?

જરૂર પડયે હું પણ મારી ચતુરંગી સેનાને સજ્જ કરી શકું છું; અને તે વખતે તમારો નાલંદ વિહાર કયાંયે ધૂળભેગો થઈ જશે. હું જે લખું છું તે સાચું જ લખું છું. માટે પરિણામનો વિચાર કરીને દૂતને પાછો કાઢજો."

દૂત શીલભદ્ર પાસે આવ્યો અને કુમાર રાજાનો પત્ર આપ્યો. શીલભદ્રે પત્ર વાંચી તરત હ્યુએનસંગને બોલાવ્યો. એને કહ્યું, "જાવ, કુમારરાજા તમને જોવા માટે ખૂબ વ્યાકુલ થઈ ગયા છે. એમના રાજ્યમાં હજી બૌદ્ધ ધર્મનો પ્રચાર થયેલો નથી. કદાચ તમારા જ હાથે ત્યાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થશે. માટે ત્યાં જવા તમે તૈયાર થઇ જાવ.

હ્યુએનસંગ ને તૈયાર કર્યો

તમે સંસાર પર ઉપકાર કરવા માટે ભગવાં ધારણ કર્યાં છે. મોટા વૃક્ષનો નાશ કરવા માટે પહેલાં એનાં મૂળ વાઢવાં જોઇએ. પછી ડાળાં પાંખડાં તો એની મેળે આપોઆપ ખરી જશે. તમે ત્યાં જઇને પહેલાં પ્રથમ રાજાના હૃદયનો પલટો કરવાનો પ્રયત્ન કરજો. રાજાએ

જ્યાં બૌદ્ધધર્મનો અંગીકાર કર્યો કે પ્રજા આપોઆપ એ ધર્મ સ્વીકારી લેશે. રાજા સધાયો હોય તો પ્રજામાં ધર્મનો પ્રચાર કરવાની બહુ સુગમતા થશે. આપ જો ત્યાં નહિ જાવ તો આ નાલંદ વિહાર ભયમાં આવી પડે એમ છે. માટે નાલંદ વિદ્યાપીઠની ખાતર આપ થોડું કષ્ટ ઉઠાવો અને આજે ને આજે ત્યાં જવા તૈયાર થઈ જાઓ.”

આજ્ઞા માથે ચડાવી:

હુએનસંગે ઉપાધ્યાય શીલભદ્રની આજ્ઞા માથે ચઢાવી અને વંદન કરીને દૂતની સાથે કામરુપ તરફ ચાલવા માંડયુ. કેટલાય દિવસના પ્રવાસ પછી એ કામરૂપ પહોંચ્યો. એના આવવાના સમાચાર સાંભળી કુમારરાજા પોતાના અમાત્ય, પ્રધાન તથા દરબારીઓ સહીત એને સામો તેડવા ગયો અને ધામધૂમથી એને પોતાના રાજમહેલમાં લઈ આવ્યો. રાજમહેલમાં એને પૂજા સામગ્રી માટે ફૂલ, ધૂપ, ચંદન વગેરે નિયમીત મળે એવી વ્યવસ્થા કરી દીધી.

શિલાદિત્યનું આમંત્રણ

હુએનસંગને ત્યાં રહે રહે લગભગ મહિનો થવા આવ્યો. એટલામાં રાજા શિલાદિત્યને ખબર મળી કે હુએનસંગ કુમારરાજાને ત્યાં લગભગ એક મહિનાથી રહે છે. એટલે એણે તરત પોતાના દૂતને એક પત્ર આપી કુમારરાજાને ત્યાં મોકલ્યો. પત્રમાં લખ્યું હતું કે “આપને ત્યાં ચીનનો જે શ્રમણ હાલમાં રહે છે તેને આ દૂત સાથે મારે ત્યાં મોકલી આપશો.”

દૂત શિલાદિત્યનો પત્ર લઈ કુમારરાજાના દરબારમાં આવી પહોંચ્યો-એણે પત્ર આપતાં આપતાં કહ્યું કે, “રાજા શિલાદિત્ય ચીનના શ્રમણને બોલાવે છે.”

ખેંચતાણ

કુમારરાજાએ દૂતને તરતને તરત જવાબ લખી આપ્યો કે, “જ્યારે મારૂં માથું આપ લઇ લેશો ત્યારે ચીનના શ્રમણને આપ લઈ જઈ શકશો. મારા જીવમાં જીવ છે ત્યાં સુધી તો હું એને તમારે ત્યાં નહિ લઈ જવા દઉં.” દૂત પત્ર લઇને આવ્યો, પાછો રાજા શિલાદિત્યની પાસે.

રાજા શિલાદિત્યે કાગળ વાંચ્યો અને વાંચતાં બરાબર ક્રોધ વ્યાપી ગયો. ‘કુમારરાજાને મારૂં આ પ્રમાણે અપમાન કરવાનું કેમ સૂઝે છે?’ એણે તરત દૂતને લખી આપ્યું કે, “આ દૂત સાથે તમારૂં માથું મોકલી આપશો.”

દૂતે કુમારરાજાને છેલ્લો પત્ર આપ્યો. પત્ર વાંચી કુમારરાજા ગભરાયો. એને ડર લાગ્યો કે રાજા શિલાદિત્ય એના પર ચઢાઇ કરી એને હરાવશે. અટલે એ પોતે જ શિલાદિત્ય રાજા પાસે જવાની તૈયારી કરવા લાગ્યો.

શિલાદિત્ય ના રાજ્ય તરફ:

એણે પોતાની સેનાને તૈયાર થવાનો હુકમ આપ્યો. અને પોતાની સાથે ૨૦,૦૦૦ હાથી લઇ પ્રયાણ શરૂ કર્યું. ગંગા નદીમાં ૩૦,૦૦૦ નૌકાઓ તરતી મૂકી, નદી માર્ગે હ્યુએનસંગને સાથે રાખીને કજુરગિરિ દેશમાં જઇ પહોંચ્યો. રાજા શિલાદિત્ય તે વખતે ઉડીસાથી કજુરગિરિ દેશમાં આવી ગયો હતો. કુમારરાજાએ રાજા શિલાદિત્યના ઉતારાને સામે કિનારે પોતાને માટેનો ઉતારો તૈયાર કરવાનો હુકમ આપી દીધો હતો. રાજા શિલાદિત્યનો ઉતારો ગંગાને કિનારે દક્ષિણ તરફ હતો ત્યારે કુમારરાજાનો ઉતારો ઉત્તર તરફ બનાવવામાં આવ્યો હતો.

## ૫૭

## શિલાદિત્ય રાજા

પછી શુભ દિવસ જોઈને કુમારરાજાએ નદી ઓળંગી અને રાજા શિલાદિત્યના દક્ષિણ કિનારાવાળા ઉતારામાં ખાસ મળવા ગયો. શિલાદિત્ય રાજા કુમારરાજાને જોઈ ખૂબ પ્રસન્ન થયા. એકમેકના કુશળ સમાચાર પૂછયા. પછી રાજા શિલાદિત્યે પૂછયુ, "તમે પેલા ચીનના શ્રમણને કયાં મૂકી આવ્યા છો ?"

કુમારરાજા તથા શિલાદિત્ય નો મેળાપ:

કુમારરાજાએ કહ્યું, "એ મારી સાથે આવ્યો છે અને સામે પાર ઉતારામાં છે." "ત્યારે તમે એને અહીં કેમ તેડતા ન આવ્યા ?" શિલાદિત્યે પૂછ્યુ.

"મહારાજ! જ્યારે આપ શ્રમણને આટલું બધું માન આપો છો અને ધર્મ ઉપર આટલી બધી શ્રદ્ધા દેખાડો છો, તો પછી આપે એ શ્રમણને પહેલાં આમંત્રણ આપવું જોઈએ."

"રાજા શિલાદિત્યે કહ્યું, "ભલે આપ આપના ઉતારે પાછા જાઓ અને આરામ લ્યો. હું આવતી કાલે જાતે જ એ શ્રમણને તેડવા આવીશ."

કુમારરાજાએ પોતાના પડાવમાં આવી હ્યુએનસંગને

વાત કરી કે આવતી કાલે રાજા શિલાદિત્ય તમને તેડવા આવશે. જો કે એમણે આવતી કાલે આવવાનું કહ્યું છે, છતાં મને લાગે છે કે એમને આજે ચેન પડવાનું નથી. અને કદાચ આજ રાત્રે જ અહીં આવી પહોંચશે. આવતી કાલ સુધી ધીરજ રાખી શકશે નહિ માટે એમના સ્વાગતની તૈયારી હમણાં જ કરી રાખવી પડશે.

પરંતુ આપ આપના સ્થાન ઉપર જ બેસી રહેજો. ત્યાંથી ઉઠવાની કંઇ જ જરૂર નથી." હ્યુએનસંગે કહ્યું, "વિનય અનુસારી મારી રીતભાત હું રાખીશ. રીતભાત વિરૂદ્ધ હું મારૂં વર્તન રાખીશ નહિ."

અધીરો શિલાદિત્ય : એક પહોર રાત પણ વીતી નહોતી એટલામાં દૂતે આવી સંદેશો કહ્યો, "નદીમાં હજારો મશાલો સળગતી દેખાય છે અને દુંદુભિના અવાજ સંભળાઈ રહ્યા છે. એમ લાગે છે, કે રાજા શિલાદિત્ય આ તરફ આવી રહ્યા છે."

કુમારરાજાએ પોતાના મશાલચીઓને તૈયાર થવા હુકમ આપ્યો. પછી પ્રધાન તથા દરબારીઓ વગેરેને લઈ નદી કિનારે રાજા શિલાદિત્યની રાહ જોઇને એ ઉભો. ત્યાંથી શિલાદિત્યને આદરમાન દઇને પોતાના પડાવમાં જ્યાં હ્યુએનસંગ હતો ત્યાં લઈ આવ્યો.

પૂજ્યભાવ : શિલાદિત્યે પહેલાં તો હ્યુએનસંગના ચરણસ્પર્શ કર્યા. પછી પુષ્પો ચડાવ્યાં અને શ્લોકોથી એની સ્તુતિ કરી. પછી રાજાએ પૂછ્યું, "મેં આપને કેટલીયે વાર દર્શન માટે તેડાવ્યા પણ આપે મારા પર આટલા દિવસ કેમ કૃપા ન કરી?"

હ્યુએનસંગે કહ્યું, "હું અહીં બુદ્ધભગવાનનાં વચનામૃતોની શોધ કરવા આવ્યો છું. તથા યોગાચાર ભૂમિ શાસ્ત્રનો અભ્યાસ કરવા આવ્યો છું. આપે જ્યારે મને બોલાવવાં પત્ર મોકલ્યો તે વખતે હું યોગાચાર ભૂમિ શાસ્ત્રનું અધ્યયન કરી રહ્યો હતો. એટલે એ છોડીને મારાથી આપના દરબારમાં આવી શકાયું નહિ."

ચીનના રાજાનું વર્ણન :

શિલાદિત્યે પૂછ્યું, "મેં સાંભળ્યું છે કે આપના દેશમાં એક એવો પ્રખ્યાત પ્રજાવત્સલ રાજા છે કે જેના ગુણાનુવાદ લોકો નૃત્ય અને વાજીંત્રો સાથે ગાયા કરે છે. એ રાજા કોણ છે? કૃપા કરીને એનું કંઇક વર્ણન આપ સંભળાવો."

હ્યુએનસંગે કહ્યું, "અમારા દેશમાં એવો રિવાજ છે કે જ્યારે કોઈ મહાપુરુષનો જન્મ થાય, અને એ મહાપુરુષ સજ્જનોની રક્ષા કરે તથા દુષ્ટોને શિક્ષા કરે, અને પ્રજાનું બરાબર પાલન કરે, ત્યારે લોકો એની કીર્તિનાં ગીતો તૈયાર કરે છે. પછી એ ગીતો પહેલવહેલાં નાના પ્રકારનાં વાજીંત્રો સાથે મંદિરમાં ગાય છે, અને ત્યાંથી જુદા જુદા ગામોમાં એ ગીતોનો ગવાતાં ગવાતાં પ્રચાર થાય છે.

અરાજકતા :

જે રાજાના સંબંધમાં આપે ગીતો વિષે પૂછ્યુ, એ રાજા હાલમાં જ ચીનમાં સમ્રાટ તરીકે રાજ્ય કરે છે. એમના ગાદીએ આવતા પહેલાં આખા ચીન દેશમાં ઠેર ઠેર બળવો જાગ્યો હતો. આખા દેશમાં કોઇ રાજા નહોતો. ચારે બાજુ લૂંટફાટ અને ધાડો પડતી હતી. ખેતરોમાં અને નદિઓને કિનારે કેટલાંયે મુડદાં સડ્યા કરતાં, જ્યાં ત્યાં લોહીની નીકો વહેતી માલમ પડતી હતી.

તેવા અંધાધૂંધીના વખતમાં કુમાર તાહસુંગે હથિયાર ધારણ કર્યાં. ધાડપાડુઓને પકડીને બરાબર શિક્ષા કરી, દુષ્ટોનું દમન કર્યું અને આખા દેશમાં શાંતિ સ્થાપી. પ્રજાનું દરેક જાતનું દુઃખ નિવારણ કરી સુખ આપ્યું. એટલે પ્રજા એનાં યશનાં ગાન ગાઇ રહી છે."

શિલાદિત્યે કહ્યું, "ઇશ્વર જ્યારે ખૂબ પ્રસન્ન થાય છે ત્યારે એ કોઇને કોઇ દેશમાં એવો પ્રજાપાલક રાજા ઉત્પન્ન કરે છે. ધન્ય છે એ દેશને અને ધન્ય છે એવા મહિપાલને."

આમંત્રણ આપી આવ્યો : પછી રાજાએ હ્યુએનસંગને કહ્યું, "હવે હું આપની રજા માગું છું. આવતી કાલે મારે ત્યાં પધારવાનું હું આપને આમંત્રણ આપું છું. કાલે મારો દૂત આપને તેડવા આવશે તે વખતે કૃપા કરીને આપ મારે ત્યાં પધારી મને પાવન કરશો." પછી શિલાદિત્યે હ્યુએનસંગને પ્રણામ કર્યા અને ત્યાંથી રજા લીધી. પછી પોતાના સાથીઓ સાથે ગંગાપાર કરીને પોતાના મંડપમાં પાછો ગયો.

સ્વાગતઃ બીજે દિવસે સવાર થતાં જ રાજા શિલાદિત્યનો દૂત કુમારરાજાના મંડપમાં આવી પહોંચ્યો, અને હ્યુએનસંગને તેડીને પોતાના દરબારીઓ સહીત શિલાદિત્યના મંડપમાં હાજર થયો. હ્યુએનસંગને આવતો જોઇને, રાજા શિલાદિત્ય પોતાના વીસ હજુરીઆ સાથે પોતાના ખંડમાંથી બહાર આવ્યો અને હ્યુએનસંગને માન સહીત તેડીને એક આસન પર બેસાડયો.

પછી જમવાનો વખત થયો. જુદી જુદી જાતની

વાનીઓ સઉની આગળ પીરસાઈ ગઇ. જમતી વખતે બહાર જુદી જુદી જાતનાં વાજાં વાગતાં હતાં. ભોજન પૂરૂં થઇ ગયા પછી રાજાએ હ્યુએનસંગ સાથે વાતો કરવા માંડી. એણે કહ્યું, "મેં સાંભળ્યું છે કે આપે એક એવું પુસ્તક લખ્યું છે કે જેમાં બધા જ જુઠ્ઠા સિદ્ધાંતોનું ખંડન કરવામાં આવ્યુ છે, એ શું ખરી વાત છે?"

હ્યુએનસંગે એ પુસ્તક પોતાની પાસેથી કાઢીને રાજાને આપ્યું અને કહ્યું, 'આને આપ જોઇ જજો.'

રાજા વખાણ કરે છે:

રાજાએ પુસ્તક હાથમાં લીધું અને થોડાં પાનાં ઉથલાવી ગયા. પછી પોતાના અનુચરો આગળ રાજાએ બોલવા માંડયુ, "સૂર્યનો ઉદય થતા બરોબર ચંદ્ર અને તારાનો પ્રકાશ ઝાંખો થઇ જાય છે. વરસાદની ગર્જના આગળ હથોડીના ફટકાનો અવાજ દબાઇ જાય છે. આપે જે સિદ્ધાંતોનું મંડન કર્યું હોય તેનું ખંડન કોણ કરી શકે એમ છે? આપના પ્રવચનના મુદ્દાની વિરૂદ્ધ શું કોઈ કહેવાને શક્તિમાન છે ખરૂં?

મહાસ્થવિર દેવસેન કહ્યા કરતા કે, મોટા મોટા વિદ્વાનો કરતાં પણ દરેકે દરેક શાસ્ત્રના અર્થ હું સારી રીતે સમજાવી શકું છું. મેં એકે એક વિદ્યાનો અભ્યાસ કર્યો છે. છતાં હુ મહાયાનના સિદ્ધાન્તોની વિરૂદ્ધ છું. એવા મોટા વિદ્વાને પણ જ્યારે આપના આગમનના સમાચાર જાણ્યા ત્યારે ખાસ આપનાં દર્શન માટે એ વૈશાલી ગયા હતા. એટલા પરથી જ આપણે કહી શકીએ કે આપની સાથે કયો ભિક્ષુ ચર્ચામાં ઉતરી શકશે."

આ બધી વાતો થતી હતી તે વખતે રાજા શિલાદિત્યની વિધવા બહેન પડદા પાછળ બેઠી હતી અને બધી

વાતો સાંભળતી હતી. એ સમ્મતીય નિકાયની ઉપાસિકા હતી એને જ્યારે ખબર પડી કે હ્યુએનસંગે પોતાના પુસ્તકમાં હીનયાનનું ખંડન અને મહાયાનનું મંડન કર્યું છે ત્યારે તે બહુ ખુશ થઇ.

પરિષદ ભરવી · પછી રાજાએ હ્યુએનસંગને કહ્યું, "આપે આપના પુસ્તકમાં દાખલ દલીલો અને પુરાવા આપીને હીનયાનનું ખંડન કર્યું છે, એમાં જરાકે સંદેહ નથી એમ હું પણ બરાબર માની લઉં છું. છતાં હીનયાનના અને બીજા સંપ્રદાયના કેટલાયે વિદ્વાનો એને માનવાની આનાકાની કરશે. તેથી મારો અભિપ્રાય એમ થાય છે, કે કાન્યકુબ્જમાં એક સર્વધર્મના અનુયાયીઓ અને વિદ્વાનોની પરિષદ બોલાવવી. એમાં પાંચે ખંડના વિદ્વાન શ્રમણો અને બ્રાહ્મણોને આમંત્રણ આપવાં. એ પરિષદમાં આપે મહાયાનનું મંડન અને હીનયાનનું ખંડન કરીને આપની વિદ્વત્તાનો બરાબર પરિચય કરાવી આપવો."

પરિષદનું કહેણઃ હ્યુએનસંગે એ વાત કબૂલ રાખી. રાજાએ ભારતવર્ષના દેશે દેશમાં પોતાના દૂતો મોકલી દરેક જગાના વિદ્વાનોને આમંત્રણ મોકલ્યાં. રાજાઓને ત્યાં પણ ખબર કહેવરાવી કે, "અમુક તિથિએ કાન્યકુબ્જમાં પરિષદ ભરાશે. આપ આપના રાજ્યના સમસ્ત શ્રમણો અને બ્રાહ્મણો સહીત ત્યાં પધારવા કૃપા કરશો."

વિદ્વાનોને એમ કહેવરાવ્યું કે, "ચીનના એક પરિવ્રાજકે મહાયાનનું મંડન અને હીનયાનનું ખંડન કરતો એક ગ્રંથ લખ્યો છે, એ ગ્રંથ પર પરિષદમાં ચર્ચા કરવામાં આવશે. માટે આપ ચર્ચા કરવા તૈયાર થઇને આવજો અને એ શ્રમણ સાથે શાસ્ત્રાર્થ કરજો."

# ૫૮

## કાન્યકુબ્જની પરિષદ

પરિષદ મંડપ : રાજા શિલાદિત્યે પહેલેથી માણસ મોકલીને કાન્યકુબ્જમાં પરિષદ માટેના મંડપની તૈયારી કરાવી હતી. એણે હુકમ કર્યો હતો કે, "પહેલાં બે છાપરાંવાળા બે મંડપ તૈયાર કરવા. એક મંડપ શ્રમણો અને બ્રાહ્મણોની પરિષદ માટે અને બીજો ભગવાનની મૂર્તિને માટે. પરિષદના મંડપમાં ઓછામાં ઓછા ૧૦૦૦ માણસો બેસી શકે એવી વ્યવસ્થા કરવી. ત્રીજો એક મંડપ અને બીજી નાની ઝુંપડીઓ બાંધવી. ત્રીજો મંડપ બીજા રાજાઓ અને આમંત્રિત અતિથિયો માટે બાંધવો અને ઝુંપડીઓ સામાન્ય માણસના ઉતારા તરીકે ચાલે એવી બાંધવી."

ગંગા પ્રવાસ : રાજા શિલાદિત્ય કજુગિરિથી કુમારરાજા અને હ્યુએન-સંગને સાથે લઇને કાન્યકુબ્જ તરફ રવાના થયો. શિયાળો બેસવાની શરૂઆત થઇ ચુકી હતી. શિલાદિત્યનું નાવ ગંગાને દક્ષિણ તરફને કિનારે ચાલતું અને કુમાર રાજાનું નાવ ઉત્તર તરફને કિનારે કિનારે ચાલતું હતું. વચ્ચેના પ્રવાહમાં બન્ને રાજાના રસાલાનાં વહાણ રસ્તો કાપતાં હતાં. આગળ દુંદુભિ અને બીજાં વાજાં વાગતાં હતાં. એ પ્રમાણે પ્રવાસ કરતે કરતે ત્રણ મહિને એ લોકો વસંત

ઋતુની શરૂઆતમાં કાન્યકુબ્જ નગરમાં આવી પહોંચ્યા. ત્યાં ગંગાને દક્ષિણ તરફને કિનારે તૈયાર થયેલા મંડપમાં બધાએ પડાવ નાંખ્યો.

પ્રતિનિધીઓ : આ પરિષદ માટે ખાસ જુદા જુદા દેશના અરાડથી વીસ રાજાઓ આવી પહોંચ્યા હતા. મહાયાન અને હીનયાનના અનુયાયી ૩૦૦૦ શ્રમણો આવ્યા હતા. બૌદ્ધ ભિક્ષુઓ સિવાય ૩૦૦૦ બ્રાહ્મણો અને નિર્ગ્રંથપતિ તથા ૧૦૦૦ શ્રમણો નાલંદથી પધાર્યા હતા.

હાજર રહેલા દરેક જણ મહાસમર્થ વિદ્વાન હતા; અને દરેકે દરેક શાસ્ત્રમાં પારંગત હતા. એ બધા હ્યુએનસંગના ગ્રંથ પર વિવેચન કરવાના આમંત્રણનો સ્વીકાર કરી આવી પહોંચ્યા હતા. એમની સાથે હાથી, રથ, પાલખી વગેરે વાહનો અને શિષ્યોનાં ઝુંડનાં ઝુંડ હતાં. પડાવ આગળ જાણે માનવસાગર ઉલટયો હોય એવું દૃશ્ય દેખાતું હતું.

સોનાની મૂર્તિ ઢળાવી : મુખ્ય મંડપો તૈયાર થઈ ગયા હતા. પરિષદનો મંડપ ખૂબ મોટો હતો. રાજા શિલાદિત્યનો ઉતારો મુખ્ય મંડપની પશ્ચિમે એક ઉંચી જગા પર હતો. ત્યાં રાજાએ કારીગરોને બોલાવ્યા અને ભગવાન બુદ્ધદેવની એક સોનાની સુન્દર મૂર્તિ ઢળાવી. જ્યારે મૂર્તિ તૈયાર થઈ ગઈ ત્યારે ઉત્સવ કરવાનો દિવસ નક્કી કરવામાં આવ્યો.

મૂર્તિનો એક સરસ વરઘોડો કાઢવામાં આવ્યો. સોના ચાંદીની અંબાડીવાળા હાથીઓ શણગારવામાં આવ્યા. જે હાથીને ખૂબ શણગારવામાં આવ્યો હતો તે હાથી ઉપર ભગવાન બુદ્ધદેવની પ્રતીમા પધરાવવામાં આવી.

પછી રાજા શિલાદિત્ય અને કુમારરાજા સરસ પોષાક તથા મુગટ વગેરે આભુષણો પહેરી પોત પોતાના હાથી પર બેઠા. રાજા શિલાદિત્યના હાથમાં સફેદ ચંમર અને કુમારરાજાના હાથમાં રત્નજડિત છત્ર હતું.

દેવનો વરઘોડો:

બીજા બે હાથી ઉપર પૂજાનો સામાન, ફુલ, રત્ન, મણિ વગેરે લાદવામાં આવ્યું. હુએનસંગને એક બીજા હાથી પર મહાઅમાત્યની સાથે બેસાડવામાં આવ્યો. પછી બાકીના રાજકર્મચારીઓ, આમંત્રિત રાજમંડળ, પ્રખ્યાત શ્રમણો અને બ્રાહ્મણો વગેરેને યોગ્ય હાથીઓ પર બેસાડવામાં આવ્યા. જ્યારે સૌ કોઈ સ્વાર થઈ ગયું ત્યારે વરઘોડો બુદ્ધભગવાનની મૂર્તિ માટેના મંડપ તરફ ચાલવા લાગ્યો.

સૌથી આગળ ભગવાન બુદ્ધદેવનો હાથી હતો. એની જમણી બાજુએ રાજા શિલાદિત્યનો અને ડાબી બાજુએ કુમારરાજાનો હાથી હતો. એમની બાજુમાં ફુલની ભરેલી અંબાડીવાળા હાથીઓ હતા. પાછળ હુએનસંગ અને બીજા અમાત્યોના હાથીઓ હતા. એમની પાછળ જમણી બાજુએ ત્રણસો અને ડાબી બાજુએ ત્રણસો એમ બે લાઈનમાં હાથીઓ ચાલતા હતા. એ હાથીઓ ઉપર દેશ દેશના રાજા મહારાજા, રાજકર્મચારી, શ્રમણ, બ્રાહ્મણ વગેરે હતા.

વરઘોડાની ગોઠવણી:

વરઘોડો સવારમાં કાઢવામાં આવ્યો હતો. આગળ વાજાં વાગતાં હતાં અને ડંકા નિશાન અને ધજાઓ ફરકતી હતી. રાજા શિલાદિત્ય અને કુમારરાજા ફુલો, રત્નો વગેરે ઉછાળતા અને લૂંટાવતા હતા.

જ્યારે વરઘોડો મંડપ આગળ આવ્યો ત્યારે સૌ પોતપોતાના વાહન પરથી નીચે ઉતરી ગયા. ભગવાનની મૂર્તિને ઉચકીને મંડપમાં લઈ ગયા. ત્યાં મંડપમાં રાજા શિલાદિત્યે સુગન્ધિત જળથી મૂર્તિને સ્નાન કરાવ્યું. પછી મૂર્તિને રત્નજડિત સિંહાસન પર પધરાવી તથા એની વિધી પુરઃસર પૂજા કરી.

**ખાસ માણસો મંડપમાં:** પછીથી રાજા શિલાદિત્યે દેશદેશના રાજાઓને, એક હજાર ચૂંટી કાઢેલા શ્રમણોને, ૫૦૦ બ્રાહ્મણો, અને નિર્ગ્રંથાદિ સંપ્રદાયવાળાના મુખ્ય માણસોને તથા ૨૦૦ જુદા જુદા રાજ્યના મુખ્ય અધિકારીઓને મંડપમાં આવવાનું આમંત્રણ આપ્યું. બાકીના લોકોને બહાર બેસવાની આજ્ઞા કરી.

**જમણ:** જ્યારે અંદર તથા બહાર બધા લોકો પોતપોતાની જગાએ બેસી ગયા ત્યારે બધાને માટે પકવાન્નનાં ભોજન પીરસાયાં. એમાં જુદી જુદી પુષ્કળ વાનીઓ પીરસવામાં આવી. પછીથી રાજા શિલાદિત્યે સૌને જમવાનું કહ્યું.

**ભેટ:** બધા જમી રહ્યા પછી રાજાએ ભગવાનની મૂર્તિને ભેટ ધરી ભેટમાં એક સોનાની થાળી, એક સોનાનો વાડકો, સાત ઝાંઝર, એક સોનાનો દંડ, ત્રણ હજાર સુવર્ણમુદ્રા તથા ત્રણ હજાર કાર્પાસવસ્ત્રનાં થાન એટલું હતું. રાજાની ભેટ થઇ ગયા પછી હ્યુએનસંગ વગેરે અગ્રગણ્ય શ્રમણોએ યથાશક્તિ ભેટ ધરી.

**પરિષદ મંડપમાં:** બધાની ભેટ ધરવાની વિધી થઈ ગઈ એટલે રાજા શિલાદિત્યે પરિષદના મંડપમાં એક મોટું સિંહાસન

પીરસાયુ. સૌ જમ્યા અને પરિષદ મંડપમાં પોતપોતાની જગાએ આવી બેસી ગયા.

બીજે દિવસ : પહેલા દિવસની માફક પરિષદમાં ઠેઠ રાત પડતાં સુધી કામ ચાલ્યુ. રાત્રે બધા પોતપોતાને ઉતારે પાછા આવ્યા અને સુઇ ગયા. એ પ્રમાણે પરિષદનું કામકાજ લાગટ પાંચ દિવસ સુધી ચાલ્યું. સાથે સાથે વરઘોડા, પૂજા, વગેરે થતુંજ હતું.

પાંચ દિવસ સુધી હ્યુએનસંગનો કોઈએ વિરોધ કર્યો નહિ. પરંતુ છેલ્લે દિવસે રાજા શિલાદિત્યને કાને વાત આવી કે હીનયાનના કેટલાક દુષ્ટ અનુયાયીઓએ હ્યુએનસંગને મારી નાંખવાને કાવત્રું રચ્યું છે. એટલે ભર સભામાં રાજાએ એક ભાષણ આપ્યું.

રાજાનું ભાષણ : "પ્રાચીન કાળથીજ ચાલતું આવ્યુ છે કે અજ્ઞાન હંમેશાં જ્ઞાનને દૂર કરવાનો પ્રયત્ન કરે છે. પાખંડી લોકો હંમેશાં એમ માને છે કે અમારૂં પાખંડ પકડાય નહિં પણ લોકો અમારા પાખંડના પંજામાં સપડાઈ જાય, જો સંસારમાં મહાત્મા પુરુષોનો અવતાર ન થતો હોય તો લોકોને અંધકારમાંથી કોણ બચાવત ?

ઉપાધ્યાય હ્યુએનસંગ અહીં પરિષદમાં લોકોના ભ્રમનો નાશ કરવા તથા ધર્મના સાચા સ્વરૂપને સમજાવવાને આવ્યા છે. જેથી લોકો ધર્મને નામે થતા જુઠા પાખંડમાં ફસાઈ પડે નહિં. પાખંડી લોકો પોતાના સિદ્ધાન્તોમાં સમાયલી સાચ જુઠનો વિચાર કરવાનો પ્રયત્નજ કરતા નથી. તેમ, સામે મોંઢ આવી પોતાની શંકાઓ વિષે વાદવિવાદ પણ કરતા નથી.

વળી મારે કાને વાત આવી છે કે કેટલાક વિપ્રસ તોપી માણુમોએ હુએનસંગનો પ્રાણ લેવાનુ કાવત્રું રચ્યું છે. આ વાત સાંભળીને ઘણાને બહુ ખોટું લાગ્યું છે તો હું અહીં જાહેર કરૂં છું કે જે કોઇ એના શરીરને હાથ સરખો અડકાડવા પ્રયત્ન કરશે તેને દેહાન્ત દંડની સજા કરવામાં આવશે. જે એની નિન્દા કરશે તેની જીભ કાપી લેવામાં આવશે.

રાજાએ લીધેલો પક્ષ :

આ હુકમ સાભળી મનુષ્યોએ ગભરાવાની જરૂર નથી. એ લોકો ખુશીની સાથે પોતાની શંકાઓનાં સમાધાન એની પાસે આવી કરાવી શકશે., તેમ પોતાના વિચારો વિષે વાદવિવાદ પણ કરી શકશે."

ખુદ રાજાનો પડકાર સાંભળી કાવત્રું રચનારા પાખંડી લોકો બીન્યા અને ત્યાંથી ન્હાસી ગયા. પછી પરિષદ એકંદર અરાડ દિવસ સુધી ચાલી, છતા શાસ્રાર્થ માટે કોઈ પણ સામે આવ્યું નહિં. અરાડે દિવસ પેલો વરઘોડાનો, પૂજાનો ભોજનનો વગેરે કાર્યક્રમ ચાલુજ હતો.

અરાડ દિવસનો કાર્યક્રમ :

ઓગણીસમે દિવસે હુએનસંગે ફરીથી મહાયાનના સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું. પછી ભગવાન બુદ્ધદેવની સ્તુતિપાઠ વગેરે કર્યું અને છેવટે પોતાનું પ્રવચન સમાપ્ત કર્યું. એનું પ્રવચન સાભળી ઘણા હીનયાનના અનુયાયીઓએ હીનયાન ત્યાગ કર્યો અને મહાયાનનો સિદ્ધાત સ્વીકાર્યો.

શિલાદિત્ય રાજાએ હુએનસંગના ચરણ આગળ દસ હજાર સુવર્ણમુદ્રા, ત્રીસ હજાર રૂપિયા, અને બારિકમાં બારિક કાર્પાસના કષાયવસ્ત્રના નો તાકા ધર્યા. પછી બીજા

પારિતોષિક

રાજાઓએ હીરા, મોતી, માણેક વગેરે ઝવેરાત ભેટ ધર્યું. હ્યુએનસંગે આ બધી ભેટો સ્વીકારવાની વિનયથી ના પાડી.

પ્રાચીન પ્રથા : પરંતુ રાજા શિલાદિત્યે એ સ્વીકારવાનો ખૂબ આગ્રહ કર્યો. એણે કહ્યું, "અમારા દેશમાં એવો રિવાજ છે કે, જ્યારે કોઈ વિદ્વાન સભામાં જીતે ત્યારે લોકો એને યથાશક્તિ ભેટ આપે અને હાથી પર બેસાડી વાજતે ગાજતે એની સવારી કાઢવામાં આવે. આ પ્રથા તો ઘણા પ્રાચીનકાળથી ચાલતી આવી છે.

જો આપે ભેટ ન સ્વીકારવાનો નિશ્ચયજ કર્યો હોય તો પણ સવારી કાઢવાની સમ્મતીતો આપવી પડશે. હ્યુએનસંગે એની પણ ના કહી, કે હું એવી જાતની ખ્યાતીનો ભૂખ્યો નથી. પરંતુ રાજા શિલાદિત્યે એનો હાથ ઝાલીને બળે બળે હાથીની અંબાડીમાં એને બેસાડયો.

સ્વારીમાં નેકી : આગળ નિશાન, ડંકા અને દુંદુભી વાગતાં હતાં. એની પાછળ એકનેકી પોકારનાર હતો. તે પોકાર કરતો હતો કે, "ઉપાધ્યાય હ્યુએનસંગે અઢાર દિવસ સુધી મહાયાનના સિદ્ધાન્તોનું મંડન અને વિરુદ્ધ સિદ્ધાન્તોનું ખંડન કર્યું છે. એની સામે કોઈ પણ વિપક્ષી વાદવિવાદ કરવાનું સાહસ કરી શક્યો નથી."

બહુમાન : આ પ્રમાણે આખા શહેરમાં હ્યુએનસંગને વાજતે ગાજતે ફેરવવામાં આવ્યો. એનાં દર્શન કરીને લોકોનો આનંદ માતો નહતો. પછી જુદી જુદી વિદ્વાન મંડળીની સંસ્થાઓએ એને જુદી જુદી ઉપાધિયો (ડીગ્રીઓ) આપી એમનું બહુમાન કર્યું. ઘણા લોકોએ એની ફુલધૂપ વગેરેથી પૂજા કરી અને સૌ પોતપોતાને ગામ વેરાઈ ગયા.

કાસ્મીરમાં શાન્તિ : રાજ્યમાં શાંતિ સ્થાપી, શ્રમણોને પાછા બોલાવ્યા અને સંઘારામોનો જીર્ણોદ્ધાર કરાવી આપ્યો. ન્હાસી ગયેલા ભિક્ષુઓને જ્યારે ખબર પડી કે કાશ્મીરમાં પાછું શાન્તિનું સામ્રાજ્ય સ્થપાયુ છે ત્યારે એ લેકો પાછા કાસ્મીર આવવા લાગ્યા.

તેજ વખતમાં કાશ્મીરથી નાઠેલો એક ભિક્ષુ ભારતવર્ષમાં તીર્થયાત્રા કરતો હતો. તે પણ કાશ્મીર આવવા પાછો ફરતો હતો. એના રસ્તામાં એક ઘાડુ જંગલ આવ્યું. એમાં થઈને એ આવતો હતો એટલામાં સામેથી જંગલી હાથીઓનું એક ટોળું એણે આવતું જોયુ.

ભિક્ષુને ઝાડ પરથી ઉતાર્યો : ટોળાને જોઈને એ ગભરાયો અને એક ઝાડ પર ચઢી ગયો. હાથીઓએ એને ચઢતાં જોયો. એટલે પહેલાં તો બધા હાથીઓએ પોતાની સુંઢમાં પાણી ભરી આણી એ ઝાડના મૂળમાં નાખ્યુ. પછીથી પોતાના દંતુશળથી મૂળ આગળની ભીની થયેલી જમીન ખોદી નાંખી. પછી ઝાડને જે ધક્કો માર્યો કે ઝાડ જમીન પર તૂટી પડયુ. સાથે પેલો ભિક્ષુ પણ જમીન પર પડયો.

હાથીની મંશા : પછી ભિક્ષુને સુંઢથી ઉચકીને એક હાથીની પીઠ પર બેસાડી દીધો અને એને જંગલની મધ્યમાં લઈ ગયા. ત્યાં ભિક્ષુએ જોયુ કે એક હાથીને ખૂબ વાગ્યુ હતું અને એની પીડાને લઈને હાથી બૂમો પાડતો જમીન પર પડી રહ્યો હતો. એક હાથીએ સુંઢથી ભિક્ષુનો હાથ પકડી પેલા હાથીનો ઘા બતલાવ્યો.

ભિક્ષુએ જોયુ કે એ ઘામાં એક વાંસનું છોડિયુ ભરાઈ ગયુ હતું. ભિક્ષુએ એ છોડિયુ ખેંચી કાઢયુ. ઘાને બરાબર

ધોઈને સાફ કર્યાં અને પોતાના કષાય વસ્ત્રને ફાડીને એની પટ્ટીઓ કરીને બાંધી દીધી. હાથીને આરામ લાગ્યો.

**સોનાની પેટી:**

એટલે બીજે દિવસે હાથીના ટોળાએ જંગલમાંથી કેટલાંક ફળ તોડી આણ્યાં અને ભિક્ષુ આગળ ઢગલો કર્યો. ભિક્ષુએ એ ફળો ખાઈ પોતાની ભૂખ મટાડી. પછી એક હાથીએ એક સોનાની પેટી લાવીને પેલા રોગી હાથીને આપી. રોગી હાથીએ, એ પેટી ભિક્ષુને અર્પણ કરી. ભિક્ષુએ એ પેટી લઈ લીધી. પછી હાથીઓ જે પ્રમાણે એને જંગલ બહારથી લઈ આવ્યા હતા તે પ્રમાણે એને જંગલ બહાર પાછો મૂકી આવ્યા.

પછી શ્રમણે પેટી ઉઘાડીને જોયુ તો એમાં ભગવાન બુદ્ધદેવનો દાંત હતો. પછી પેટી લઈને એ શ્રમણ ભારતની પશ્ચિમ સીમા તરફના દેશમાં પહોંચ્યો. ત્યાંથી હોડીમાં બેસીને એક નદી ઓળંગતો હતો. એટલામાં જ્યાં હોડી વચ્ચે વચ આવી કે એકદમ મોટું વાવાઝોડું થયું. પાણીનાં મોજાં ઉંચે સુધી ઉડવા લાગ્યાં અને પાણીમાં મોટું તોફાન થયું. હોડી હાલમડોલમ થઈ અને હમણાં ડુબી જશે એમ લાગ્યું. અંદર બેઠેલા ઉતારૂઓ ગભરાઈ ગયા.

**બુદ્ધ ભગવાનની વસ્તુ:**

પછી બધા લોકો કહેવા લાગ્યા, જરૂર આ શ્રમણ પાસે બુદ્ધભગવાનની ગમે તે કોઈ વસ્તુ હોવી જોઈએ. એને લીધેજ આ બધું તોફાન થયું લાગે છે. પછી વહાણના મુખ્ય ખલાસીએ શ્રમણનો ઝડતી લીધી, તો એની પોટલીમાંથી પેલા દાંતવાળી પેટી મળી આવી. પછી શ્રમણે પેટી હાથમાં લીધી અને આંખો મીંચી નાગદેવની સ્તુતિ કરી.

**નાગને અનામત:**

નાગને એણે કહ્યું, 'હું આ પેટી આપને અનામત

રાખવા આપું છું. હું જ્યારે પાછી માગું ત્યારે આપ પાછી આપજો' એમ કહી નદીમાં ફેંકી દીધી.

પેટી નદીમાં પડી કે ઉત્પાત શાન્ત થવા માંડયો. પવન બંધ થઈ ગયો. પાણીનાં મોજાં ઉછળતાં બંધ થઈ ગયાં અને નાવ સડસડાટ ચાલવા લાગ્યું. જે કિનારેથી આ હોડી નીકળી હતી તે કિનારા તરફ જતી એક બીજી હોડી સામી મળી. પેલો સાધુ એ હોડીમાં બેસી ગયો અને નદી પાર કરવાને બદલે જ્યાંથી નિકળ્યો હતો ત્યાં જ પાછો આવી ગયો.

કાશ્મીર લઈ જઈ પ્રતિષ્ઠા કરી: ત્યાંથી પાછો ભારતવર્ષ ગયો અને ત્યાં ત્રણ વર્ષ સુધી મંત્રશાસ્ત્રનો અભ્યાસ કર્યો. મંત્રશાસ્ત્રમાં પારંગત થઈ પાછો એ પેલી નદી પર આવી પહોંચ્યો. એને કિનારે એણે એક વેદી બનાવી અને નાગનો મંત્ર સાધવા માંડ્યો. પ્રયોગ પૂરો થયો કે તરત નદીમાંથી એક નાગ બહાર નીકળ્યો અને જે પેટી ભિક્ષુએ અંદર નાંખી હતી તેજ પેટી લાવી પેલા ભિક્ષુ આગળ મુકી દીધી. એ પેટી લઈને ભિક્ષુ કાશ્મીર ગયો. અને ત્યાંના સંઘારામના એક વિહારમાં પેલા બુદ્ધ ભગવાનના દાંતની પ્રતીષ્ઠા કરી.

પછી ધીમે ધીમે રાજા શિલાદિત્યને કાને વાત પહોંચી કે કાશ્મીરના એક સંઘારામમાં ભગવાન બુદ્ધદેવનો દાંત છે. એટલે એ પોતે એ દાંત જોવા કાશ્મીર ગયો. ત્યાં સંઘારામના શાસકને એ દાંતનાં દર્શન અને પૂજા કરવા દેવાની વિનંતિ કરી. શાસકે દર્શન પૂજા વગેરે કરાવવાની હા કહી. પરંતુ સંઘારામના ભિક્ષુસંઘે એ દાંત કઈંક સંતાડી દીધો અને કહ્યું અહીં વળી દાંત છે જ ક્યાં ?

ભિક્ષુસંઘનું આ કામ શાસકને પસંદ પડયું નહિ. એને થયું કદાચ રાજા ગુસ્સે થઈ જશે અને ચડાઈ કરી આ સંઘારામને ખેદાન મેદાન કરી મૂકશે તો શું કરીશું ? એટલે એણે સંઘારામની જમીન ખોદાવવા માંડી, તો એમાંથી પેલો દાંત જડી આવ્યો.

કાશ્મીરથી કાન્યકુબ્જ :

શાસકે એ દાંત રાજા શિલાદિત્યને આપી દીધો. રાજા એ દાંત મેળવીને ખુશ ખુશ થઈ ગયા અને કાન્યકુબ્જ આવી ત્યાંની નજીકના સંઘારામમાં એની પ્રતિષ્ઠા કરી."

## ૬૦

## પ્રયાગમાં મહાપરિત્યાગ પર્વ

પરિષદ સમાપ્ત થઈ એટલે હુએનસંગ, શિલાદિત્યરાજા પાસે વિદાય માગવા ગયો. ત્યારે રાજાએ કહ્યું, "આ સાલ પ્રયાગમાં મહાપરિત્યાગ પર્વ આવવાનું છે. એ પર્વ દર પાંચ વર્ષે આવે છે. મારે રાજ્ય કરતાં કરતાં ત્રીસ વર્ષ થઈ ગયાં. એટલા વખતમાં એ પર્વ પાંચ વખત આવી ગયું. હવે આ સાલ છઠ્ઠી વખત એ પર્વ આવશે.

ધર્મમેળો જેવા રહી પડો: દૂર દૂરથી બ્રાહ્મણ, શ્રમણ અને બીજા સંપ્રદાયના યતી, ગૃહી વગેરે બહુ લોકો ભેગા થાય છે. પંચોતેર દિવસ સુધી મેળો ચાલુ રહે છે. ગંગા યમુનાના સંગમ પર આ મેળો ભરાય છે. હું પણ હવે જલદીથી ત્યાંજ જવા માગું છું. તો મારી આપને એક પ્રાર્થના છે કે આપ આપને દેશ જતા પહેલાં આ ધર્મ મેળો જોતા જાવ."

હુએનસંગથી ના પડાઈ નહિં. એણે સાથે આવવા કબૂલ કર્યું એટલે રાજા ખૂબ પ્રસન્ન થયા. પછી તો રાજાએ પોતાનું લાવલશ્કર લઈ પ્રગાગ તરફ મજલ શરૂ કરી દીધી. શિલાદિત્યે ઉપડતા પહેલાં પોતના માણસોને પ્રયાગમાં મંડપ વગેરે બાંધીને સોઈ કરવાના હુકમ કેટલાયે મહિના પહેલાંથી આપી દીધા હતા.

એટલે ગંગાને ઉત્તર કિનારે મહારાજા શિલાદિત્યને માટે અને યમુનના દક્ષિણ કિનારે કુમારરાજા માટે મંડપ બાંધવામાં આવ્યા હતા. ગંગા યમુનાના સંગમ આગળ રાજા ધ્રુવભટ્ટને માટે સમીઆનો ઊભો કરવામાં આવ્યો હતો. થોડે દૂર રેતીમં લગભગ ૧૦૦૦ ફુટ લાંબો પહોળો એક વાંસનો માંડવો બાંધ્યો હતો. એમાં છાપરીઓવાળા વીસ ઓરડા હતા. એ દરેકમાં રાજા શિલાદિત્યનો ખજાનો ભરવામાં આવ્યો હતો. — મંડપની ગોઠવણી:

એ માંડવાની બહાર વળી બીજી સેંકડો છાપરીઓ બાંધી હતી. એમાં રેશમી તથા સુતરાઉ કપડાંના ઢગ માર્યા હતા. વળી સોના ચાંદીના સીક્કા અને દાણો દુણી તથા દાન આપવા લાયક હજારો ચીજો એમાં ભેગી કરવામાં આવી હતી. — કોઠાર:

માંડવાની બહારની ચારે બાજુએ છાપરાવાળી ખુલ્લી ઑસરીઓ કાઢેલી હતી. તેમાં લોકોને જમવા બેસાડવાની ગોઠવણ કરવામાં આવી હતી. એનાથી થોડે દૂર વાસણોનાં ગોદામ હતાં. ગોદામની આજુબાજુની ઑસરીઓ ધર્મશાળાની ઑસરીની માફક બાંધેલી હતી. ત્યાં લોકો નિરાંતે રહી શકે એવી ગોઠવણ કરી હતી. આ બધી તૈયારી મેળો આવતા પહેલાં એક મહિના અગાઉ થઈ ગઈ હતી.

લોકો બધા પહેલેથી આવી ગયા હતા. રાજા શિલાદિત્ય હુએનસંગ અને, બીજા રાજાઓને સાથે રાખી કાન્યકુબ્જથી રવાના થઈ ગયા. ગંગાને કિનારે કિનારે હોડી હંકારતા કેટલેક દિવસે પ્રયાગમાં આવી પહોંચ્યા. — પ્રયાગ પહોંચ્યા:

ત્યાં ગંગાને ઉત્તર કિનારે પોતાના મંડપમાં રાજા ઉતર્યા. કુમારરાજા અને ધ્રુવભટ્ટ પોત પોતાને ઉતારે ગયા. એ લોકો પ્રયાગ પહોંચ્યા તે વખતે ત્યાં પાંચ લાખ ઉપરાંત માણસો આવી પહોંચ્યા હતા.

સંગમ આગળ : થોડા દિવસ પછી મેળાના પર્વનો દિવસ આવી પહોંચ્યો. તે દિવસ સવારમાં રાજા શિલાદિત્ય પોતાના લાવલશ્કર સાથે ખાસ શણગારેલા નાવમાં બેસી વાજતે ગાજતે સંગમ તરફ જવા લાગ્યા. બીજી બાજુથી કુમારરાજા પોતાના રસાલા સાથે યમુના નદી મારફત સંગમપર આવી ગયા. ધ્રુવભટ્ટ પોતાના રસાલાસહ હાથી ઉપર સ્વાર થઈને ત્યાં આવી મળ્યા. તેજ પ્રમાણે બીજા રાજાઓ પોતપોતાની ખાસા મંડળી અને અમાત્યોને લઈ ત્યાં હાજર થઈ ગયા. એમ દરેક જણ શિલાદિત્યને આવી મળ્યુ.

પહેલે દિવસે ભગવાન બુદ્ધદેવની મૂર્તિને એક છાપરાવાળા મંડપમાં લઈ ગયા અને ત્યાં એની પ્રતિષ્ઠા કરી. પછી મૂર્તિને મૂલ્યવાન આભૂષણોનો શણગાર સજાવ્યો અને વિધિપુરઃસર પૂજા કરવામાં આવી.

બીજે દિવસે સૂર્ય ભગવાનની પ્રતિમાને વસ્ત્રાભૂષણ વગેરે સજાવી પૂજા કરવામાં આવી. એને બુદ્ધભગવાનની મૂર્તિને પહેરાવ્યા હતા તેનાથી અડધા શણગાર પહેરાવ્યા હતા. તે બધા શણગાર પછીથી વહેંચી દેવામાં આવ્યા.

ત્રીજે દિવસે ઈશ્વર દેવની પૂજા કરવામાં આવી. એને પણ સૂર્ય ભગવાન જેટલાંજ વસ્ત્રાભૂષણ સજાવ્યાં હતાં. તે પાછાં વહેંચી દેવામાં આવ્યાં.

ચોથો દિવસ :

ચોથે દિવસે ૧૦,૦૦૦ શ્રમણોને સો સો ની હારમાં બેસાડીને દરેક શ્રમણ દીઠ અન્નપાન તથા સો સો સોના-મહોર, એક એક મોતી અને એક એક સુતરાઉ કષાય વસ્ત્ર આપવામાં આવ્યુ.

પાંચમા દિવસથી વીસ દિવસ સુધી દરરોજ બ્રાહ્મણોને દાન આપ્યાં. પછીના દસ દિવસમાં નિર્ગ્રંથાદિ તીર્થ-યાત્રાળુઓને દાન અપાયાં. ત્યારપછીના બીજા દસ દિવસમાં જે લોકો ખાસ દાન લેવા માટેજ ઘણે દૂરથી આવ્યા હતા તેમને દાન અપાયાં. પછીથી છેવટના એક મહિનામાં નિર્ધન અને અનાથ લોકોમાં ભોજન, વસ્ત્ર, ધન વગેરે વહેંચી દેવામાં આવ્યુ.

પાંચ વર્ષ સુધીનો ભંડાર વહેંચી દીધો :

આ પ્રમાણે લોકોમાં ભોજન, વસ્ત્ર, પૈસા, અને રત્નો વહેંચી દઈને રાજા શિલાદિત્યે પોતાનો પાંચ વર્ષ સુધી સંઘરેલો રાજ્ય ભંડાર ખાલી કરી નાંખ્યો. હવે એની પાસે ફક્ત હાથી, ઘોડા અને પોતાના અંગ પર પહેરેલા કુંડલ હાર, વીંટી વગેરે દાગીના રહી ગયા હતા. છેવટે એ બધાનું પણ એણે દાન કરી દીધું. છેવટ છેવટ પોતાનો મુગટ ઉતારીને એક ભિક્ષુને દાનમાં આપી દીધો, અને બધાં વસ્ત્રો પણ ઉતારી આપ્યાં.

રાજાએ ફક્ત લંગોટી રાખી : ફક્ત એકલી લંગોટી પહેરીને એ દાનક્ષેત્ર આગળથી ખસ્યો અને પોતાની બ્હેન આગળ ગયો. બ્હેનને એણે કહેવા માંડયુ, "ધનસંગ્રહમાં અનેક ઉપાધીઓ હોય છે. ચોરો દુષ્ટ રાજાઓ વગેરેનો ત્રાસ ધનને લીધે થઈ આવે છે. આજ મેં મારો ધનભંડાર દાન કરી દઈ સ્વર્ગમાં મોકલી દીધો છે. હવે કોઈ જાતની ચિંતા રહી નહિં. સ્વર્ગમાં એ ભંડાર અમણો અને ચારગણો વધ્યા કરશે. પ્રભુ કૃપાથી આ પ્રમાણે દાન કરતો કરતો હું દશબલત્વને પ્રાપ્ત થાઉં એવી મારી ઈચ્છા છે."

પ્રાર્થના : પછી રાજાએ પોતાની બ્હેન પાસેથી એક કપડું માગીને પહેરી લીધું પછી પ્રભુની પૂજા કરી. પછી પ્રાર્થના કરી કે, "પ્રભો! હું આ પ્રમાણે જન્મોજન્મ દાન કર્યા કરૂં અને દાનશીલતાનું પાલન કરતે કરતે દશબલત્વ પ્રાપ્ત કરૂં એવી કૃપા કરજો."

મેળો પંચોતેરમે દિવસે સમાપ્ત થયો. સૌ પોતપોતાને ગામ જવા માટે નિકળી પડ્યા. બીજા રાજાઓએ રાજા શિલાદિત્યને હાર, મુગટ, કુંડલ તથા વસ્ત્રો આપ્યાં. પછી હાથી ઘોડા વગેરે વાહનો આપ્યાં. તે ઉપરાંત ખંડણી ભરી દીધી. એટલે રાજા શિલાદિત્યનો ભંડાર પાછો હતો એટલો ભરાઈ ગયો. પોતે જેટલા રસાલા સાથે આવ્યો હતો તેટલો બધો રસાલો અને સામાન સુમન હતું એટલું થઈ ગયું. પછી નાના ખંડિયા રાજાઓએ શિલાદિત્યને ચરણે નમસ્કાર કર્યા અને પોતપોતાને ગામ ગયા. ફક્ત રાજા શિલાદિત્ય, કુમાર રાજા અને ધ્રુવભટ્ટ પ્રયાગમાં થોડા દિવસ રોકાયા.

**કુમાર-રાજાનું પ્રલોભન :** એમણે કહ્યું. "હ્યુએનસંગ! તમે અમારા દેશમાં રહી જાઓ અને અમારા દાનનો સ્વીકાર કરો તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે તમારા નામથી ચીનમાં સો સંઘારામ હું બંધાવી આપીશ તથા ધર્મ પ્રચાર માટે જેટલું ખર્ચ થશે તે બધું હું આપના તરફથી ઉપાડી લઈશ."

હ્યુએનસંગે જવાબ આપ્યો, "મહારાજ! ચીન દેશ અહીંથી બહુ દૂર છે. ત્યાં જો કે બૌદ્ધધર્મનો પ્રચાર શરૂ થઈ ગયો છે છતાં એનો ઉંડો અભ્યાસ હજી કોઈએ કર્યો નથી. તેમ લોકો એ ધર્મને હજી બરાબર સમજી શક્યા નથી. એને લીધે ત્યાં બહુ મતભેદ છે. એ મતભેદ ટાળવા હું અહીં સુધી આવ્યો છું. મારો ઉદ્દેશ અહીં આવી ધર્મગ્રંથોનું બરાબર અધ્યયન કરીને ધર્મ વિષે સાચું શું છે તે ત્યાંના લોકોને સમજાવી મતભેદ અને વાદવિવાદ બંધ કરી દઉં, એજ છે.

**ધર્મગ્રંથનું સૂત્ર સંભળાવ્યું :** આ ઉદ્દેશ લક્ષમાં રાખી મેં મારો અભ્યાસ સંપૂર્ણ કરી નાંખ્યો છે. હવે આપ કહો, મારા દેશબંધુઓ મારી કેટલી ઉત્સુકતાથી રાહ જોઈ રહ્યા હશે? હવે એક પળનો પણ વિલંબ મારાથી સહન થઈ શકતો નથી. હું ધર્મ ગ્રંથમાંનું એક સૂત્ર આપને કહું તે સાંભળો, જે માણસ વિદ્યા શિખવામાં અને શિખવવામાં અંતરાય નાંખે છે તે માણસ જન્મોજન્મ આંધળો થાય છે; હવે આપ વિચાર કરો કે મને રોકવાથી આપને શો ફાયદો થશે"

આ સાંભળી કુમારરાજા રોકવાનો આગ્રહ કરતા બંધ થઈ ગયા. એમણે કહ્યું, "હું બીજાને લાભ થતો હોય તેમાં આડે આવવા માગતો નથી. હવે હું કહું છું આપ

આપની ઈચ્છામાં આવે તેમ વર્તવા સ્વતંત્ર છો. આપને અહીં રહેવું હોય તો અહીં રહો અને ચીન જવું હોય તો ચીન જાઓ. હવે હું આપને બીલકુલ રોકીશ નહિં.

અંતરાય વગરનો માર્ગ :

આપ મને ફક્ત એટલું જ જણાવો કે આપ કયે માર્ગે સ્વદેશ જવા ઈચ્છા રાખો છો ? હું તો તમને સમુદ્ર માર્ગે જવાની સલાહ આપું છું. જો એ સલાહ તમને માન્ય હોય તો હું મારાં માણસો તમારી મદદમાં આપીશ. રાજ્યની નૌકા લઈને એ લોકો ઠેઠ તમને તમારે દેશ પહોંચાડી જશે."

હ્યુએનસંગે જવાબ આપ્યો, "હું પણ જાણું છું કે સમુદ્ર માર્ગે જવું એ બહુ સહેલું છે. પરંતુ, ચીનથી હું જ્યારે અહીં આવતો હતો ત્યારે વચમાં કાઉચાંગ આવ્યું હતું. એ કાઉચાંગના રાજા ને હું વચન આપી ચૂક્યો છું કે પાછા ફરતી વખતે હું જરૂર તમને મળીને જઈશ. એ રાજાએ મારા પર ખૂબ ઉપકાર કર્યો છે.

જમીન-માર્ગે જવાની ફરજ :

મારી હિન્દુસ્તાનની યાત્રા સફળ કરાવનાર એજ રાજા છે. એમણે મારે માટે દરેક પ્રકારની—પૈસા, ટકા, માણસ, વાહન વગેરેની વ્યવસ્થા કરી હતી. એમણે રસ્તામાં આવતા દરેક રાજા પર મારે માટે વ્યવસ્થા કરવાના પત્ર લખી પોતાના દૂત સાથે મોકલ્યા હતા. એમની એ બધી મદદને લીધેજ હું મારા ઉદ્દેશને પૂરો થયેલો જોઈ શકું છું. એટલે મારા મનમાં થાય છે કે ગમે તેવાં કષ્ટ પડે પરંતુ એ રાજા ને મળ્યા વગર હું ચીન દેશમાં પગ મૂકીશ નહિં. આ કારણને લીધેજ, જે ઉત્તરના માર્ગેથી હું આવ્યો હતો તેજ રસ્તે ફરી પાછો જવા માગુ છું"

હ્યુએનસંગની હકીકત સાંભળી કુમારરાજા તો કશું બોલ્યા નહિ, પણ રાજા શિલાદિત્યે કહ્યું, "તમે જ્યારે જવાનો નિશ્ચયજ કર્યો છે તો કહો તમારે કઈ કઈ જાતની મદદ જોઈશે ? અમે તમારે માટે શું શું કરી શકીએ ?"

હ્યુએનસંગે કહ્યું, "મારે ફક્ત આપની જવા માટે આજ્ઞા જોઈએ છે. મારે બીજી કોઈ પણ ચીજ જોઈતી નથી."

શિલાદિત્ય તથા કુમારરાજાની ભેટો :

રાજા શિલાદિત્યે કહ્યું, "એમ કઈ ખાલી હાથે તમને જવા ન દેવાય." પછી પોતાના કોષાધ્યક્ષને કહ્યું, "હ્યુએનસંગને સોનામોહોરો અને યાત્રામાં ઉપયોગી થાય એવી બધી વસ્તુઓ આપો."

તેજ પ્રમાણે કુમારરાજાએ પણ જુદી જુદી જાતની મૂલ્યવાન વસ્તુઓ મંગાવી હ્યુએનસંગ આગળ મૂકી. પરંતુ હ્યુએનસંગે એમાંથી એક ચામડાની ટોપીજ ફક્ત લીધી અને બીજી વસ્તુઓનો સવિનય અસ્વીકાર કર્યો. પછી પોતાનો સામાન બાંધીને એ તૈયાર થઈ ગયો.

હ્યુએનસંગને વળાવ્યો :

હ્યુએનસંગે પોતાનાં પુસ્તકો અને મૂર્તિઓ ઉત્તર હિન્દના રાજા ઉદિત સાથે પહેલેથી મોકલી આપી હતી. એટલે હ્યુએનસંગ બહુ થોડા સામન સાથે હતો. પરંતુ રાજા શિલાદિત્ય હ્યુએનસંગને કેટલાયે માઈલો સુધી વળાવવા ગયા ત્યારે હ્યુએનસંગને આપવા માટે એમણે એક હાથી પર ૩૦૦૦ સોનામહોર અને ૧૦,૦૦૦ રૂપિયા સાથે લઇ લીધા હતા. સાથે પોતાનાં રસાલાના માણસો પણ હ્યુએનસંગને વળાવવા આવ્યા હતા. પછી શિલાદિત્યે

પેલો હાથી રાજા ઉદિતને સુપ્રત કરી દીધો અને પોતે હ્યુએનસંગની વિદાય લઈ પોતાને ઉતારે પાછા આવ્યા.

પાછા ફરતી વખતે રાજા શિલાદિત્યની આંખમાંથી આંસુ નીકળી પડ્યાં. રાજા પ્રયાગ પાછા આવી ગયા પરંતુ એમને કંઈ ચેન પડ્યું નહિં. એમને હ્યુએનસંગનો વિરહ બહૂજ સાલ્યો એટલે કુમારરાજા અને ધ્રુવભટને સાથે લઈ હ્યુએનસંગનાં ફરી દર્શન કરવા ઘોડા પર સ્વાર થઈ નિકળી પડ્યા.

વિરહ સહન ન થયો :

મારતે ઘોડે મજલ કાપી અને હ્યુએનસંગને પકડી પાડ્યો. પછી હ્યુએનસંગના રસ્તામાં આવતાં દરેક રાજ્યના રાજા પર પત્રો લખી એમણે પોતાના ચાર અમાત્યોને હ્યુએનસંગ સાથે મોકલ્યા અને ઠેઠ ચીનની હદ સુધી મુકી આવવાનું ફરમાન કર્યું.

કપડા પર પત્ર :

રાજાએ જે પત્રો લખી આપ્યા હતા તે સુતરના ઝીણા કપડા પર લખ્યા હતા અને ઉપર લાલ લાખ વડે સીલ મારી આપી હતી. કાગળમાં રાજાઓ જોગ સંદેશો લખ્યો હતો કે, “ આપના રાજ્યમાં મહા શ્રમણ હ્યુએનસંગ આવે ત્યારે એને માટે વાહન, ઉતારો વગેરેની સગવડ કરી આપશોજી.”

એ પ્રમાણે હ્યુએનસંગ માટે ચાર અમાત્યોની નિમણુક કરીને રાજા શિલાદિત્ય, કુમારરાજા અને રાજા ધ્રુવભટ ત્રણે જણ પ્રયાગ પાછા આવ્યા. હ્યુએનસંગથી છુટા પડતી વખતે ત્રણે જણની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં અને ત્રણે જણાએ સાષ્ટાંગ દંડવત્ કર્યા હતા !

# ૬૨

## હ્યુએનસંગનો ઘરભણી પ્રવાસ

પ્રયાગથીજ હ્યુએનસંગે ઉદિત રાજા સાથે પ્રવાસ શરૂ કરી દીધો હતો. એમના રસ્તામાં પહેલું કોશામ્બી આવ્યું. પછી ત્યાંથી લગભગ એક મહિના સુધી મજલ કરી ત્યારે સંકાશ્ય નગર આવ્યું. એ નગરમાં દર્શન પૂજા વગેરે આટોપી વીરવાન નગરમાં સૌ આવી પહોંચ્યા.

વીરવાન નગરમાં સિંહપ્રભ અને સિંહચન્દ્ર નામના બે મિત્રો મળ્યા. એમની સાથે હ્યુએનસંગ બે મહિના રોકાઈ ગયો. ત્યાં એ નગરમાં રહીને કોષસમ્પરિગ્રહ અને વિદ્યામાત્ર સિદ્ધી નામના ગ્રંથોપર વિવેચન અને ચર્ચાઓ કરી પોતાનો અભ્યાસ દૃઢ કરી લીધો.

જતે જતે પણ અભ્યાસ: વીરવાનથી દોઢ મહિને જાલંધર આવ્યું, ત્યાં એક મહિનો વિશ્રામ કર્યો. પછીથી ઉદીતરાજા સાથે વીસ દિવસ પ્રવાસ કરી સિંહપુર પહોંચી ગયો. અહીં સુધી ઉત્તર તરફના સો ભિક્ષુઓ એનાં પુસ્તકો અને મૂર્તિઓ લઈ આવી પહોંચ્યા હતા.

લુંટારૂના ત્રાસ વચ્ચેનો રસ્તો: હ્યુએનસંગે એમને આગળ જતા રોક્યા. પછી કહ્યું, "આગળનો રસ્તો ભયવાળો છે. ત્યાં ચોર અને લુંટારૂની વસ્તી ખુબ છે. માટે તમારામાંથી એકજણ પહેલાં

આગળ જાય. એને રસ્તામાં જે ચોર કે લુંટારૂ મળે તેને એણે કહી દેવું કે હમે ભારતની યાત્રા કરવા ગયા હતા ત્યાંથી પુસ્તકો અને મૂર્તિઓ સિવાય અમે કંઇ આણ્યુ નથી હમારી પાસે એ સિવાય બીજી કોઈ ચીજ છે નહિં. અમારા બીજા માણસો પાછળ આવે છે. એટલે એ લોકો તમને ત્રાસ આપશે નહિ. બીજા માણસોએ પુસ્તકો અને મૂર્તિઓ લઈ પાછળ પાછળ જવું"

કાશ્મીર ન ગયો:

પછી હ્યુએનસંગ અને ભિક્ષુઓ વીરવાનથી ૨૦ દિવસનો રસ્તો કાપી તક્ષશિલા આવી પહોંચ્યા. હ્યુએનસંગ તક્ષશિલા આવ્યો છે એવું જ્યારે કાશ્મીરના રાજાએ જાણ્યું ત્યારે એણે પોતાના દૂતને હ્યુએનસંગને પોતાને ત્યાં તેડી લાવવા મોકલ્યો. પરંતુ હ્યુએનસંગ સાથે ચોપડીઓનો અને મૂર્તિઓનો ખૂબ સામાન હતો. વળી એના હાથી પણ સતત મુસાફરી કરવાથી થાકી ગયા હતા. એટલે એ કાશ્મીરના રાજાનું આમંત્રણ સ્વીકારી શક્યો નહિં. તક્ષશિલાથી ઉત્તર પશ્ચિમ દિશા તરફ અઢી મહિના સુધી ચાલતાં ચાલતાં સિન્ધુ નદીનો કિનારો આવી પહોંચ્યો.

સિન્ધુ નદીને કિનારેથી હ્યુએનસંગે એક મોટું નાવ ભાડે કરી લીધું અને ચોપડીઓ અને મૂર્તિઓ સાથે પેલા ભિક્ષુઓને બેસાડ્યા અને નદીને સામે પાર મોકલી આપ્યા.

નાવ ઉંધું વળ્યું:

પરંતુ નાવ નદીની વચ્ચેવચ પહોંચ્યું કે એકદમ મોટું વાવાઝોડુ થયુ. પાણીનાં મોજાં ઉંચે સુધી ઉછળવા લાગ્યાં અને નાવ ડગમગ ડગમગ ડોલવા લાગ્યુ. થોડીવારમાં તોફાન વધ્યું અને નાવ ઉંધુ થઈ ગયુ. અંદર બેઠેલા માણ-

સોને બહુ મહેનતે બચાવી શકાયા. મૂર્તિઓ અને પુસ્તકો પણ પલળી ગયેલી સ્થિતીમાં બહાર કાઢ્યાં. છતાં ૫૦ સૂત્રોનાં પુસ્તકો અને જુદી જુદી જાતનાં ફુલોનાં બીની પોટલી એટલું તો ડુબીજ ગયુ. હ્યુએનસંગ એકલો હાથી પર બેસીને નદીને સામે કિનારે પહોંચી ગયો.

**કપિશાના રાજા સાથે :** સામે કિનારે કપિશાના રાજા સાથે મુલકાત થઈ. હ્યુએનસંગના આગમનના સમાચાર સાંભળીને એ રાજા પહેલેથીજ નદીને કિનારે એના સ્વાગત માટે આવી પહોચ્યો હતો. હ્યુએનસંગને જોઈ રાજા ખૂબ પ્રસન્ન થયો. પુસ્તકો ડુબી ગયાની વાત જાણીને રાજાએ ઘણો જીવ બાળ્યો.

પછી રાજાએ ધીમે રહીને હ્યુએનસંગને પૂછયુ, "આપ આપની સાથે ફળ અને ફુલનાં બીજ તો નહોતા લાવ્યાને ?"

હ્યુએનસંગે કહ્યું, "હા, પુસ્તકો સાથે ફુલોનાં બીજ હતાં તે પણ ડુબી ગયાં."

**બીજ લાવી શકાતાં નથી :** ત્યારે રાજાએ કહ્યું, "લ્યો ત્યારે, નાવ ડુબવાનું ખરૂં કારણજ એ છે. પ્રાચીન કાળથી અહીં એવું ચાલતું આવ્યું છે કે ફળફુલનાં બીજ પેલે પારથી આ પાર કે આ પારથી પેલે પાર કોઇ પણ લાવી શકતું નથી. જો કોઈ લાવવાનો પ્રયત્ન કરે છે તો તરત નદીમાં તોફાન થાય છે, હોડી ઉંધી વળે છે અને બીજ ડુબી જાય છે"

રાજા ખૂબ માન દઇને હ્યુએનસંગને કપિશા તેડી ગયો. ત્યાં એને એક સંઘારામમાં ઉતારો આપ્યો. એ જગાએ

હુએનસંગ બે મહિના રોકાઈ ગયો અને તેટલા વખતમાં કાશ્યપીય નિકાયના ત્રિપિટકની નકલ કરાવવા અનેક લહીઆઓને કામ સોંપ્યુ.

ત્રિપિટક-ની નકલ:

કાશ્મીરનો રાજા ખાસ હુએનસંગને મળવા અહીં કપિશા આવી પહોંચ્યો અને ઘણા દિવસ સુધી રહ્યો. કાશ્યપીય નિકાયના ત્રિપિટકની નકલ તૈયાર થઈ ગઈ એટલે હુએનસંગ ત્યાંથી ઉપડયો અને કપિશાના રાજા સાથે ઠેઠ લમધાનની સીમા સુધી પહોંચી ગયો.



## ૬૩

## લમધાન તથા સૌકૂટ

લમધાનના રાજાને હ્યુએનસંગના આગમનના સમાચાર મળતાં એણે પોતાના છોકરાને અનેક ભિક્ષુઓ સહ સામો તેડવા મોકલ્યો. ભિક્ષુઓ સાથે યુવરાજ, હ્યુએનસંગને મળ્યો અને પોતાના લમધાન નગરમાં વાજતે ગાજતે તેડી લાવ્યો.

અઢી મહિના રોક્યો :

હ્યુએનસંગનું સરઘસ નગરમાં દાખલ થયું એટલે લમધાનનો રાજા, પોતાના અમાત્ય તથા દરબારિયોસહ ધજાપતાકા ફરકાવતા ફરકાવતા હ્યુએનસંગને આવકાર આપવા સામે ગયા. નગરમાં ખુબ માનપાન સાથે એક વિહારમાં એને ઉતારો આપ્યો. રાજાએ એને અઢી મહિના સુધી રોકી રાખ્યો અને ખુબ ધામધુમથી મહાપરિત્યાગનો ઉત્સવ ઉજવ્યો.

મહાપરિત્યાગનો ઉત્સવ પૂરો થઈ ગયો એટલે લમધાનથી દક્ષિણે વરણુ દેશ આવેલો છે ત્યાં પંદર દિવસની મુસાફરી કરી હ્યુએનસંગ પહોંચી ગયો. ત્યાં દર્શન પૂજા વગેરે કરી લીધું પછી ઉત્તર પશ્ચિમ દિશા તરફ ચાલતાં ચાલતાં અવકન દેશમાં જઈ પહોંચ્યો. ત્યાંથી ચોકૂટ અથવા સૌકૂટ દેશમાં આવ્યો.

સૌકૂટ દેશમાં જૈન સિવાય જૈનેતર લોકો પણ ક્ષુણ્ણદેવની પૂજા કરે છે. લોકોનું એમ કહેવું છે કે ક્ષુણ્ણદેવ અરૂણ પર્વતપરથી કપિશામાં આવ્યા અને સુનગીર નામના પર્વત પર રહેવા લાગ્યા. જે લોકો એમની પૂજા કરે છે તે સૌનું એ દેવ હરેક પ્રકારે કલ્યાણ કરે છે. પણ જે લોકો એ દેવની અવગણના અથવા નિન્દા કરે છે તેમના પર એ દેવ પુષ્કળ દુઃખ નાંખે છે.

ક્ષુણ્ણ દેવ :

સૌકૂટ દેશમાં દર વર્ષે એક મોટો મેળો ભરાય છે. તે વખતે રાજા મહારાજા, મોટા મોટા માણસો, શ્રીમંતો, ગરીબ વગેરે દરેક વર્ગના લોકો ઘણે દૂર દૂરથી આવીને ભેગા થાય છે. એ સૌ ક્ષુણ્ણદેવની ઘણા ભાવથી પૂજા કરે છે, અને એમને પૈસા, ઘોડા, બકરાં વગેરેની ભેટ ધરે છે. તે સમયમાં સાધુ સંત લોકો અનુષ્ઠાન કરે છે અને લોક કલ્યાણના મંત્રો સિદ્ધ કરે છે.

સૌકૂટની ઉત્તર તરફ જતાં હ્યુએનસંગ વર્દસ્થાનમાં ગયો. પછી ત્યાંથી પૂર્વ દિશા તરફ વળાંક લઈને કપિશાની સીમા પર આવી પહોંચ્યો. ત્યાં કપિશાના રાજાએ એક પરિષદ ભરી અને ભિક્ષુઓને સાત દિવસ સુધી અન્ન વસ્ત્રાદિ આપી એમની પૂજા કરી. પછી હ્યુએનસંગની વિદાય લઈ રાજા પોતાની રાજધાનીમાં પાછા ગયા.

કપિશામાં:

કપિશાના રાજાએ છૂટા પડતી વખતે પોતાના એક અમલદારને બીજા સો નોકરો આપી હ્યુએનસંગ સાથે મોકલ્યા. એ લોકોને એવો હુકમ કર્યો હતો કે તમારે

હ્યુએનસંગને પર્વત પાર કરાવી આપવો અને રસ્તામાં જે જે વસ્તુની જરૂર પડશે એમ લાગે તે બધી સાથે રાખવી.

પર્વત ઓળંગ્યો· સાત દિવસની મુસાફરી પછી બધા એક પર્વત આગળ આવી પહોંચ્યા. પર્વત સીધો અને એનું શિખર ગગન સાથે વાતો કરતું હતુ. પર્વતનો ચઢાવ સીધો હોવાને કારણે એના પર ચઢવું એ ઘણું મુશ્કેલ કામ હતું. પર્વત પર ઘડીમાં પહોળો રસ્તો ને ઘડીમાં એક માણસથીયે ન જવાય એટલો સાંકડો રસ્તો અને આજુ બાજુ ઉંડી ઉંડી ખીણો એવું એવું આવ્યું. છતાં હીંમતથી અને ધીરજથી હ્યુએનસંગ એ પર્વત સાત દિવસમાં ઓળંગી ગયો, અને નીચે તળેટીમાં જઈ પહોંચ્યો.

ગતવામો: તળેટીથી થોડેક દૂર એક નાનું ગામડું આવ્યુ. એ ગામમાં ભરવાડોનાં થોડાં ઝૂંપડાં હતાં. એ લોકો પોતાની ગાયો, ભેંસો, તથા ઘેટાં બકરાં ત્યાં પર્વતની તળેટીમાં ચરાવતા અને પોતાનું ગુજરાન કરતા. ત્યાંની ગાયો તથા ભેંસો નાની અને ઠીંગણી, ગધેડાં જેવી દેખાતી હતી. હ્યુએનસંગ અને એના કાફલાએ એ ભરવાડોના ઝૂંપડામાં રાતનો વિસામો કર્યો. પેલા લોકોએ પોતાનામાંથી એક ભોમિયા માણસને ઉંટ પર બેસાડી આગળનો રસ્તો દેખાડવા મોકલી આપ્યો.

બીજે પર્વત : આગળનો રસ્તો એક બીજી ટેકરી પર થઈને જતો હતો. એ રસ્તો પેલા પર્વતના રસ્તા કરતાં પણ ખરાબ હતો. ઠેકઠેકાણે રસ્તામાં ઉંડા ઉંડા ખાડા પડેલા અને તેમાં બરફ બાઝી ગયેલો હતો. આગળના ભોમિયાના પગલેજ બરાબર ચાલવાનું હતું. જરા પણ ભૂલ થઈ કે આજુબાજુના

ખાડામાં પડ્યાજ સમજો. એ ખાડાથી ચમદ્દાર જરાયે દૂર નહોતું. હ્યુએનસંગને પણ ઘોડા પરથી ઉતરી જવું પડયુ. ફક્ત લાકડીના ટેકાથીજ એને રસ્તો કાપવો પડયો.

સવારથી તે સાંજ સુધી ચાલ ચાલ કર્યું ત્યારે એ લોકો પર્વતની એક બરફથી ઢંકાયેલી ટોચ આગળ આવી પહોંચ્યા. બીજે દિવસે સવારે ટોચ આગળથી નીચે ઉતરવા માંડયું. નીચે આવ્યા કે પાછો એક ઢોળાવ ચઢવાનો આવ્યો. સૂર્યનારાયણ અસ્ત થવાની તૈયારીમાં હતા તે વખતે આ લોકો ઢોળાવનાં ટોચ આગળ આવી પહોંચ્યા.

બીજી રાત ટાઢમાં :

એ ટોચ આગળ પવન એટલો ઠંડો ફુંકાવા લાગ્યો કે ત્યાં વિસામો કરવાની કોઈની હિમ્મત ચાલી નહિં. એટલે રાત થવા આવી હતી છતાં મહા મહેનને બધા નીચે ઉતરવા લાગ્યા અને એક સપાટ પ્રદેશ આવતાં ત્યાંજ રાતવાસો કર્યો. ' ગમે તેમ કરી બધાએ એ રાત પસાર કરી.

બીજે દિવસે પાછું આગળ પ્રયાણ થયુ અને પર્વતનો ઢોળ પાંચ છ દિવસે ઉતરી રહ્યા ત્યારે અન્તરાય અથવા અન્દરાવ નામના સ્થળે આ લોકો આવી પહોંચ્યા. આ અન્દરાવ એ પ્રાચીન તુષાર રાજ્યનો એક ભાગ હતો. ત્યાં પાંચ છ દિવસ સુધી બધાએ વિશ્રામ કર્યો અને સૌ સાજા તાજા થઈ ગયા.



## ૬.

## આગળનો પ્રવાસ

કુંદુજ : ત્યાંથી આગળ ચાલતાં ખોષ્ટ નગર અને ખોષ્ટથી આગળ ચાલતાં કુંદુજ નગર આવ્યું. કુંદુજ નગર આક્ષસ નદીને કિનારે આવેલું છે, અને તુષારની પૂર્વ તરફની હદને લાગીને રહેલું છે. તે વખતે તુષારમાં શીદોખાનનો ભત્રિજો રાજ્ય કરતો હતો. એણે હુએનસંગના આગમનના સમાચાર સાંભળ્યા એટલે એને તેડી જવા પોતાના માણસો સાથે એ પોતે ખાસ હુએનસંગને ઉતારે સામો તેડવા આવ્યો. હુએનસંગે એની મહેમાનગીરી લગભગ એક મહિના સુધી ચાખી અને બધાએ પોતાનો થાક સારી પેઠે ઉતાર્યો.

કરતાં ફેર એટલોજ હતો કે અહીંની સ્ત્રીઓ માથા પર એક ત્રણ ફુટ લાંબુ લાકડાનું શીંગડું બાંધે છે. એ શીંગડું સાસુસસરા જીવતા હોય ત્યાં સુધી પહેરી રાખે છે. અને એ લોકો મરી જાય છે ત્યારે પહેરવું બંધ કરે છે.

બદખશાં: હિમતલથી હુએનસંગ બદખશાં ગયો. બદખશાંમાં એટલો બધો બરફ વરસ્યો કે હુએનસંગ ત્યાંથી આગળ વધી શક્યો નહિં. લગભગ એક મહિના ઉપરાંત એને ત્યાં પોતાના સાથિયો સહ રોકાવું પડ્યું. એનો આગળનો રસ્તો પર્વતોમાં થઈને જવાનો હતો. એટલે જો કે બદખશાંમાં બરફ પડતો બંધ થયો હતો છતાં આગળના રસ્તા બરફથી ક્યારે ભરાઈ જશે તે કહી શકાય એમ નહોતું. કદાચ અધવચ્ચે બરફને લીધે રોકાવું પડે તો ખૂબ હેરાનગતી ભોગવવી પડે. એના કરતાં બરફ જ્યારે વરસતો બીલકુલ બંધ થઈ ગયો ત્યાર પછી જ એણે આગળનો રસ્તો કાપવો શરૂ કર્યો.

અદ્ધર રહેલુ તાંબાનું છત્ર: બદખશાંથી આગળ ચાલતાં યમગાન અને કુરણ આવ્યાં. તે વટાવીને હુએનસંગ તમસ્થિતિ નામના રાજ્યમાં આવી પહોંચ્યો. તમસ્થિતિનો પ્રદેશ આક્સસ નદીને કિનારે બે પર્વતોની મધ્યમાં આવેલો છે. અહીં એક સંઘારામમાં ભગવાન બુદ્ધદેવની લાલ પત્થરની એક મૂર્તિ છે. એ મૂર્તિ પર તાંબાનું એક મોટું છત્ર અદ્ધર લટકે છે. એ છત્ર પર અનેક જાતનાં રત્નો જડેલાં છે. જ્યારે લોકો મૂર્તિની પૂજા કરે છે તે વખતે ઉપરનું છત્ર ગોળ ગોળ ફરવા માંડે છે અને જ્યાં લોક પૂજા કરીને પાછા ફરે છે કે તરત છત્ર ફરતું બંધ થઈ જાય છે.

પામીરની તળેટી : તમસ્થિતિથી પર્વત ઓળંગી હ્યુએનસંગ શિંવીના પ્રદેશમાં આવી પહોંચ્યો. શિંવીથી પૂર્વ દિશાએ પર્વતમાં થઈને એ પામીરની તળેટીમાં પહોંચ્યો. આ તળેટી પર્વતોની મધ્યમાં આવેલી છે. અને હંમેશાં બરફથી ઢંકાયલી રહે છે. બરફને લીધે કોઈ પણ જાતની વનસ્પતિ કે ઝાડ ત્યાં થતું નથી. આખી તળેટી નિર્જન અને ઉજ્જડ દેખાય છે. કોક વખત ત્યાં એકાદ હિંસક પ્રાણી નજરે ચડી જાય છે.

તળેટીની મધ્યમાં એક ઝરણું દેખાય છે. તે પૂર્વથી પશ્ચિમ તરફ લગભગ ૨૦૦ લી સુધી લંબાયલું છે અને એનો પટ લગભગ ૫૦ લી જેટલો પહોળો છે. ઝરણામાં નાના પ્રકારનાં પક્ષિઓ પોતાના કિલકિલાટથી એ જગા આનંદમય બનાવે છે.

મોટું ઝરણું : ઝરણાની પશ્ચિમ બાજુથી એક નદી પશ્ચિમ તરફ વહે છે. ત્યાંથી વહેતાં વહેતાં એ નદી તમસ્થિતીની પૂર્વ સીમા પર આવેલી આક્ષસ નદીમાં મળે છે. એજ ઝરણાની પૂર્વ દિશાએથી એક બીજી નદી નિકળે છે અને કાશઘર પ્રદેશમાં વહેતી સીતાનદી સાથે મળે છે.

દસ ફુટ ઉંચાં પક્ષી : આ તળેટીમાં એક નવાઈ પ્રકારનાં પક્ષી જોવામાં આવે છે. આ પક્ષીઓ દસ ફુટ ઉંચાં હોય છે. એનાં ઈંડાં ઘડા જેવડાં હોય છે. એ ઈંડાંને તાજીક ભાષામાં કુકો: કહે છે. દક્ષિણ તરફના પર્વતની પેલી બાજુ બોલોરનો પ્રદેશ આવેલો છે. એ પ્રદેશમાંથી અગ્નિના જેવા રંગનું સોનું નિકળે છે.

## ૬૫

## કબંધ દેશ

શિંવીના પર્વતમય ખાડા ટેકરાવાળા પ્રદેશમાંથી હ્યુએનસંગ કબંધ દેશમાં પહોંચ્યો. કબંધની રાજધાની સીતાનદીને કિનારે એક ઉંચા પર્વતની તળેટીમાં આવેલી હતી. અહીંનો રાજા ચીનદેવ ગોત્રનો છે કહે છે કે જૂના વખતમાં પારસના એક રાજાને ચીન દેશની રાજકુમારી સાથે લગ્ન કરવાનું મન થયું. એટલે ચીનના રાજાને માગું મોકલ્યું. રાજાએ તે સ્વીકાર્યું અને પોતાની કન્યાને સેનાપતિ તથા થોડા લશ્કર સાથે પારસ દેશમાં મોકલી આપી.

પારસ દેશનું માગું :

પરંતુ પારસ દેશ પહોંચતા પહેલાં જ્યારે આ લોકો અડધે રસ્તે પહોંચ્યા હશે એટલામાં આગળના પ્રદેશમાં તેમજ પાછળના પ્રદેશમાં જેમાં થઈને એ લોકો આવ્યા હતા, અને જે રસ્તે જવાના હતા તે બન્ને જગાએ લડાઈ ફાટી નિકળી. એટલે ચીનની રાજકુમારીને પારસ દેશમાં લઈ જઈ શકાઈ નહિં તેમજ પાછા ચીન જવું પણ મુશ્કેલ હતું. એટલે સેનાપતિએ એને એની સખિયો સાથે પાસેના એક ગુપ્ત ભાગમાં સંતાડી દીધી.

ગર્ભવતી કુંવરી : આ ગુપ્ત ભાગ એક પર્વત પર આવેલો હતો અને તદ્દન નિર્જન હતો. થોડા વખત પછી જ્યારે યુદ્ધ શાન્ત પડયું અને રસ્તો પાછો સહિસલામત થયો, ત્યારે સેનાપતિ રાજકુમારીને ચીન પાછી લઈ જવાની તૈયારી કરવા લાગ્યો. એટલામાં એને ખબર મળી કે રાજકુમારી ગર્ભવતી છે. એ બિચારો આ સાંભળી ખૂબ મૂંઝાવા લાગ્યો કે હવે શું કરવું ?

એણે રાજકુમારીની સાહેલીઓને બોલાવી પૂછ્યુ, કે "આ સ્થાન તદ્દન નિર્જન હતું છતાં કુમારી ગર્ભવતી શી રીતે થઈ?

સાહેલીઓએ કહ્યુ, " સૂર્યના કિરણમાંથી એક ઘોડેસ્વાર અહીં પ્રગટ થતો હતો અને એનાથીજ રાજકુમારીને ગર્ભ રહ્યો છે "

તેજસ્વી પુત્ર : પછી તો સેનાપતિ વગેરે થોડા દિવસ ત્યાંજ રોકાઈ ગયા. પૂરે દિવસે રાજકન્યાએ એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. આ કુમાર પરાક્રમી હતો અને આકાશ માર્ગે જ આવ જા કરવાની શક્તિ ધરાવતો હતો. પવન, પાણી, વંટોળીયો વગેરે કુમારની આજ્ઞા પ્રમાણે વર્તતાં. જ્યારે એ પુત્ર મોટો થયો ત્યારે આ દેશનો રાજા થયો. એણે આજુબાજુનો પ્રદેશ જીતી લઈ પોતાના સામ્રાજ્યની સીમા ચારે બાજુ ખૂબ વધારી દીધી.

સૂર્યવંશી· ઘણા વખત સુધી રાજ્ય કરી રાજા મરી ગયો. લોકોએ એના શબને નગરથી દક્ષિણ પૂર્વ દિશામાં પર્વતની એક ગુફામાં લાવીને મૂકયું. પછી ત્યાં એક પત્થરની સમાધી ચણાવી. એ સમાધીમાં એનું શરીર

મુકાઈ ગયેલું માલમ પડે છે. જોતાં એમ લાગે છે કે રાજા સુઈ ગયા છે. થોડે થોડે દિવસે રાજાનાં વસ્ત્રો બદલાવવામાં આવે છે. લોકો ત્યાં ધુપ વગેરે કરે છે. હજુસુધી આ દેશમાં એજ રાજાના વંશજો રાજ્ય કરે છે અને પોતાને સૂર્યવંશી તરિકે ઓળખાવે છે. ચીન દેશને એ લોકો પોતાનું મોસાળ ગણે છે.

કુમાર લબ્ધ :

અહીં રાજાના જુના કિલ્લા પાસે એક સંઘારામ હતો. ત્યાંના રાજાએ એ સંઘારામ આર્ય-કુમાર લબ્ધ માટે બંધાવ્યો હતો. કુમારલબ્ધ તક્ષશિલાનો રહેવાસી હતો. એની વિદ્વત્તા, હોંશિયારી અને બુદ્ધિશક્તિ એટલી બધી તીવ્ર હતી કે દરરોજના ૩૨૦૦૦ શ્લોકો એ નવા રચતો. એણે ઘણાં શાસ્ત્રો લખ્યાં છે. એ પોતે સૌત્રાંતિક સંપ્રદાયનો અનુયાયી હતો.

એના વખતમાં બૌદ્ધ વિદ્વાનોમાંથી ચાર વિદ્વાનો દિગ્ગજઆચાર્યો કહેવાતા હતા. પૂર્વ દિશામાં અશ્વઘોષ, દક્ષિણમાં દેવ, પશ્ચિમમાં નાગાર્જુન તથા ઉત્તરમાં કુમારલબ્ધ એમ ચારે દિશામાં એકેકો આચાર્ય હતો. કુમારલબ્ધની ખ્યાતી સાંભળીને અહીંના રાજાએ તક્ષશીલા પર ચડાઈ કરી, અને ત્યાંથી કુમારલબ્ધને પોતાની સાથે પોતાના રાજ્યમાં તેડી આવ્યો.

સમાધિસ્થ અર્હંત :

શહેરની દક્ષિણ પૂર્વ દિશાએ પર્વતની બાજુમાં બીજા બે પર્વત આગળ બે ગુફાઓ હતી. દરેક ગુફામાં એક એક સમાધિસ્થ અર્હંત બેઠેલો હતો. અર્હંતની આંખો બંધ હતી અને શરીર આસન લગાવીને સ્થિર, અચલ બેઠેલું હતું. સમાધી ચડાવ્યે એને સાતસોથી પણ વધારે

વર્ષો થઈ ગયાં હતાં એમ કહેવાતું હતું; છતાં હજી સમાધી ભંગ થઈ નહોતી.

હ્યુએનસંગ કબંધ દેશમાં વીસથી પણ વધારે દિવસ રોકાયો અને એટલા વખતમાં આજુબાજુનાં ધામનું દર્શન કરી આવ્યો. પછી ત્યાંથી આગળ ચાલવા માંડ્યું અને પાંચેક દિવસ રસ્તો કાપ્યો હશે, એટલામાં પઈ લુંટારાની એક ટોળી સામી મળી.

લુંટારા: લુંટારાને જોઈને હ્યુએનસંગની સાથે ચાલતા અને કંહુજથી સાથે થયેલા વહેપારીઓએ નાસભાગ કરી મુકી એ બધા ન્હાસીને પર્વતમાં ભરાઈ ગયા. સાથે હુએન સંગનો સંઘ પણ નાસવા લાગ્યો. હ્યુએનસંગની સાથે સાત ભિક્ષુઓ, વીસ વોળાવીઆ, એક હાથી, ચાર ઘોડ અને દસ ગધેડાં હતાં. ન્હાસતે ન્હાસતે હાથી એક કોતરમાં ભરાઈ પડયો, અને નિકળી શકયો નહિં.

લુંટારાના ગયા પછી, પાછા બધા લોકો ભેગા થયા અને પર્વત પર ચડવા લાગ્યા. રસ્તો બહુજ વિકટ, ખાડા, ટેકરા, ખીણ, ચડાણ, ઉતરાણ વગેરે વાળો હતો. એટલે ૮૦૦ લીનો રસ્તો કાપતાં તો બધા ઠેં થઈ ગયા. છેવટે ટાઢમાં ધ્રુજતા ધ્રુજતા ઓચ નામના પ્રદેશમાં એ લોકો આવી પહોંચ્યા.

## ૬૬

## સમાધિસ્થ દિગંબર

ઓચ પ્રદેશની દક્ષિણે સો લી દૂર એક પર્વતના શિખર પર એક સ્તૂપ હતો. આ સ્તૂપ સંબંધમાં નીચે પ્રમાણે દંતકથા પ્રચલિત હતી.

સેંકડો વર્ષ પહેલાં વીજળી પડવાથી આ પર્વત ફાટી ગયો, અને અંદરથી એક હૃષ્ટપુષ્ટ શરીરવાળો દીગંબર ભિક્ષુ બહાર દેખાયો. ભિક્ષુની આંખો બંધ હતી તથા શરીર ધ્યાનમગ્ન સમાધી અવસ્થામાં હતું. એની જટા વધી વધીને એના આખા શરીરને ઢાંકી રહી હતી. તથા જટાથી ઢંકાયેલું મુખ પણ સ્પષ્ટ જોઈ શકાતું નહોતું. કઠિયારા લોકો ફરતે ફરતે આ જગાએ આવી ચડ્યા ત્યારે એમણે આ ભિક્ષુને પહેલ વહેલાં જોયો.

એ લોકોએ આ વાત ગામમાં કહી. એટલે ગામ લોકો આવી જોઈ ગયા. પછી તો વાયુવેગે સમાચાર ચારે દિશાએ પસરી ગયા અને લોકોનાં ટોળેટોળાં આ ભિક્ષુનાં દર્શન કરવા ઉલટી આવ્યાં. એ જગા એક જાત્રાનું ધામ બની ગયું. એ લોકો અક્ષત ફુલથી સમાધિસ્થ ભિક્ષુની પૂજા કરવા લાગ્યા તથા ધુપદીપ કરવા લાગ્યા.

લોકો ઉલટ્યા :

**રાજા પણ આવ્યા :** ઠેઠ રાજાને કાને પણ આ વાત પહોંચી. એણે ગામના ભિક્ષુઓને એકઠા કર્યા તથા આ ભિક્ષુ કોણ છે તેની તપાસ કરવા માંડી એક ભિક્ષુએ જવાબ આપ્યો, "પર્વતમાં દેખાતો માણસ અર્હત છે અને સંસારનો ત્યાગ કરી સમાધિ લગાવીને બેસી ગયો છે. સમાધિને ઘણાં વર્ષો થઈ જવાથી એના વાળ ખૂબ વધી ગયા છે અને ચારે બાજુ ફેલાયા છે."

રાજાએ પૂછયુ, "એની સમાધિ છૂટે એવો કોઈ ઉપાય છે ખરો ?"

**સમાધિ છોડાવવાના ઉપાય :** ભિક્ષુએ જવાબ આપ્યો, "જ્યારે કોઈ માણસ નિરાહાર રહીને બહુ વર્ષો સુધી સમાધિ લગાવેલી રાખે છે ત્યારે એનાં બધાં અંગ અકડાઈ જાય છે. અંગમાંથી હલન ચલન શક્તિ જતી રહે છે. તથા નાડીઓ જેમની તેમ સ્થિર થઈ જાય છે. એટલે એના શરીર પર ઘણા દિવસ સુધી માખણ માલીસ કરવામાં આવે તો બધાં અંગો પાછાં ઢીલાં થાય અને હલનચલન શકિતવાળાં બને. પછી નાડીઓમાં જ્યારે કોમળતા આવેલી જણાય ત્યારે સમાધિસ્થ માણસ આગળ ઘંટ વગાડવો જોઈએ. ઘંટના નાદથી ઘણુંકરીને આવા માણસોની સમાધિ છૂટી જાય છે."

**સમાધિ છુટી :** રાજાએ બરાબર આ ભિક્ષુએ કહ્યું તેજ પ્રમાણે કર્યું. સમાધિસ્થ અર્હતના શરીરે માખણ માલીસ કરાવવા માંડયું. સાંધા ઢીલા થવા લાગ્યા ત્યારે ઘંટ વગડાવ્યા. ગમે તેમ, પણ પેલો અર્હત સમાધિમાંથી જાગી ઊઠયો.

એણે આંખો ઉઘાડી ચારે પાસ જોયું. પછી પૂછયું, "તમે કશાય વસ્ત્રધારી કોણ છો ?"

ભિક્ષુઓએ જવાબ આપ્યો, "અમે ભિક્ષુ છીયે"

અર્હંતે પૂછયું; "ત્યારે કહો જોઈએ અમારા ગુરૂ કશ્યપ તથાગત હાલમાં ક્યાં છે ?",

"કશ્યપ તથાગત તો નિર્વાણ પામી ગયા."

"હેં ખરૂં કહો છો ?" એમ કહી અર્હંત રોવા લાગ્યો. પછી આંસુ રોકી એણે પૂછયુ, "ત્યારે શાક્યમુનિ પણ બુદ્ધત્વ પામી ગયા ?"

ભિક્ષુઓએ જવાબ આપ્યો, "એ પણ બોધિજ્ઞાન પ્રાપ્ત કરીને નિર્વાણ પામી ગયા."

નિર્વાણ : આ સાંભળી, અર્હંતે આંખો મીંચી દીધી અને થોડી વાર ધ્યાનમાં બેસી રહ્યો. પછી એકાએક પોતાની જટાને સમેટી લીધી અને આકાશમાં ઉડ્યો. ઉંચે ઉડી, પોતાના યોગના બળથી અગ્નિ ઉત્પન્ન કર્યો અને અંતરિક્ષમાંજ બળી જઈ નિર્વાણ પામ્યો. એનાં બળેલાં હાડકાં ત્યાં જમીન પર પડ્યાં. તે ભિક્ષુસંઘે એકઠાં કરી લીધાં અને રાજાએ એના પર એક સ્તૂપ બંધાવ્યો.

યારકંદ : કબંધ દેશથી ઉત્તરે ચાલતાં ચાલતાં હ્યુએનસંગ સીતાનદી પાસે આવી પહોંચ્યો. નદી પાર કરીને સામે પાર પહોંચ્યો. ત્યાથી આગળ ચાલતાં વળી એક પર્વત આવ્યો. તેને પણ પાર કર્યો અને હ્યુએનસંગ યારકંદમાં આવી પહોંચ્યો. યારકંદની દક્ષિણે એક બીજો પર્વત આવેલો હતો એ પર્વતમાં અનેક ગુફાઓ હતી. એ ગુફામાં ભારતવર્ષના ઘણા અર્હંતો તપ કરવા બેસતા અને એમાંના ઘણા તો હજીએ સમાધિમાંજ હતા. એમની દાઢી, મુછ, વાળ વગેરે ઘણું વધી જતું ત્યારે ત્યાંના ભિક્ષુઓ થોડે થોડે દિવસે આવી એ કપાવી જતા. યારકંદથી કેટલાયે દિવસના પ્રવાસ પછી હ્યુએનસંગ ખુતનમા આવી પહોંચ્યો.

## ૬૭

## ખુતન

હ્યુએનસંગે ખુતન રાજ્યના ભોગય નામનાં ગામમાં જઈ એક સંઘારામમાં ઉતારો કર્યો. આ સંઘારામમાં બુદ્ધ ભગવાનની બેઠેલી સ્થિતિમાં એક મૂર્તિ હતી. એના માથા પર એક રત્નજડિત મુગટ હતો. ખુતનને રાજા અશોક રાજાના વંશજ હતો.

અશોકનો પુત્ર : કહેવાય છે કે અશોકનો એક પુત્ર તક્ષશિલામાં રાજ્ય કરતો હતો. અશોકે પહેલાં એક વખત પોતાના આ પુત્રને દેશનિકાલની સજા કરી, પોતાના રાજ્યમાંથી કાઢી મૂક્યો હતો. દેશનિકાલ થયા પછી આ કુમાર ઉત્તર તરફના પર્વતોમાં ભટકતો અને ગાયો વગેરે ચરાવી પોતાનુ ગુજરાન ચલાવતો હતો.

ભટકતે ભટકતે એ ખુતનમાં આવી પહોંચ્યો અને પોતાની અક્કલ હોંશીઆરીથી ત્યાંનો રાજા બની ગયો. પરંતુ એને કંઈ સંતાન નહોતું. એટલે એણે પુત્ર પ્રાપ્તી માટે વૈશ્રવણને પ્રસન્ન કરવા તપ કરવા માંડયુ.

બાલક નિકળ્યો. બાલકને રાજાએ લઈ લીધો અને ભૂખ્યા બાલક માટે દૂધની શોધમાં મંદિરની બહાર નિકળ્યો.

બહાર નિકળતા બરાબર જમીનમાં એક અવાજ થયો અને એમાંથી દૂધની ધારા ઉંચે ઉડવા લાગી. પછી એ દૂધ પીવડાવીને રાજાએ બાલકને ઉછેર્યો. એ બાલક મોટો થયો ત્યારે રાજાએ એને રાજપાટ સોંપી દીધું.

દિવ્ય બાલક :

અહીં પૃથ્વીરૂપી સ્તનમાંથી દૂધ નિકળી આવ્યુ તે પરથી આ જગાનું નામ કુસ્તન અને એના પેરથી ખુતન એમ નામ પડયુ.

ખુતન નામ :

આ સિવાય ખુતનમાં એક બીજો રાજા થઈ ગયો. એ રાજાએજ બૌદ્ધભગવાનની પેલી મૂર્તિ ખુતનમાં પધરાવી હતી. એને વિષે જુદી દંતકથા છે.

બહુ પહેલાંના વખતમાં કાશ્મીરમા એક અર્હંત રહેતો હતો. એની સાથે એક શ્રમણ રહેતો હતો. શ્રમણ કોઢ અને રક્તપિત્તથી પીડાતો હતો. જ્યારે એનું મરણ પાસે આવ્યું ત્યારે એને ચોમઈનામના ધાન્યની રોટલી ખાવાનું મન થયુ. ચોમઈ ધાન્ય ખુતનમાંજ ઉત્પન્ન થતું હતું એટલે અર્હંતે એને માટે ખાસ પોતાના યોગબલની સહાયથી આકાશ માર્ગે ખુતન જઈ રોટલી આણી આપી. શ્રમણે ખૂબ સ્વાદથી એ રોટલી ખાધી અને મરતે મરતે એવી ઈચ્છા કરી કે " મારો બીજો જન્મ, જે જગાએ આ ચોમઈ ધાન્ય પાકે છે ત્યાં ખુતનમાં થજો. "

ચોમઈની રોટલી :

એટલે એનો જન્મ ખુતનના રાજ્યકુલમાં થયો. મોટો થયો ત્યારે એ ત્યાંનો રાજા થયો. રાજની લગામ હાથમાં આવી કે આજુબાજુનાં રાજ્યો પર એણે ચડાઈઓ

કરી અને બધાને હરાવી પોતાના રાજ્યનો વિસ્તાર ખૂબ વધારી દીધો. પછી એણે કાશ્મીર પર ચડાઈ કરી.

**પૂર્વજન્મની વાત :** કાશ્મીરનો રાજા એની પૂર્વજન્મની વાત જાણતો હતો. એણે મરેલા શ્રમણની વસ્તુઓ સંઘરી રાખી હતી. એટલે એ વસ્તુઓ લઈને કાશ્મીરનો રાજા, ચડાઈ કરવા આવેલા ખુતનના રાજા પાસે ગયો. એને એ વસ્તુઓ દેખાડી અને કહ્યુ, "આપનો પૂર્વજન્મ યાદ કરો. આ માટે બધી સેનાનો નાહકનો સંહાર કરો છો ?"

**મૂર્તિ :** વસ્તુઓ જોતા બરોબર પેલાને પૂર્વજન્મનું ભાન થયું. એટલે પૂર્વજન્મમાં જે મૂર્તિની એ સેવા કરતો તે મૂર્તિ એણે કાશ્મીરથી ઉપાડી અને પોતાની સાથે ખુતન આણી. મૂર્તિ ખુતનના સીમાડા સુધી આવી અને પછી ત્યાંથી આગળ ખસી નહિં. ખૂબ મહેનત કરી પણ બધું નકામું ગયું. એટલે રાજાએ ત્યાંજ એક વિહાર બંધાવ્યો, મૂર્તિને પધરાવી તથા પૂજા વગેરે કરવા ભિક્ષુઓ નિમી દીધા.

ખુતનના રાજાને જ્યારે ખબર મળ્યા કે હ્યુએનસંગ ભોગય નગરમાં આવી પહોંચ્યો છે ત્યારે એણે એનું સ્વાગત કરવા જવાનો વિચાર કર્યો. રાજ્યની લગામ યુવરાજને સોંપી એ પોતે તૈયાર ગઈ ગયો. પછી પોતાના ખાસ માણુસને હ્યુએનસંગને તેડી લાવવા આગળ મોકલ્યો. એ માણુસ હ્યુએનસંગને જઈ મળ્યો અને એને પોતાની સાથે ખુતનમાં તેડી લાવ્યો. રસ્તામાંજ રાજાએ એનું સ્વાગત કર્યું અને ખૂબ ધામધૂમથી ધજા પતાકા ફુક વગેરે ઉડાવી ખુતન શહેરમાં એને લઈ આવ્યા. પછી હ્યુએનસંગને એક સંઘારામમાં ઉતારો આપ્યો.

ખુતન શહેરની દક્ષિણે ૧૦ લી દૂર એક બીજો સંઘારામ હતો. એમ કહેવાતું કે કોઈ અતી પ્રાચીન સમયમાં એક રાજાએ વૈરોચન અર્હત માટે એ સંઘારામ બંધાવ્યો હતો. આ દેશમાં સૌથી પહેલાં કોઈ સંઘારામ બંધાયો હોય તો એ પહેલવહેલોજ હતો. એના જેટલો પ્રાચીન સંઘારામ બીજે કઈ હતો નહિં.

આદિ સંઘારામ:

બૌદ્ધધર્મના પ્રચાર માટે વૈરોચન અર્હત ઠેઠ કાશ્મીરથી અહીં સુધી આવ્યો હતો. અહીં આવી એણે એક બાગમાં સમાધી લગાવી દીધી. લોકો એને જોઈને બીન્યા અને રાજાને ખબર આપી. રાજા એની પાસે આવ્યો અને અર્હતને પૂછયું, “આપ કોણ છો અને અહીં આવા નિર્જન સ્થાનમાં આપ કેમ બેઠા છો?”

વૈરોચન:

વૈરોચન અર્હતે જવાબ આપ્યો, “હું તથાગતનો ભક્ત છું.” રાજાએ પૂછયું, “તથાગત વળી કોણ છે?”

અર્હતે કહ્યું, “બુદ્ધભગવાનને તથાગત કહે છે. એ, કપિલવસ્તુના રાજા શુદ્ધોદનના પુત્ર હતા. પરંતુ એમણે પ્રાણીમાત્રનું કલ્યાણ કરવા માટે રાજપાટનો ત્યાગ કર્યો અને બોધિજ્ઞાન પ્રાપ્ત કર્યું. પછી એ જ્ઞાનનો ઉપદેશ એમણે ઠેર ઠેર કર્યો. તેમાંએ મુખ્યત્વે મૃગદાવ અને ગૃધ્રકૂટમાં એમણે ખૂબ પ્રવચન કરેલું. એમ લોકોને જ્ઞાનામૃતનું પાન કરાવતે કરાવતે એંશી વર્ષની ઉમ્મરે તથાગત નિર્વાણ પામ્યા. આપે હજી સુધી એમનું પવિત્ર નામ પણ સાંભળ્યુ નથી એ જાણી મને ખરેખર બહુ દુઃખ લાગે છે.”

તથાગત કોણ?:

રાજાએ કહ્યું, “હું સાચેજ દુર્ભાગી છું કે મેં એમનું નામ કે ઉપદેશ હજી સુધી સાંભળ્યાં નથી. પરંતુ આપનાં

રાજાને જ્ઞાન:

દર્શનથી હું હવે પાવન થયો છું. મારું ભાગ્ય ખુલે અને હું એમનાં ચરણમાં મસ્તક નમાવું છું."

અર્હતે કહ્યું, "જો તથાગતને માટે તમને ખરેખ પૂજ્યભાવ ઉત્પન્ન થયો હોય તો આપ એક સંઘા- બંધાવો."

રાજાએ કહ્યું, "સંઘરામ બંધાવવો એ કઈ બ અઘરી વાત નથી, પરંતુ એમાં મૂર્તિ ક્યાંથી પ રાવીશું ?"

"આપ સંઘારામ બંધાવો એટલે મૂર્તિ આપોઆ આવી જશે." અર્હતે કહ્યું.

સંઘારામ બંધાવ્યો : રાજાએ તો અર્હતના બોલ પર શ્રદ્ધા રાખીને સંઘા રામ બંધાવી દીધો. પછી અર્હત પાસે જઈ કહ્યું, "લ્યો. સંઘારામ તૈયાર થઈ ગયો છે. હવે મૂર્તિ લાવી આપો.'

સ્તુતિ : અર્હતે કહ્યું, "હવે આપ, આપના મંત્રી, દરબારીઓ તથા પ્રજાજન સૌ ભેગા થઈને અહીં આવી ઊભે ઊભે ખૂબ શ્રદ્ધાથી ભગવાનની સ્તુતિ કરવા માંડો. હમણાંજ મૂર્તિ આવી પહોંચે છે.

## ૬૮

## સમ્રાટ સાથે સંદેશા

હુએનત્સંગ ત્યાં રોકાઈ પડયો. ત્યાંથી એણે કાશઘરના રાજદૂતોને પુસ્તકો વગેરે ક્યાં સુધી આવ્યું છે તેની ખબર કાઢવા મોકલ્યા. એટલામાં એને કાઉચાંગના એક યુવક સાથે મેળાપ થયો. એ યુવાન ખુતનમાં વહેપારીઓના કાફલા સાથે આવ્યો હતો અને ફરી પાછો પોતાને દેશ વહેપારીઓ સાથેજ જવાનો હતો.

હુએનસંગે એની સાથે એક નિવેદન પત્ર, કાઉચાંગના રાજા પર લખી મોકલ્યો. યુવાનને કહ્યું, કે આ પત્ર ખુદ સમ્રાટના દરબારમાં જાતે જઈને આપી આવજો."

નિવેદન પત્ર :

એ નિવેદન પત્રમાં હુએનસંગે લખ્યુ હતું કે, "ચીનના સમ્રાટની સેવામાં મારી એક વિનંતિ છે. મેં મારા દેશબંધુઓને મુખેથી સાંભળ્યુ છે કે પહેલાંના વખતમાં મારા ચીન દેશના અનેક વિદ્વાનો સત્ય અને ધર્મની શોધમાં દૂર દૂરના દેશોમાં ગયા હતા; અને ત્યાંથી પાછા આવી પોતાના દેશબંધુઓને પોતાના જ્ઞાનનો લાભ આપ્યો હતો. એમનાં મુબારક નામ હજી પણ લોકો ઘણા ગર્વ સાથે ઉચ્ચારે છે; અને એમના તરફ પૂજ્યભાવ બતાવે છે.

દર્શનથી હું હવે પાવન થયો છું. મારૂં ભાગ્ય ખુલે છે અને હું એમનાં ચરણમાં મસ્તક નમાવું છું.”

અર્હતે કહ્યું, “જો તથાગતને માટે તમને ખરેખરો પૂજ્યભાવ ઉત્પન્ન થયો હોય તો આપ એક સંઘારામ બંધાવો.”

રાજાએ કહ્યું, “સંઘરામ બંધાવવો એ કંઈ બહુ અઘરી વાત નથી, પરંતુ એમાં મૂર્તિ ક્યાંથી પધરાવીશું?”

“આપ સંઘારામ બંધાવો એટલે મૂર્તિ આપોઆપ આવી જશે.” અર્હતે કહ્યું.

સંઘારામ બંધાવ્યો: રાજાએ તો અર્હતના બોલ પર શ્રદ્ધા રાખીને સંઘારામ બંધાવી દીધો. પછી અર્હત પાસે જઈ કહ્યું, “લ્યો, સંઘારામ તૈયાર થઈ ગયો છે. હવે મૂર્તિ લાવી આપો.”

સ્તુતિ: અર્હતે કહ્યું, “હવે આપ, આપના મંત્રી, દરબારીઓ તથા પ્રજાજન સૌ ભેગા થઈને અહીં આવી ઊભે ઊભે ખૂબ શ્રદ્ધાથી ભગવાનની સ્તુતિ કરવા માંડો. હમણાંજ મૂર્તિ આવી પહોંચે છે.

મૂર્તિ આવી: રાજાએ એના કહેવા પ્રમાણે બધુંજ કર્યું. એટલે આકાશમાર્ગેથી એક મૂર્તિ ત્યાં ઉતરી આવી. એ જોઈને રાજા ખૂબ પ્રસન્ન થયો અને એનો હરખ માયો નહિં. પછી રાજાએ મૂર્તિને હર્ષાશ્રુ સહીત સંઘારામમાં સ્થાપન કરી.

બધું પત્યા પછી રાજાએ અર્હતને વિનંતિ કરી, કે “આપ અમને તથા અમારી પ્રજાને ધર્મનો ઉપદેશ આપો.” તે દિવસથી ખુતનમાં બૌદ્ધધર્મનો પ્રચાર થયો. અને આ સંઘારામ આદિ સંઘારામના નામથી ઓળખાવા લાગ્યો.

## ૬૮

## સમ્રાટ સાથે સંદેશા

હુએનત્સંગ ત્યાં રોકાઈ પડયો. ત્યાંથી એણે કાશ-ઘરના રાજદૂતોને પુસ્તકો વગેરે ક્યાં સુધી આવ્યું છે તેની ખબર કાઢવા મોકલ્યા. એટલામાં એને કાઉચાંગના એક યુવક સાથે મેળાપ થયો. એ યુવાન ખુતનમાં વહે-પારીઓના કાફલા સાથે આવ્યો હતો અને ફરી પાછો પોતાને દેશ વહેપારીઓ સાથેજ જવાનો હતો.

હુએનસંગે એની સાથે એક નિવેદન પત્ર, કાઉચાંગના રાજા પર લખી મોકલ્યો.' યુવાનને કહ્યું, કે આ પત્ર ખુદ સમ્રાટના દરબારમાં જાતે જઈને આપી આવજો."

નિવેદન પત્ર :

એ નિવેદન પત્રમાં હુએનસંગે લખ્યું હતું કે, "ચીનના સમ્રાટની સેવામાં મારી એક વિનંતિ છે. મેં મારા દેશબંધુઓને મુખેથી સાંભળ્યુ છે કે પહેલાંના વખતમાં મારા ચીન દેશના અનેક વિદ્વાનો સત્ય અને ધર્મની શોધમાં દૂર દૂરના દેશોમાં ગયા હતા; અને ત્યાંથી પાછા આવી પોતાના દેશબંધુઓને પોતાના જ્ઞાનનો લાભ આપ્યો હતો. એમનાં સુખારક નામ હજી પણ લોકો ઘણા ગર્વ સાથે ઉચ્ચારે છે; અને એમના તરફ પૂજ્યભાવ બતાવે છે.

મેં આપણા દેશના બૌદ્ધ ધર્મના ગ્રન્થોનો અભ્યાસ કર્યો ત્યારે મને માલમ પડયુ કે આ દેશમાં બૌદ્ધધર્મનો જે સ્વરુપમાં પ્રચાર થયેલો છે તે બરાબર નથી. એમાં ઘણી ઘણી ઉણુપો મને દેખાઈ. તેથી એ ઉણુપો પૂરી કરવા માટે મેં દૂરના દેશમાં જવા વિચાર કર્યો.

મારી કથની: એ વિચારનો અમલ ચેગસ્વાન સંવત ૬૩૦ ના ત્રીજા વર્ષના ચોથા માસમાં મેં કર્યો; અને છાનેમાને આપણા દેશમાંથી ન્હાસીને ભારતવર્ષ તરફનો રસ્તો પકડયો. પહાડો, પર્વતો, રણો, નદીઓ વગેરે ખૂબ કષ્ટ વેઠીને મેં વટાવ્યાં. ટાઢ, તાપ, તથા વરસાદ પણ મેં વેઠ્યાં અને આખરે ચાંગાનથી રાજગૃહ સુધી હું જઈ પહોંચ્યો.

બૌદ્ધ ધર્મનો અભ્યાસ: ત્યાંથી હજારો આપત્તીઓને વેઠતો, લુંટ, ધાડ વગેરેને સહન કરતો હું ભારતવર્ષ પહોંચ્યો. રસ્તામાંના ભિન્ન ભિન્ન દેશના આચાર વિચાર તથા વ્યવહાર વગેરેનો અભ્યાસ કર્યો તથા ભારત વર્ષમાંથી બૌદ્ધધર્મનો સંપૂર્ણ અભ્યાસ કરીને હું કુશલતાપૂર્વક ચીન તરફ પાછો ફર્યો છું. હાલમાં હું ખુતનમાં છું. મારાં પુસ્તકો એક હાથી પર લાદીને હું લાવ્યો હતો. પણ એ હાથી રસ્તામાં એક કોતરમાં સપડાઈ મરી ગયો. એટલે મારાં પુસ્તકો હજી મને મળી શક્યાં નથી. પુસ્તકો આવતા સુધી મને અહીં રોકાવાની ફરજ પડી છે.

કદાચ પુસ્તકો વખતસર નહિં આવી શકે તો પણ હું જાતે એકલો તો આપની સેવામાં જરૂર હાજર થઈશ. એટલા ખાતર મેં મારો આ વિનંતિ પત્ર કાઉચાંગના મહાનચી નામના ઉપાસક સાથે આપની સેવામાં સાદર

કર્યો છે  માહાનચી ઉપાસક અહીં થી વહેપારીઓની સાથે ત્યાં આવનાર છે.”

ઉપર પ્રમાણેનો પત્ર હુએનસંગે મહાનચીને આપી, એને કાઉચાંગ તરફ વળાવ્યો અને પોતે સમ્રાટના ઉત્તરની રાહ જોતો બેઠો. એટલા વખતમાં હુએનસંગે ખુતનના ભિક્ષુસંઘને યોગ, અભિધર્મ કોશ્યા અને મહાયાન સમ્પરિગ્રહ નામના ગ્રંથોનો બરાબર અભ્યાસ કરાવ્યો અને પોતે એના પર વ્યાખ્યાનો આપ્યાં.

વ્યાખ્યાનો :

વ્યાખ્યાન વખતે, નાના, મોટા, યતી, ગૃહી રાજા, રંક વગેરે સર્વ લોકો એકઠા થતા અને ભીંડ એટલી જામતી કે બેસવાને જગા પણ ન મળે.

આઠ મહિને હુએનસંગને રાજાના પત્રનો જવાબ મળ્યો. એ પત્રમાં લખ્યું હતું કે, “ આપ આટલે દૂરની યાત્રા કરીને હેમખેમ પાછા આવી શક્યા છો એ જાણી મને ઘણો આનંદ થયો છે. કૃપા કરીને આપનાં દર્શનનો લાભ જેમ બને તેમ જલદી આપી મને આભારી કરશો. આપણા દેશના ભિક્ષુઓ આપને આવીને મળે એવી સૂચના મેં એમને કરી છે. ખુતનના રાજાને મેં એક પત્ર લખ્યો છે કે આપને માટે વાહનાદિની ગોઠવણ કરે તથા રસ્તાનો જાણકાર એક ભોમિયો તમારી સાથે મોકલે.

રાજાનો પ્રત્યુત્તર :

આ સિવાય તુનસાંગના રાજ્યમાં પણ મેં ખબર આપી દીધી છે કે ત્યાં આગળનું મોટું રેતીનુ રણ ઓળંગવામાં જેટલી મદદ થઈ શકે એટલી બધી મદદ તમને તેઓ આપે. ત્યાંથી આગળના શેનશેન ઉર્ફે સિઉલાન રાજ્યના

સગવડ :

ચાલતાં નીમોનો પ્રદેશ આવ્યો અને ત્યાંથી પાછા આગળ ચાલતાં નવય દેશ આવ્યો નવય દેશને શેનશેન અથવા લિઉલાન કહે છે

શાચાઉ : ત્યાંથી એ શાચાઉ ગયો. અને શાચાઉમાંથી એક નિવેદન પત્રદ્વારા ચીનના સમ્રાટને પોતાના આગમનના સમાચાર મોકલાવ્યા. તે વખતે ચીનનો સમ્રાટ જુની રાજધાની લોયાંગ નગરમા રહેતો હતો. એણે કાગળ વાંચીને હ્યુએનસંગનું સ્વાગત કરવા લોયાંગના રાજકુમાર ફેંગ–હુઅન–લિંગન મોકલ્યો. અને શિગાનફુ ના રાજા ચો–પો–શે ને એની સાથે પોતાના રસાલા સાથે જવા ફરમાવ્યુ.

કારણ : જ્યારે હ્યુએનસંગને એમ ખબર મળી કે સમ્રાટ એના બીન પરવાનગી ચીન છોડ્યા બદલનો જવાબ લેવા માગે છે, ત્યારે તો એણે સમ્રાટ, પાસે પહોંચી જવાની ખુબ ઉતાવળ કરવા માંડી, અને નહેરને રસ્તે શિ–ગાન–ફુ પહોચી ગયો. શિ–ગાન–ફુ ના સરકારી માણસોને એનું શી રીતે સ્વાગત કરવું તેનું બિલકુલ જ્ઞાન નહોતું. એટલે એ લોકોએ કોઈપણ પ્રકારનો તૈયારી કરી નહિં.

અતી સ્નેહ : પરંતુ નગરવાસીઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એ લોકો બધા ભેગા થઈને નગર બહાર, નહેરના ઘાટ પર હ્યુએનસંગની રાહ જોતા બેઠા. હ્યુએનસંગનુ વહાણ શિ–ગાન–ફુ ના ઘાટ પર આવ્યું. પરંતુ ત્યાં માણસોની એટલી બધી ભીડ જામી ગઈ હતી કે હ્યુએનસંગને પગ મુકવા જેટલીએ જગા મળી શકી નહિં. ઘણો પ્રયત્ન કરવા છતાં એ વહાણમાંથી નીચે ઉતરી શક્યો

રાજાને સંદેશો મોકલ્યો છે કે પોતાના રાજસેવકોને આપનો સત્કાર કરવા સામા મોકલે."

પીમો નગરમાં : રાજાનો કાગળ વાંચીને હ્યુએનસંગે પોતાની ચોપડીઓ તથા સામાન ખુતનમાં જ રહેવા દઈ આગળ પ્રયાણ શરૂ કર્યું પહેલાં એ પીમો નગરમાં જઈ પહોંચ્યો. ત્યાં બુદ્ધદેવની એક ૩૦ ફુટ ઉંચી ચંદનની મૂર્તિ ઉભેલી મુદ્રામાં હતી. કહે છે કે કૌશાંબીના રાજા ઉદયેને આ પ્રતિમા બુદ્ધભગવાનના જીવનકાલમાં ઘડાવી હતી. બુદ્ધ-ભગવાનના નિર્વાણ પછી આ મૂર્તિ આકાશમાર્ગે ઉડીને અહીં આવી હતી. તે વખતથી જ્યાં એ ઉભી છે ત્યાંજ ઉભી છે. કહેવાય છે કે જ્યાં સુધી બુદ્ધભગવાનનો ધર્મ આ સંસાર પર ટકશે ત્યાં સુધી મૂર્તિ પૃથ્વી પર રહેશે, પછી એ પાતાળમાં પેસી જશે.

રેતીના રણમાં : પીમો નગરથી પૂર્વ દિશામાં જતાં એક રણ આવ્યુ. એ રણ વટાવીને હ્યુએનસંગ નીડાંગ નગરમાં આવ્યો. નીડાંગથી પૂર્વે પાછું એક બીજું રણ આવ્યું. આ, રણ ઘણું વિશાળ હતું. વળી એમાં એકે જગાએ પાણી કે ઝાડપાન દેખાતું નહોતું. દિવસે ગરમ રેતીની આંધી ચડતી અને રાત્રે ચારે બાજુથી ભુતાવળ એકઠી થઈને કીકીઆરી કરી મુકતી. કઠણ છાતીનું માણસ પણ ડરી જાય. જ્યાં જુઓ ત્યાં રેતીજ રેતી, ન દેખાય પગથી કે ન દેખાય રસ્તો. ફક્ત મરી ગયેલાં માણસોનાં રઝળતાં હાડકાંને આધારે રસ્તો આગળ કપાતો હતો. આખરે ઘણા દિવસની મુસાફરી પછી એ રણ પણ વટાવી દીધું. રણ પાર કરીને હ્યુએનસંગ તુષાર દેશ પહોંચ્યો. ત્યાંથી આગળ

ચાલતાં નીમોનો પ્રદેશ આવ્યો અને ત્યાંથી પાછા આગળ ચાલતાં નવય દેશ આવ્યો નવય દેશને શેનશેન અથવા લિઉલાન કહે છે

શાચાઉ : ત્યાંથી એ શાચાઉ ગયો. અને શાચાઉમાંથી એક નિવેદન પત્રદ્વારા ચીનના સમ્રાટને પોતાના આગમનના સમાચાર મોકલાવ્યા. તે વખતે ચીનનો સમ્રાટ જુની રાજધાની લોયાંગ નગરમાં રહેતો હતો. એણે કાગળ વાંચીને હુએનસંગનું સ્વાગત કરવા લોયાંગના રાજકુમાર ફેંગ–હુઅન–લિંગન મોકલ્યો. અને શિગાનકુ ના રાજા ચો–પો–શે ને એની સાથે પોતાના રસાલા સાથે જવા ફરમાવ્યુ.

કારણું : જ્યારે હુએનસંગને એમ ખબર મળી કે સમ્રાટ એના ખીન પરવાનગી ચીન છોડ્યા બદલનો જવાબ લેવા માગે છે, ત્યારે તો એણે સમ્રાટ પાસે પહોંચી જવાની ખુબ ઉતાવળ કરવા માંડી, અને મહેરને રસ્તે શિ–ગાન–કુ પહોંચી ગયો. શિ–ગાન–કુ ના સરકારી માણસોને એનું શી રીતે સ્વાગત કરવું તેનું બિલકુલ જ્ઞાન નહોતું. એટલે એ લોકોએ કોઈ પણ પ્રકારની તૈયારી કરી નહિં.

અતી સ્નેહ : પરંતુ નગરવાસીઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એ લોકો બધા ભેગા થઈને નગર બહાર, નહેરના ઘાટ પર હુએનસંગની રાહ જોતા બેઠા. હુએનસંગનું વહાણુ શિ–ગાન–કુ ના ઘાટ પર આવ્યું. પરંતુ ત્યાં માણુસોની એટલી બધી ભીંડ જામી ગઈ હતી કે હુએન-સંગને પગ મુકવા જેટલીએ જગા મળી શકી નહિં. ઘણો પ્રયત્ન કરવા છતાં એ વહાણુમાથી નીચે ઉતરી શક્યો

ચાંદીની મુતિ, અત્યંત ચળકારા મારતા આસનવાળી, ચાર ફુટ ઉંચી.

૬ નગરહરની ગુફાની છાયાપરથી નકલ કરેલી ભગવાનની એક મૂર્તિ, સિંહાસન સહિત, ૩ ફુટ ૫ ઇંચ ઉંચી

૭ વૈશાલીનગરમાં ઉપદેશ માટે પ્રસ્થાન કરતી મુદ્રાવાળી ચન્દનની એક મૂર્તિ સિંહાસન સાથેની ૧ ફુટ ૩ ઇંચ ઉંચી.

*આ સિવાય પુસ્તકો તથા તેની બીજી હસ્ત લિખિત પ્રતો નીચે પ્રમાણે હતી.*

પુસ્તકો :

૧ સૂત્રની ૨૨૪ પ્રતો.
૨ શાસ્ત્રની ૧૯૨ પ્રતો
૩ સ્થવિરનિકાયનાં સૂત્ર, વિનય અને શાસ્ત્રની ૧૫ પ્રતો
૪ સમ્મતીય નિકાયની ૧૫ પ્રતો.
૫ મહીશાસક નિકાયની ૨૨ પ્રતો.
૬ સર્વાસ્તિવાદ નિકાયની ૬૭ પ્રતો.
૭ કાશ્યપીય નિકાયની ૧૭ પ્રતો.
૮ ધર્મગુપ્ત.નિકાયની ૪૨ પ્રતો.
૯ હેતુ વિદ્યાના ગ્રંથ—૩૬ પ્રતો.
૧૦ શબ્દવિદ્યાના ગ્રંથ—૧૩ પ્રતો.

મુલાકાત :

આ પ્રમાણે મૂર્તિઓ અને પુસ્તકોની વ્યવસ્થા કરીને હ્યુએનસંગ શિગાનફુના મુખ્ય અધિકારીને મળ્યો.

ત્યારે પછી લોયાંગ નગરમાં જ્યાં સમ્રાટ હતા ત્યાં પહોંચી ગયો. સમ્રાટે એને પોતાના ઇલ્વાન નામના મહેલમાં મુલાકાતનું માન આપ્યુ. ત્યાં હ્યુએનસંગને આસન આપ્યુ. એના બેઠા પછી રાજાએ પૂછ્યુ, 'મારી રજા સિવાય તમે ચીન છોડયુ જ કેમ ?"

સામા રદીઆ : હ્યુએનસંગે કહ્યું, "મ્હેં ત્રણ ત્રણ વખત રજા માટે અરજીઓ આપની હજુરમાં સાદર કરી હતી, પરંતુ એકકે અરજીનો જવાબ આપ નામવર તરફથી મને મળ્યો નહિં. છતાં આપના જવાબની આશામાં ને આશામાં મેં ઘણા દિવસ કાઢી નાંખ્યા. છેવટે મારે ના ઇલાજે આપની રજા સિવાય ન્હાસી જવાનો માર્ગ ગ્રહણ કરવો પડયો. મારી ઉત્કંઠા તે વખતે એટલી જબરી હતી કે હું મારી એ વૃત્તિને રોકી શકયો નહિં."

હ્યુએનસંગનો જવાબ સાંભળી સમ્રાટે કહ્યું, "ભલે, પરંતુ હવે તમે મારા દરબારમાં રહી જાવ. તમને હું સારો પગાર બાંધી આપીશ. હ્યુએનસંગે રાજાની એ માગણીનો સવિનય અસ્વીકાર કર્યો, અને લોયાંગથી શિગાનકુ પાછો આવતો રહ્યો.

અનુવાદ શરૂ કર્યા : શિગાનકુ આવીને પોતાના હોંગકુ નામના સંઘારામમાં એણે બેઠક જમાવી અને સંસ્કૃત ગ્રંથોના અનુવાદ ચીની ભાષામાં કરવાનું કામ આરંભી દીધું. સન ૬૪૭ ના અંત સુધીમાં એણે બોધિસત્વ પિટક સૂત્ર, બુદ્ધ ભૂમિ સૂત્ર, અને પટમુખી ધારિણી વગેરે ગ્રંથોના અનુવાદ પૂરા કરી નાંખ્યા.

પછી સન ૬૪૮ ના અન્ત સુધીમાં તો એણે ૫૮ પુસ્તકોના અનુવાદ કરી નાંખ્યા. તેજ વર્ષમાં સમ્રાટની આજ્ઞા મુજબ "સી-યૂ-કી" નામનો ગ્રંથ એણે નવો રચવા માંડયો. સન ૬૪૯ માં સમ્રાટે એને "સેયેન" ના સંઘારામમાં રહીને અનુવાદ કરવાનું કામ કરવા કહ્યું. એટલે તે પ્રમાણે હુએનસંગે પોતાનો સરસામન હોંગકૂથી સેયેનમાં આણ્યો અને પોતાનું બાકીનું આયુષ્ય ત્યાંજ રહીને અનુવાદ કરતે કરતે પૂરૂં કર્યું.

નવો ગ્રંથ :

ઇ. સ. ૬૫૦ માં ચીનનો સમ્રાટ તાહસુંગ મરણ પામ્યો અને એની ગાદીએ કાવસુંગ રાજા થયો. નવા રાજાના ગાદીએ બેઠા પછી હુએનસંગને પોતાના અનુવાદના કામ ઉપરાંત ત્યાંના સંઘારામના ભિક્ષુઓને ધર્મગ્રંથો શિખવવાનું કામ હાથમાં લેવું પડયુ.

અભ્યાસ કરાવ્યો :

હુએનસંગ સવારમાં વહેલો ઉઠી, દાતણપાણી કરી, ચાર કલાક સુધી ધર્મ ગ્રંથોનું અધ્યયન કરાવતો. એ શીખવવા બેસતો તે વખતે ૧૦૦ ભિક્ષુ, હજારો ઉપાસકો અને રાજ્યના અગ્રગણ્ય અધિકારીઓ એનો ઉપદેશ સાંભળવા ભેગા થતા.

ઇ. સ. ૬૫૨ માં એણે હોંગકુ સંઘારામની દક્ષિણે એક વિહાર બંધાવ્યો. અને એમાં પોતાની ચોપડીઓ તથા મુર્તિઓ વ્યવસ્થિત રીતે ગોઠવી દીધી. એ વિહારની બાંધણી ભારતવર્ષના સ્તૂપના આકારની કરાવી હતી. ઉંચાઈ ૧૮૦ ફુટની હતી. એમાં પાંચ માળ હતા.

નવો વિહાર :

**ધર્મગ્રંથો પ્રત્યે ભક્તિ :** ઈ. સ. ૬૫૪ માં મધ્ય હિન્દુસ્તાનના મહાબોધિ મંદિરના પ્રતિનિધિઓ ચીનમાં ગય. હતા. એ લોકો હ્યુએનસંગને મળ્યા અને સમાચાર આપ્યા કે, " ભારત વર્ષના લોકોના અંત કરણમ. આપને માટેનું માન હજી એવુંને એવું જ છે. " એ સાંભળી હ્યુએનસંગે એ લોકોને ખુબ વિનયથી કહ્યું કે, " આપ મારૂં એક કામ કરીને મને આભારી કરશો- હિન્દથી ચીનમાં આવતાં રસ્તામાં થોડી ચોપડીઓનો નાશ થઇ ગયો છે એ ચોપડીઓની યાદી હું તમને આપું છું. કૃપા કરીને એ પુસ્તકો મેળવીને ચીન મોકલી આપશો તો હું તથા આખુ ચીન આપનું ઓશીંગણુ રહીશું. "

**પ્રજ્ઞાપારમિતાનો અનુવાદ :** ઈ. સ. ૬૫૬ માં હ્યુએનસંગ માંદો પડયો. પણ સરકારી વૈદ્યોના ઉપચારથી એને સારૂં થઇ ગયુ. ઇ. સ. ૬૫૮ માં સમ્રાટ એને પોતાની સાથે લોયાંગ નગર લઇ ગયા. ત્યાં એને સિમિંગ નામના સંઘારામમાં રહેવાની વ્યવસ્થા કરી આપી. પરંતુ જ્યારે એને લાગ્યું કે અહીં અનુવાદના કામમાં ખુબ વિક્ષેપ પડે છે ત્યારે બીજે વર્ષે એણે સમ્રાટની પરવાનગી લઇ 'સુંકૂ' નામના રાજમહેલમાં રહેવાનું રાખ્યુ. ત્યાં જઇ પ્રજ્ઞાપારમિતાનો અનુવાદ શરૂ કરી દીધો.

**સ્વપ્ન આદેશ :** ઈ. સ. ૬૬૦ માં એણે મહાપ્રજ્ઞા પારમિતાનો અનુવાદ કરવાનો વિચાર કર્યો. પણ ગ્રંથ મોટો હોવાથી અને એમાં બે લાખ શ્લોકો હોવાથી પહેલાં તો એણે ગ્રંથને ટુંકાવવાનો વિચાર કર્યો. પરંતુ તેજ રાત્રે એને સ્વપ્ન આવ્યુ અને એમાં " ગ્રંથ ન ટુંકાવશો " એવી

પૂચના મળી એટલે ટૂંકાવવાનું કામ બંધ રાખ્યુ. એને
બદલે હિન્દમાંથી એજ ગ્રંથની ત્રણ પ્રતો એ સાથે લાવ્યો
હતો તે બધી સાથે લઈ ને પાઠ સરખાવવા માંડ્યા અને
એનું સંશોધન કરી અનુવાદનું કામ શરૂ કરી દીધું. ઈ. સ.
૬૬૧ માં એણે મહાપ્રજ્ઞા પારમિતાનો અનુવાદ સમાપ્ત
કર્યો.

પારાયણ

ધીમે ધીમે વૃદ્ધાવસ્થાએ એના પર સત્તા જમાવી
એટલે રત્નકૂટ સૂત્રના અનુવાદનું કામ હાથ પર લઈ શક્યો
નહિં. નવું કામ થઈ શકે એમ ન લાગ્યું એટલે એણે
પોતાના અનુવાદો વંચાવવાનું તથા પોતે સાંભળવાનું કામ
શરૂ કર્યું. સાંભળતે સાંભળતે ઘણી જગાએ પોતાનું
લખેલું સુધરાવ્યું; અને ગ્રન્થો ભૂલ વગરના બનાવ્યા.

પરલોકવાસ :

આ પ્રમાણે હુએનત્સંગે ઈ. સ. ૬૬૪ ના અન્ત સુધી
પોતાના દેશના સાહિત્ય ભંડારમાં ધર્મગ્રંથોના અનુવાદનો
સંગીન ઉમેરો કર્યો. આખું જીવન વિદ્યાર્થી રહી, બધું
આયુષ્ય પરમાર્થે ગાળી મૈત્રેય ભગવાનનું ધ્યાન કરીને
હુએનસંગે ફાગણ સુદી ૧૩ ને દિવસે પરલોકવાસ કર્યો.

લોયાંગ નગરમાં એને સમાધી આપવામાં આવી.
અને રાજાએ એના સ્મારક તરિકે 'ફાનચુયેન'ના ઘાટની
ઉત્તરે એક સુન્દર વિહાર બંધાવ્યો. પછી એ વિહારમાં
ઈ. સ. ૬૬૯ માં એનાં અસ્થિ પધરાવ્યાં.

